# સોલંકીવંશની ગોધરાશાખાનો
# ઈતિહાસ.

# सोलंकी वंशनी गोधराशाखानो
# इतिहास.

(વ્યવહાર ધર્મ નિરૂપણ કાવ્ય સમેત.)

(ગાજણા સ્વસ્થાનના ઠાકોર સાહેબ નામદાર મહારાણા
શ્રી હિંમતસિંહજી રાયસિંહજી સાહેબની આજ્ઞાનુસાર
તેઓશ્રીની નોંધપોથી ઉપરથી)


રચી પ્રસિદ્ધ કરનાર,

**કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત,**

'कविभूषण'

'આયુર્વેદાદિત્ય', 'ઈલમજંગબહાદુર', 'રૂતુવિહાર કાવ્ય',
'પ્રહ્લાદ વિજય' 'જાળંધર અને સતીવૃંદા' 'પાંડવ વનવાસ'
'પાંડવ રાજ્યાભિષેક' આદિ ગ્રંથ-ચંપુ કર્તા; અને
માલીક

**પ્રાણરક્ષક ઔષધાલય.**

કાલબાદેવી-મુંબાઈ.



અમદાવાદ-સલાપોસ રોડ,
ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યા.

ઈ. સ. ૧૯૧૮. સંવત ૧૯૭૫.
આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.




કિમ્મત બે રૂપીઆ

१

ख्याति गमयति सुजनः सुकविर्विदधातिः केवलं काव्यम्।
पुष्णाति कमलमम्भो लक्ष्म्यातु रविर्नियोजयति ॥

ખ્યાતિ પમાડે સુજનો, કવિ તો માત્ર સુકાવ્ય રચી જાણે;
જળ પોષે કમળો પણ, પ્રફુલ્લતા તે માંહી રવિ આણે.

२

अम्भोधिः स्थलतां स्थलं जलधितां धूली लवः शैलतां
मेरूर्मृत्कणतां तृणं कुलिशतां वज्रं तृण मायतां।
वन्हिः शीतलतां हिमन्दहनता मायाति यस्येच्छया
लीलादुर्ललिताद्भुत व्यसनिने देवाय तस्मै नमः॥

આહા ઉદધિ ત્યાં સ્થળ, સ્થળ દધિ, જ્યાં ધુળ્ય ત્યાં પર્વત,
મેરૂ ત્યાં રજ, વજ્ર તુલ્ય ખડને, પ્રાયઃ તૃણે વજ્રત;
અગ્નિ ત્યાં શિતતા, શિતે દહનતા, સંકલ્પ માત્રે મને,
સાધે એ અદ્ભૂત કાર્ય વ્યસની, સાષ્ટાંગ સર્વેશ્વને.

३

विद्त्कवयः कवयः केवल कवयस्तु केवलं कपयः।
कुल जाया सा जाया केवल जाया तु केवलं माया॥

વિદ્વત્તાધર કવિવર, કેવળ કવિરૂપ કપિની છાયાનું;
કુળજાયા તે જાયા, કેવળ જાયા સ્વરૂપ માયાનું.

# ઉપોદ્‌ઘાત.



ઇતિહાસને રાજ્યશક્તિનું અંગવસ્ત્ર, ઉગતિ પ્રજાનું મોક્ષતીર્થ, અને પ્રકૃત ઉન્નતિનું મુળ માનનાર રોમનરાજ્યભૂષણ કેટો જન્મ્યા અગાઉ સહસ્ત્રાવધિ વર્ષો પૂર્વે ભારતવર્ષમાં વાલ્હિમકિ અને વ્યાસ એજ પ્રકૃતિબંધ મહાનિયમના ધુરંધર ઉત્પાદક ને પ્રચારક થઇ ગયા છે. તેમનાં રામાયણ ને મહાભારત એ બે પ્રમાણભૂત—સજીવ—ઇતિહાસ માત્રનાં બીજક મનોહર રૂપો જોઇ; મહાકવિ કાળિદાસે, **वेदाभ्यासजडः कथं नु विषयव्यावृत्तकौतुहलो निर्मातुं प्रभवेन्मनोहरमिदं रुपं पुराणो मुनिः ॥** એ પદ્યપંક્તિયોમાં જે આશ્ચર્યચકિતતા બતાવી છે તે સુયોગ્યને સર્વમાન્ય છે. ભાષાસંસ્કાર સાથે આ કળા પાછળથી મનોરંજક વર્ણનોને વ્યવહારબોધક ચિત્રોના ઘટિત ઉમેરણે શિષ્યપરંપરામાં ધપતે પગલે આગળ વધ્યાની કોઇથી ના પાડી શકાશે નહીં; પણ તેમાંનો તિથીસંવત્સર તરફનો દુર્લક્ષ તો મુળની માફક કાયમ રહેલો તે છેવટે લગભગ બારસેંના સૈકા પછી જ, પાટણની સોલંકી રાજ્યસત્તાના મધ્યાનકાળમાં હેમાચાર્ય, મેરૂતુંગ, અભયતિલકગંજ ને કૃષ્ણાજી વગેરે સારાસારા ઇતિહાસકારો ઉદ્‌ભવ્યા ત્યારે જ દુર થયેલો લાગે છે. એ સમયના સોલંકીવંશને લગતા દ્વયાશ્રય, રત્નમાળા, કીર્તિકૌમોદી, સુરથોત્સવ કાવ્ય, હમીર કાવ્ય, પ્રબંધચિંતામણી, ચતુરવિંશતિપ્રબંધ, ને લેખપંચાશિકા વગેરે અમુલ્ય સંખ્યાબંધ ગ્રંથો ને રાસાઓ સંવત્સર ને વર્ણનના થોડાઘણા ફેરફાર સાથે; પાટણના ચાલુક્ય રાજ્યસિંહાસને અજરામર કીર્તિ ને દૈવિપ્રભુતા બક્ષી ઐતિહાસિક ને સાહિત્ય સમૃદ્ધિના સુંદરકોષ રૂપે ગુજરાતને બેશક રૂણી બનાવી ગયા છે. પણ આ સઘળા ઇતિહાસકારોનું કામ પાટણપતિયોને પ્રસન્ન કરવા કરતાં વિશેષ હોય એમ તેમના ગ્રંથારંભો જોતાં જણાતું નથી. તે દરેકે મુળરાજથી મુળ માંડી, તેની અગાઉના **ભુવનાદિત્ય, સોમાદિત્ય, ચંદ્રદેવજી, કલ્યાણદેવજી,** ને **ભુવદેવજી** સુધીના પાછે પગલે પાંચ છ પૂર્વજોને સ્થાનસ્થીતિની સુચના વિનાના માત્ર નામે જ ગણાવી જઇ તેમાં જ આખા સોલંકીવંશના મૂળની ઇતિશ્રી વાળી છે, આથી મુળરાજના વડવાઓનું રહેઠાણ ત્રિશંકુની સ્થીતિને પામતાં, અર્વાચિન બ્યુલર, ફ્લીટ, વિલસન, કેમ્પબેલ, બર્જેસ, પ્રીન્સેપ, જેકસન, અને ફ્રારબસ વગેરે વિદેશી વિદ્વાનોમાંના કોઇએ તેને ઉત્તર તરફના કોઇ અશ્વવિદ્યાપરિક્ષક યાત્રાળુના વંશનો, તો કોઇએ તેને જયશીખરીને મારનાર

કલ્યાણીના ભૂવડના વંશને કરપી લેઇ પોતાની સિસોટીનો અવાજ ઉર્ગાત પ્રજાના અંતરમાં સ્વચ્છંદે ફેલાવા દીગે છે. આ અત્યાર સુધીના જોવાયલા અદૃશ્ય ઇતિહાસિક મુળ સાથે, આ ગ્રંથમાંના તદન નવા સંગ્રહાયલા ઇતિ· હાસનું સપ્રમાણ જોડાણ કંઇક અંશે નવું ઉઝરડું નાખે, એ અભિલાષાના ઉષ:કાળમાં આ ગ્રંથનું બીજારોપણ છે.

સોલંકીવંશનો પ્રમાણભૂત ઇતિહાસ હાથ લાગતાં સાધનોથી તારવતાં રાયસલગઢથી ઉતરી આવી ટુંકટોડામાં રાજ્યછત્ર ધારણ કરી બેઠેલા સોલંકી રાજ્યવંશીયોમાંના છેલ્લા રાજા ખેંગારદેવજીના **બળકંદદેવજી** અને **દળકંદદેવજી** નામના બે શુરવીર કુંવરોથી શરૂ થાય છે. જેમાંના પાટવીકુંવર **બળકંદદેવજી**ની શાખામાં, સંસ્કૃત ઇતિહાસકારોએ ગણાવેલા પાંચ રાજાઓમાંના ભુવનાદિત્યનો, **રાજ** નામે પાટવીકુંવર ગોત્રહત્યાના નિવાર્ણાર્થે, ટુંકટોડાનું રાજ્યસિંહાસન પોતાના લઘુબંધુ **દંડક**ને સોંપી, મધ્યબંધુ **બીજરાજ** સાથે બ્રહ્મચારી વેષે તિર્થાટન કરતો અણહિલવાડની ભાગોળે આવી પહોંચ્યો, તે વખતે એ દરવાજે થઇને અશ્વક્રિડા ખેલતો ચાવડાવંશનો છેલ્લો રાજા સામંતસિંહ સગર્ભા ઘોડીને ચાબુક ચમચમાવી ઠેકાવતો શેહેરમાં દાખલ થતો જોઇ, શાળીહોત્ર વિદ્યાસંપન્ન **રાજે**, તેને પલાણેલી ઘોડીના પેટમાંના પંચકલ્યાણી વછેરાની જમણી આંખ ફુટેલી જણાવી, તેની ખાતરીની હોડમાં ચાવડારાણા પાસેથી તેણે, તેની બ્હેન લીલાદેવી મેળવી, તેને પેટે પાકેલા **મુળરાજે** મામાના કુટુંબનું નિકંદન કાઢી સંવત્ ૯૯૮ના અરસામાં અણહિલવાડનું રાજ્યસિંહાસન શરૂ કર્યું, એ મેરૂ· તુંગની ભ્રમણતા કે ભાટોની ભાટાઇનું પરિણામ નથી પણ ટુંકટોડાને પાટણની આત્મકથાનો સાચો સંબંધ છે; અને બીજા કુંવર **દળકંદદેવે** ભવિષ્ય અજમાવવાને બ્હાને પૃથ્વીપર્યટન કરતાં શંકર કૃપાથી બાવીસસેં ગામના મહિયડ પ્રદેશના ભીલરાજાને મારી સંવત્ ૧૧૦ માં ગોધરામાં પોતાની ગાદી સ્થાપી, તેમાંથી સંવત્ ૨૪૬માં શેહેર માંડવીમાં, સંવત્ ૨૫૭ માં બાકરોલ· ગઢમાં, સંવત્ ૫૧૨ માં પંપાવતિમાં, સંવત્ ૫૮૬ માં નાપામાં, સંવત્ ૫૮૬ માં કુણાહરેરામાં, સંવત્ ૭૭૨ માં મેહલોલમાં, સંવત્ ૯૧૬ માં શીળીમાં, સંવત્ ૯૧૬ માં સોજીત્રામાં, સંવત્ ૧૩૭૧ માં નાપાડમાં, સંવત્ ૧૪૮૦ માં ગઢગાજણામાં, સંવત્ ૧૪૮૦ માં વાલુવડમાં, સંવત્ ૧૬૧૨ માં વડોદમાં, સંવત્ ૧૪૮૨ માં હાથેજમાં, સંવત્ ૧૭૭૪ માં મોગરમાં, સંવત્ ૧૪૮૦ માં દેવામાં, સંવત્ ૧૭૦૦ ના અરસામાં છાલીયેરમાં ને સંવત્ ૧૭૫૬માં સોનાપુરમાં પોતાની મુખ્ય શાખાઓ સ્થાપી, અને તે ઉપરાંત ત્રણસેં

છુટક ગામોમાં પોતાના ભાયાતોને વિસ્તારી આદ્યક્ષત્રીવટની અનુપમ છાયા સંજીવન રાખી એ ટુંકટોડાને ગોધરાની આત્મકથાનો સાચો સંબંધ છે. પણ બિલ્હણ કવિ કહે છે કેઃ—**लंकापतेः संकुचितं यशोयत् यत्कीर्तिपात्रं रघुराजपुत्रः। स सर्व एवाद्यकवेः प्रभावो न कोपनीयः कवयः क्षितींद्रैः॥** લંકાના રાજા રાવણની કીર્તિ ઓછી ને રામચંદ્રનો યશ વિશાળ એ બીજું કંઇ જ નહીં પણ આદ્યકવિનો પ્રભાવ છે; તેવી રીતે પાટણશાખા પ્રસિદ્ધ, ને ગોધરાશાખા ગુપ્ત એ બીજું કંઇ જ નહીં પણ એ તેમની કવિપાલક શક્તિની શ્રેષ્ટતા—ન્યુનતાનુંજ કારણ ગણી શકાય.

પાટણશાખા ઉગીને આથમી ગઇ, તેના ઉદય પહેલાં આડસેં વર્ષ અગાઉ તેજ કુટુંબની જે એક શાખા ગુજરાતમાં પ્રવેશી ગોધરા શાખા રૂપે સ્થીત થયેલી ઉપર વર્ણવી તે આ ગ્રંથનું મુખ્ય વસ્તુ છે, આ શાખા સંબંધીના સંશોધકો અત્યાર સુધીમાં કોઇ થયા જણાતા નથી; તેમજ તે સંબંધી બીજા ગ્રંથોમાં સુચનો કે ઉલ્લેખ મળતા નથી, તેથી ખિન્ન થયેલા તેજ પુજયપાદ શાખાના કુલોત્પન્ન **ગઢગાજણા સ્વસ્થાનના ઠાકોર સાહેબ સદ્ગુણાલંકૃત નામદાર મહારાણાશ્રી હિંમતસિંહજી રાયસીંહજી સાહેબ બહાદુરે,** પોતાના કુટુંબના વહીવંચાના ચોપડાઓ, જુના લેખપત્રો, ચારણીગીતો, દંતકથાઓ ને પોતાના પંચાશી વર્ષના બહુશ્રુત વડીલ વડાવાના કાકા શ્રી બાવાજી ગોરધનજી સાહેબ પાસેથી સાંભળેલાં અસરકારક વૃતાંન્તો ઉપરાંત સંવત્ ૧૮૮૨ માં નામદાર બ્રીટીશ સરકારે કરેલી આ શાખાની કલમ બંધી ખેડા જીલ્લાના માજી કલેકટર મી. કુક સાહેબ પાસેથી મેળવી સઘળા દુષ્પ્રાપ્ય ડહોળાણમાંથી એક આવકારદાયક નોંધપોથી તૈયાર કરી, તે ઉપરથી એક ગોધરાશાખાની ગાદીઓનો ઇતિહાસ તૈયાર કરવાની ને તેમાં જોઇતા ધનની મદદ આપવાની તેઓશ્રીએ મને આજ્ઞા કરી, એ શિરોમાન્ય સુચનાનુસાર વર્ગીકરણ કરી સઘળા ઇતિહાસને પૂર્વાપૂર્વ સંબંધ સાચવતાં તેર પ્રકરણોમાં વ્હેચી નાંખી તે દ્વારા મહિકાંઠીર કુટુંબીયોનાં યશસ્વિકાર્યોને ને તેમનાં અદ્યાપિ પર્યંતનાં વંશવૃક્ષોને આ ગ્રંથમાં સ્પષ્ટ કરવામાં આવ્યાં છે. વળી તે સાથે પ્રાચિન રાજ્યોની જુલ્મી હકુમત સામે નાનાં નાનાં રાજ્યો હિંદુ ધર્મના રક્ષણ અરથે ગામ ગરાસ ગુમાવી કેવી રીતે બ્હારવટું ખેડતાં; અને તે વખતનાં રાક્ષશીરાજ્યો સાથે સરખાવતાં હાલની ન્યાયિ બ્રિટિશ શેનશાહતની પ્રજા પાલકતા, ધર્મપ્રિયતા, રૂચિરતા ને વિદ્યા ઉદ્યોગની ખિલવણી આપણી પ્રજાને દેશ ઉત્કર્ષ સાધવામાં કેટલી બધી કીમતી મદદ કરી રહી છે તે સુયોગ્ય પ્રસંગો વિવરણ દ્દષ્ટાંત સહિત સમજાવવામાં આવ્યા છે, કે જેથી સ્વસ્થાનિક છુટક છુટક રાજ્યશક્તિયો ધર્મઅંશી બ્રીટન રાજ્ય શક્તિનું

વિવેક વિધિએ તોલન કરી તે પ્રતિની પોતાની યોગ્ય ફરજ અદા કરી શકે.

આ સંગ્રહનો હેતુ માત્ર પરંપરા અને તેની અભિવૃદ્ધિ બતાવવાનો હોવાથી પ્રદેશ મર્યાદા કે પ્રાચિન જમાબંધીની આવક જાવક વિષે તેમાં બહુજ થોડું જાણવાનું મળી શકશે, છતાં વાર્ત્તાની ધાટીએ દોરવામાં આવેલી રૂપ રેખાથી તેવી ઉણપ વાચકને નિરાશ કરશે નહીં. વંશવૃક્ષોની ઘટનામાં વડોદરાના વહીવંચા ફુલજી મુળજી ભાઇની પ્રશંસાપાત્ર મદદ અને ચારણી-ગીતોની પરિપુષ્ટી માટે ગઢગાજણાના મીર ગલુજી કાળુજીને હસ્તલેખિત પુરાણે ચોપડે અગત્યની ગરજ સારી છે. ગદ્ય વાંચનથી કંટાળેલા સુજ્ઞ વાચકો માટે ઇતિહાસની સમાપ્તિયે હરિલીલામૃતથી છલ્લાછલ ભરેલા કાવ્ય કટોરાઓ પણ લાંબી મુસાફરીને અંતે આવતી સુંદર સરાહ સરખા આવકાર દાયિ લેખાશે. શ્લોકો અને ગદ્યપદ્ય પરત્વે અર્થના ને અક્ષરના મુખ્યત્વે પ્રથ-મના બે ત્રણ ફરમાઓમાં ઘણા દોષો રહી ગયા છે છતાં વસ્તુનિ ઉપયોગિતા તેવા દોષને અવશ્ય ક્ષમાપાત્ર ઠેરવશે. છેવટે દરેક વાચકને મારી પ્રાર્થના છે કેઃ-**कस्त्वं रोहित लोचनास्य चरणो हंसः कुतो मानसात् किं तत्रास्ति सुवर्ण पंकज वनान्यंभः सुधा संनिभम् । मागार्णा निचये प्रवाल मणियो वैडूर्यरोहः क्वच्छिम्बूका न वसंति नेतिच बकैराकर्ण्य हहिह्कितम् ॥** એ શ્લોકમાં હંસને આવતો જોઇ બગલાંને ટોળે તેને જેમ પુછ્યું કે અલ્યા નેત્ર મુખને ચરણની રક્તતા વાળા તું કોણ છે? હંસે કહ્યું હું હંસ છું. બગલા કહે ક્યાંથી આવ્યો? હંસ કહે માનસ સરોવરમાંથી. બગલા કહે ત્યાં શું છે? હંસ કહે સોનેરી કમળોના વન, અમૃત જેવું જળ ને પ્રવાલ મણિ વૈડૂર્ય વગેરે રત્નોના ઢગલા. બગલા કહે ત્યારે શું ત્યાં શંખ નથી? હંસ કહે ના. આ હંસનો છેલ્લો જવાબ સાંભળી હીહીહી કરી બગલાંઓએ તેની મશ્કરી કરી, તેમ આ ગ્રંથમાં વર્ણવાયલી અત્યારની જીર્ણાવસ્થા વાળી ગોધરાશાખાની પૂર્વ જાહોજલાલી સાંભળી તેમાં તમો કદાચ અતિશ્યોક્તિ દોષ આરોપો તો તે પડેલા સાથે સાથે તે સરખાં બીજાં રાજ્યોને પડતી સ્થીતિનો પણ જરા વિચાર કરજો.

આ કુટુંબમાંથી જીવારાનાં ગામો લેઇ જુદા પડેલા ભાયાતોનો ઇતિહાસ સંગ્રહાય અને તે પ્રગટાય ત્યાં સુધી તો આટલાથીજ સંતોષ માનવાનો છે. બીજા હાલના ઇતિહાસિક ગ્રંથકારોની પેઠે આમાંથી તેમાંથી ભેગું નહીં કરેલું હોવાથી આટલું પણ સ્વતંત્ર લખાણ હવે પછીના આ શાખાના સંશોધકને સર્ચલાઇટની ગરજ સારશે એમ મને સંપૂર્ણ વિશ્વાસ છે. **इतिशम्.**

કાવિઠા—પંડિત પર્ણકુટિ.<br>
તા. ૧૮ અક્ટોમ્બર ૧૯૧૮. } કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત

# ગોધરા શાખાના વીર વંશજોને આશિર્વાદ.

## શાર્દૂલ વિક્રીડિત છંદ.

૧

આદ્યે શ્રી **દલકંદ** દેવવિભુતી લૈને પ્રતિજ્ઞા પકી,
આવ્યા ભૂમિ ઉલંઘતા ગઉઝરે, જે દુંકટોડા થકી;
ઉગારી દ્વિજપુત્રિ **અર્જન** હણ્યો, ત્યાં નિશ્ચયી નેમથી,
એ સોલંકિ સકુલને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૨

તાપીને તિર ખેતિમાં ખળપણે, ગાયો ગણે વર્જ્યના,
માર્યો તે પિપલાડનોપતિ **ગજે**, ગેબી કરી ગર્જના;
સ્થાપી ત્યાં પછિ માંડવી **અચળને**, આપી રૂડી રે'મથી,
એ સોલંકિ સકુલને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૩

કહાવે **કહાનડ** જેહ કુક્કર પુઠે, જે રત્નમાળે ઠર્યા,
ક્ષુધા ટાળિ સમર્થ શક્તિ સતિને, વ્હાલે કરી ત્યાં વર્યા;
પાળી રૈયત પુત્ર તુલ્ય પ્રભુતા, સંરક્ષિને ક્ષેમથી,
એ સોલંકિ સકુલને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૪

ગાદી ગૌઝરિ ત્યાગિ **વાચક** વડા, ચારૂત્તરે ચળવળ્યા,
વાસીને ગઢ બાકરોલ વસી તે, પીતાની આજ્ઞા પળ્યા;
**ગોવાળે** કરી ગાદ જેહ હમણાં, પંપાવતીમાં નથી,
એ સોલંકિ સકુલને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૫

એમાંના **મુદ્દરાજ** ને **વિરમ** એ, છત્રેશ્વરી છાપના,
**નાપે** એકનિગાદીને કરી બિજે, કૂણે જઇ સ્થાપના;
જેમાં હાલ નૃપાળ **ન્હાર, મુળુ**ની કીર્તિ ન જાયે કથી,
એ સોલંકિ સકુલને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૬

**સોજીત્રે પાછ** સોળ આદિ નવમાં, વાશીસ્થિતી **વાગણે**,
સ્થાપી **સોનીપુરેજ** ગાદિ શરૂમાં, આ વંશના **અર્જણે**;

"જાણું આજ **જુવાન** એ નૃપપદે, શોભે રૂડા સર્વથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે પાળો સદા પ્રેમથી.

૭

વાસ્યા મ્હેલ હતા બિજા **હરમ્રમે, શીળી** વિષે શોભિતા,
**તે વંશે અગરાજી**ના પછિ થયા, છે **છાલીયેરે** છતાં;
**છત્રે** ત્યાં ચળકાવ્યું છત્ર અતિશે, પુર્ણમાદિના પર્વથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૮

**નાપે** આપ **દુધાજિ** તે પછી થયા, જે ચૌદશેં એંશીયે,
**જોધા–સોમ–અજાજિ** એહ નૃપના ત્રણ્યે સુતો ત્હેમણે;
પામી યોગ્ય જીવાઈ પાટગ જુજવી, સ્થાપી ક્રમે સંપ્રથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૯

સત્તાવીશ સ્વગામમાંથિ સુખદા, શોધી ભુમી સાદશા,
**જોધાજિ** જશવંત મુર્તિ જયની, જૈ **ગાજણામાં** વસ્યા;
હેતે ત્યાં **હિમતેશ** રૂપ હરિનું, ના ગૌરવી ગર્વથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૦

**સોમાજી** પછિ સંચરી જઇ વસ્યા, **વાલુવડે** વ્હાલથી,
ત્યાં **માનોજી** મરાઇ પાટ પ્રજળી, **જેતી** તણી જ્વાળથી;
તેથી બાળ **કલ્યાણ** આપ વસિયા, મોસાળમાં મર્મથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૧

ત્હેમાંથી **જગમાલ** ને **જયમલે**, કિર્તિ ભલી કેળવી,
દેવી સાનુગ્રહેજ ગાદિ ગઇલી, જૈ **મોગરે** મેળવી;
**કેસરી** ને **અમરેશ** આજ નૃપ ત્યાં, દાનેશ્વરી દ્રવ્યથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૨

ત્રીજા બાઇ **અજાજી**નું કુળ વસ્યું, **દેવા** તણી ભોમમાં,
**મેપે** કોળિ કુળો તહીં અણુગણ્યાં, હોમી દિધાં હોમમાં;
ઠાલી ત્યાં દકરાત બ્હેુંચણુ વચ્ચે, તાગે પુરા ધર્મથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૩

મેહ્શોલે નૃપ **વીરમાદિ** પછીના, જે ગોધરેથી ગયા,
અદ્યાપિ પર્યંત આધરૂપમાં, છે સ્થીત તે ત્યાં થયા;
તેમાં હાલ શ્રી **રાયસીંહ** નૃપતી, શોભે સ્વસામર્થ્યથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી,

૧૪

**ખેડા શાહપુરા વિણા રૂણુજને કોસુંબ કોશિંદરા,**
ને **હાથેજ, ડભાસુરાદિ** સઘળે, ભાયાત ભાગો ખરા;
જાણીતા સહુ તેહ ક્ષાત્રપણુનાં, સાક્ષાત સત્કર્મથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૫

**ઝારોળા રખિયાલ** ને **વડદલું, ભદ્રાસુ** ને **ગંભિરા,**
**ગાડા** ને **જલસેણ ગોળજ** બધે, છે ધર્મવંતા ધિરા;
**વાલ્લા** ને વળિ **વાડુદા પળટવા,** પોષ્યાં પરાક્રમથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૬

**ટિંબા ઈસરવાડ સુંજ મુળજે** ને **અંધજે** આવર્યા,
**ભુરાકોઈ ભરોડુ રાસ શિસવે,** જીવાઇ લેઇ ઠર્યા;
દ્રવ્યે તે નથિ પૂર્ણ તોય તપતા, શોભા ભરી શર્મથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૭

બીજાં ગામ અનેકમાં બહુ વિધે, આ વેલિ છે વિસ્તરી,
જેની સર્વ ખિલંતિ પુષ્પ કળિયો, છે સૌરભેથી ભરી;
હિંચે જે બનિ ગુચ્છ હિંદભુમિમાં હુલ્લાસનાં હર્મ્યથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

૧૮

મોટા ને લઘુ ચાલુકો નથિ ચુક્યા, ન્યાયાદિ ને નમ્રતા,
કોટયાર્ક્ષી કવિ **ભાઈશંકર** કહે, છે ગૂણવંતા છતા;
જોતાં જે ન જણાય આજ જનને, માયાવિ દૃષ્ટયાદિથી,
એ સોલંકિ સકુળને પ્રભુ ત્હમે, પાળો સદા પ્રેમથી.

કાલબાદેવી,
મુંબઇ.
તા. ૧-૧૨-૧૭.

**કવિ. ભાઈશંકરજી વિદ્યારામ પંડિત.**
પ્રાણરક્ષક ઔષધાલય.

# हरी चिंतवन चिंतामणी.*

## ચોપાઇ.

પ્રગટયો પાણીમાં પરવત પોતે, દેવ દૈત્ય પામ્યા દુઃખ જો તે;
ત્યારે **कच्छ** રૂપે થઈ અકલ, ધર્યો પીઠપર મંદ્રાચળ. ૧
ધારી **वाराह** રૂપ દયાળ, રાખી પૃથવી જાતી પાતાળ;
વળી માર્યો હરિણાક્ષ જેહ, કર્યા ચરિત્ર ઇત્યાદિ તેહ. ૨
**वामन** રૂપ ધારી મહારાજ, બળી છળ્યો ઇન્દ્ર રાજ્ય કાજ;
વપુ વધારીને વિશ્વ લીધું, પછે બળીને વરદાન દીધું. ૩
ધર્યું **कपील** તન માતા કાજ, કહ્યું સાંખ્યતત્વ મુનિરાજ;
ધર્મ જ્ઞાન વૈરાગ ને ભક્તિ, કહ્યું માતા પ્રત્યે સાંખ્ય અતિ. ૪
જ્યારે **हरी** અવતાર ધાર્યો, ત્યારે ગ્રાહથી ગજ ઉગાર્યો;
રૂષી બેઉના શાપેથી એહ, ગજગ્રાહ થયાતા તેહ. ૫
વળી ધરી તન **भगवान,** દીધું ધ્રુવને પોતે વરદાન;
એહ ધ્રુવાવતાર જાણો, થયા તમ રાજી પ્રમાણો. ૬
વળી કહું અવતાર એક, તેમાં જાણવો અતિ વિવેક;
અતિ પૃથવી દોહન કર્યું, જ્યારે પોતે **पृथु**તન ધર્યું. ૭
થઇ આપે **दत्तात्रेय** નાથ, કર્યા યદુહત હવસ નાથ;
ભજે રાત દીન જીહ્વાએ દત્ત, તેનાં વળે ચોરાશીનાં ખત. ૮
થયા હરી **हंस** રૂપ જેવા, બ્રહ્મા નારદને જ્ઞાન દેવા;
પુછ્યું બ્રહ્માને સનકાદિકે, હંસે ઉત્તર કર્યો વિવેકે. ૯
વળી **नृसिंह** તન ધારીનાથે, હણ્યો હિરણ્યા કક્ષપૂને હાથે;
કર્યું પ્રલ્હાદનું પ્રતિપાળ, દાસ ત્રાસ નિવાર્યા દયાળ. ૧૦
જ્યારે **रुषभ**રૂપે પોતે થયા, પુત્ર બોધી પરમહંસ રહ્યા;
પરમહંસની રીત દેખાડી, તેને અજ્ઞાનિ સમજે છે આડી. ૧૧
વળી **यज्ञावतार** ધારી, હરિ ત્રીલોક પિડયા નિવારી;
કર્યું સુખ સહુને તે અતી, મટી કરવી પ્રભુને વિનતી. ૧૨
વળી **बळीभद्र** રૂપ ધારી, માર્યો દ્વિવદ વાનર ભારી;
બીજાં પણ કામ કર્યા જેહ, હસ્તિનાપુર આદિ કહીએ તેહ. ૧૩
**कुमारादिक** રૂપને ધારી, આત્મતત્વની વાત વિસ્તારી;
ધર્મ પ્રાપ્ત ભજે જેહ જંન, તે પર રાજી થાય ભગવંન. ૧૪
વળી **हयग्रीव** તનને ધારી, વેદમય વાણી ઉચ્ચારી;
મધુ કૈટભાદિક અસુર, માર્યા પોતે તે મહા ક્રૂર. ૧૫

* સ્વામિશ્રી નિષ્કુળાનંદજીએ અવતાર ચિંતામણી મધ્યે વર્ણવ્યા પ્રમાણે.

વળી **નારદનું** તન લહ્યું, નિષ્કર્મ સ્વાતંત્ર્ય કહ્યું;
રાજા સુત જે સાઠહજાર, દઇ જ્ઞાન કર્યા ભવપાર. ૧૬

વળી **રામરૂપ** થઇ રાજ મારયો રાવણ બાંધી સિંધુપાજ;
એવાં અનેક ચરીત્રો કરી, આવ્યા અયોદ્ધામાં પોતે હરી. ૧૭

પોતે ધરી **કૃષ્ણ** અવતાર, માર્યા દાનવ ને દૈત અપાર;
નિજ શરણાંગતનાં દુઃખ કાપ્યાં, થઇ રાજી અચળ સુખ આપ્યાં. ૧૮

વળી ધરી **વ્યાસ** અવતાર, કર્યો એક વેદ વિચાર;
વળી કર્યાં અરાઢ પૂરાણ, તે જાણે ડાહ્યા સુજાણ. ૧૯

**બુદ્ધજી** એતે બોધજ આપી, કલ્યાણની જડ નાંખી કાપી;
છલી અસુરને તેહ વારે, કરી દેવ રક્ષા એ પ્રકારે. ૨૦

વળી **ધન્વંતરી** તન ધારી, ટાળ્યો રોગ આયુષ્ય વધારી;
દીનબંધુ દિનદયાળુ, કર્યું સર્વે જગતને સુખાળુ; ૨૧

ધર્યું **મોહની** રૂપ અકલ, જોઇ અસુર થયા વિકળ;
પાતાં અમૃત રાહુ શીર છેદ્યુ, વળી શીવજીનું વૃત્ત ભેદ્યુ. ૨૨

પોતે ધરી **પુરુષ** અવતાર, બ્રહ્મા આદિ રચ્યો આ સંસાર;
તેમાં દૈવિજીવ પામે સુખ, આસુરી જીવ ભોગવે દુઃખ. ૨૩

વળી **નારાયણ** તપ કરતા, કામ ક્રોધ લોભ મદ હરતા;
કરે તપ પોતે અતિ પ્યારૂ, નિજ જનના સુખને સારૂ. ૨૪

વળી **પ્રશ્ની** ગર્ભાવતારે, આપ્યું માબાપને સુખ ત્યારે;
જો કોઇ પ્રાણી પ્રભુ શરણે થાય, તેનાં જન્મ મરણ દુઃખ જાય. ૨૫

સહુનાં અંતરમાં રહ્યા જેહ, એને **વાસુદેવ** કહીએ તેહ;
કર્મ પ્રમાણે સુખ દુઃખ આપે, નિજ જનનાં મહાદુઃખ કાપે. ૨૬

ધરી **મન્વંતરાવતાર**, કરી મનુની રક્ષા તે વાર;
એવા અનંત અવતાર થાય, તોય પોતે અજન્મા કહેવાય. ૨૭

ધરી **પરશુરામ** અવતાર, હણ્યા ક્ષત્રી એકવીશ વાર;
સહસ્રાર્જુને બહુ દુઃખ દીધું, ત્યારે એમણે એ કામ કીધું. ૨૮

વળી **મત્સ્ય** થઇ મોરારી, વેદ વાર્યા શંખાસૂર મારી;
કહ્યું તોતે પણ પ્રસિદ્ધિ, રાજા સત્યવૃત્તની રક્ષા કીધી. ૨૯

કલી અંતે **કલકી** જે થાશે, તેને ભજી કંઇક રાજી થાશે;
પણ વર્ત્તમાનકાળે આજ, **સ્વામિનારાયણ**થી થાય કાજ. ૩૦

આદ્ય મધ્ય અંતે અવતાર, થયા અગણિત થાશે અપાર;
પણ સર્વેના કારણ જેહ, પોતે **અક્ષરાતીત** છે એહ. ૩૧

અહીં તો એકત્રીસ કહ્યા છે, ઝાઝા બીજા ગ્રંથોમાં રહ્યા છે;
ધર્મભક્તિની રક્ષાને કાજ, આવ્યા નિષ્કુળાનંદ મહારાજ. ૩૨

# અનુક્રમણિકા.

To,

JAMES CAMPBELL KER, ESQUIRE,

*M. A., I. C. S.,*

POPULAR COLLECTOR OF THE KAIRA DISTRICT

AND

IMAGE OF LOVE AND PATERNITY

**This Historical book**

IS

by kind permission Most Respectfully Dedicated in remembrance of His elegant disposition, philanthropic nature, admirable administration, keen sense of justice, and indefatigable efforts and unimpaired zeal for protecting the loyal subjects of the Kaira District from the jaws of the present disastrous famine.

# OPINIONS.

PRAGMAHAL,
*Bombay, 10-5-16.*

DEAR KAVIRAJ BHAISHANKERJI,

I received a copy of your "Solanki Vanshani Godhra shakhano Itihas" before printing. It gives me great pleasure to write that while most of the Gujarat writers write on fiction now-a-days, you have tried to throw light on the history of the Rajputs of smaller states. I hope the book will be a very useful guide in future to writers of Rajput history. I wish other writers follow you in the useful work of publishing the brave deeds of the noble race of Rajputs.

Yours Sincerely
**Chaturbhai Vallavbhai Patel.**
B. A.
*Principal,*
Elphinstone High School, Bombay.

---

વડોદરા રાજ્યના માજી પોલીસ કમીશનર સાહેબ. ખા. બા. જી. એ. તાલેયારખાન સાહેબ લખે છે કે:—સ્નેહી પંડિત ભાઇશંકરજી. મારી તબીયત અને આંખો ખરાબ હોવા છતાં, શુદ્ધ સુંદર અને મહેનતથી લખેલો તમારો ઇતિહાસ મ્હેં પ્રેમપૂર્વક વાંચ્યો છે. તેમાં તમારી કાળજી અને હંમેશનો ભાષાપ્રેમ દેખાઇ આવે છે. અજમેર—ચીતોડ સુધીનાં દુરનાં રાજ્યોના ઇતિહાસ જાણનારાઓ પણ નજીકના ગોધરા શાખાના સોલંકીઓથી અણજાણ રહેતા તેવા ઐતિહાસિકો—અભ્યાસિકોને તમારો આ નવો સંગ્રહ બહુ જ ઉપયોગનો થઇ પડશે એવી મારી ખાતરી છે.

તાલેયારખાન હાઉસ,
સુરત, તા. ૨૫-૧૧-૧૮.

Vaidya Bhuwan, Bhuleshwar,
*Bombay, 2nd January 1918.*

DEAR KAVI BHOOSHAN BHAISHANKERJI,

I have seen with pleasure your work on the "History of the Godhra Shakha of Solanki Vansh" which throws new light over the history of Gujrat. In publishing it you have supplied to the public a long felt want, It is very interesting as it is a historical as well as a poetic mixture of events described both in the form of thrilling incidents and Charani poems. I congratulate the Thakore Saheb of Gajâná and yourself for putting before the public such a useful book.

**Popat Prabhuram.**
L. M. S., J. P.
*Principal,*
Prabhuram Ayurvedic College.

---

**સ્ટીવનસન કોલેજ અમદાવાદ. ૧૧-૧-૧૯.**

તમારો પત્ર આવવાથી ખુશી થાઉં છું. સાથે જે પુસ્તક મોકલ્યું તે પણ મને મળ્યું છે. આવા ઐતિહાસિક પુસ્તકને તૈયાર થયલું જોઇને મને ઘણો આનંદ થાય છે. * * * * * *

Geo. P. Teylor.

---

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત કૃત 'સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ' જોઇ ગયો. * * * * * આવી હકીકતનું ગુજરાતીમાં કથન ખરેખર આવકારદાયક ગણાય તેવું છે. ઇતિહાસની જેવી તેવી પણ હકીકત પૂરી પાડનારાં પુસ્તકો ગુજરાતીમાં ઘણાં થોડાં છે, તેવા સમયમાં આવી જાતનો હકીકતનો સંગ્રહ અમુક રીતની સારી સેવા બજાવનારો થઇ પડે એ દેખીતું છે, અને તેથી કવિ ભાઇશંકરજીના આ પ્રયાસને યોગ્ય ઉત્તેજન મળે એવું ઇચ્છું છું. ૧૫-૧-૧૯.

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા. એમ. એ.

---

ખખ્ખર બીલ્ડીંગ,

મુંબઈ, તા. ૯મી જાન્યુઆરી ૧૯૧૯.

સોલંકી વંશની ગોધરા શાખાના ઇતિહાસની એક પ્રતિ મ્હારા અભિપ્રાય અર્થે મને મોકલવામાં આવી હતી. તેનું અવલોકન કરતાં જણાય છે કે સોલંકીવંશનો આ ઇતિહાસ, સાહિત્ય ભંડારમાં વૃદ્ધિ કરનારો થઇ પડશે. આ પુસ્તકનું ઉપયોગીપણું વધારવા માટે તેના કર્ત્તા કવિ બાઇશંકરજી વિદ્યારામ પંડિતે તેમાં બુદ્ધિ પૂર્વક રચના કરેલી જણાય છે. સોલંકી વંશના રાજકર્ત્તા અને ભાયાતોના ચારિત્ર્ય વર્ણન સાથે રાજ્ય ધર્મ, વફાદારી અને ઉત્તમ પ્રતિનો ઉપદેશ પ્રાપ્ત થાય તેવાં દ્રષ્ટાંતોનું વિવેચન અસરકારક કીધેલું હોવાથી કોઇ પણ વાચનારને રસિક લાગ્યા વિના રહેશે નહી. શ્લોકો અને કાવ્યસંગ્રહ ઉત્તમ પ્રતિના છે અને ભાષાંતરની શૈલી સરળ હોવાથી તેમ જ—જૂદાં જૂદાં પ્રકરણો પાડેલાં હોવાથી વાંચક વર્ગને ઇચ્છિત વિષયો શોધવાને પણ સુલભતા કરવામાં કવિ બાઇશંકરજીનો પ્રયાસ પ્રશંસનીય છે. લાયબ્રેરીઓમાં આ પુસ્તકને સ્થાન અવશ્ય મળવું ઘટે છે. છેવટ સાહિત્ય વિલાસી અને કુળનું ગૌરવ ધરાવનાર ઠાકોર સાહેબ હિંમતસીંહજી જેવા રજપૂત રાજવીરને પણ તેમની નોંધપોથી માટે ધન્યવાદ ઘટે છે કે જેના ઉપરથી આ ગ્રંથહસ્તિમાં આવ્યો છે.

મગનલાલ દલપતરામ ખખ્ખર જે. પી.

---

Blue Bangalaw,

*Cutch Kera, 14-1-19.*

The book ( History of the Solanki Dynasty ) is commendably written & promises to be usful to those for whom it is intended. It evidently displays patient and careful research. The style is remarkably pure some of the poetical pieces are so skilfully & felicitously composed that they deserve to rank as maxims. For example,

સંતતિ પેઠે સર્વદા, કરે પ્રજાપર પ્યાર,
સુગત્યો તેને શાસ્ત્રમાં નૃપ સાચો નિરધાર.

લોભી કને જો બહુ દ્રવ્ય હોય; ફરેજ થૈને અતિ રંક તોય;
ચિંતા ધરે તે નિજ મૃત્યુ કાળે, રખે ચિતામાં બહુ કાષ્ટ બાળે.

---

ચોખા તણું છે નર જાતિ નામ, જો દાળમાં જૈ કરશે વિરામ;
તો તેહનું સૌ પુરૂષત્વ જાશે, ખરેખરી તે ખીચડી ગણાશે;
અજાણથી જે અપરાધ થાય, મોટા જનો માફ કરે સદાય.

I wish some of the highly improbable traditional incidents inserted in this book had been omitted.

The concluding portion is specially interesting to the general reader, containing as it does usful common thoughts on various social & moral subjects.

The book is very well gat-up & clearly printed on good paper. The binding is pleasant to the eye.

**K. R. Nanjiani.** B. A.

*Late Govt. Debuty Edul. Inspector*
*& Principal*
High School–Cutch Mandvi.

---

*Kaira 31st December 1918.*

DEAR THAKOR SAHEB,

I have much pleasure in accepting the copy of your family history sent to me by the hand of Kaviraj Bhaishanker. I shall be very pleased to accept the dedication of the book.

Yours very truly,
**J. C. Ker.**
Collector of Kaira.



I have perused with great pleasure and interest the history of the Godhra Branch cf Solanki dynasty, entitled "Solanki Vanshni Godhra Shakha no Itihas" written by Kavi Bhaishanker Vidyaram. The book is on the whole well got up and well written. It is a valuable addition to the historical literature of Gujarat and throws a flood of light on a dynasty of Solanki chiefs whose memory was for long shrouded in the mist of oblivion. The task of evolving a readable and credible story out of the flimsy fibres of anccdotes Stories and traditions and bollads of old bards was no doubt most arduous and difficult. The Kavi has, however, succeeded to a great extent in sifting substance from the chaff of exaggeration and hyperbole to which the bards succumbed easily. In a book composed from such materials, some fiction and unauthenticated incidents are likely to creep in and allowance should be made for the same.

. .

The poctical taste displayed by the author in expressing witty points and lofty ideas in verse is highly commendable & instructine.

The poems on social, religious & moral themes given at the end of the book are pleasant & refreshing and they are sure to be very much appreciated by the readers.

AHMEDABAD, 23rd January 1919. } J. S. Kadri. B. A. (Deputy Educational Inspector,)

25 *January* 1919.

To,

MR. BHAISHANKERJI VIDYARAM,

You have commendably attempted to furnish a long felt need in a connected history of Gujarat and especially of Charutar. It was often a puzzle as to how so many Rajput Girasias Came to spread over this strip of land with their seperate estates quite independent of each other. Your book throws some light on this question and some future writer will get a good guide from your labours.

I hope your work will be appreciated by the Gujarati reading public.

**Maganbhai C. Patel.**

AHMEDABAD. B. A., L. L. B. BAR AT-LAW.

---

HAMLI MAHAL.

*Lunawada*, 23*rd January* 1919.

MY DEAR KAVIRAJ BHAISHANKERBHAI.

I received a copy of your history of the Solanki Rajputs of Godhra. It gives me great pleasure to say that it throws a great deal of light on the history of Rajputs of Gujrat on Godhra side which was nearly incognits to even the Rajputs of Solanki clau. In writing their history you have even obliged these Solankis. In the end I wish you every success.

Yours sincerely

**Maganlal Premanand.**

Mahalkari Hamli, Lunawada State.

# मंगलार्थ देवपंचायतन प्रार्थना.

श्रीमद् गजगणनाथ मंगलकरः सिद्धिप्रियः सिद्धिदो
रिध्यो रिद्धिकरः समृद्धि तनुजो बुध्या सुबुद्धि प्रदः ।
विघ्नध्वंसकृते महायुध धरो लक्षप्रदो लक्षजः
प्रारंभेऽवतु मां मुदा कुरुतरां शं शंकरस्यात्मजः ॥ १

या कुन्देन्दु तुषार हारधवला या शुभ्र वस्त्रावृता
या वीणावर दण्ड मण्डितकरा या श्वेत पद्मासना ।
या ब्रह्माच्युत शंकर प्रभृतिभिर्देवैः सदा वन्दिता
सामां पातु सरस्वती भगवती निःशेष जाड्यापहा ॥ २

शान्ताकारं जगन्नयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैकनाथम् ॥ ३

ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं
रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवराभीति हस्तंप्रसन्नं ।
पद्मासीनं समन्तात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिवसानं
विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम् ॥ ४

ब्रह्माण्ड संपुट कलेवर मध्यवर्ति
चैतन्य पिण्ड मिव मण्डल मस्ति यस्य ।
आलोकितोऽपि दुरितानि निहन्ति यस्तं
मार्तण्डमादि पुरुषं प्रणमामि नित्यम् ॥ ५

દોહરો.

દુરિતો દૂર કરી બધાં, ભદ્ર ભરો ચોપાસ;
સર્વ દેવ સોલંકિની, ઉત્તમ પૂરો આશ.

# સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### ઉત્પત્તિ વિચાર.




તાયુગના આરંભમાં જમદગ્નિના પુત્રરૂપે અવતરેલા વિષ્ણુ અંશી પરશુરામે પોતાની માતા રેણુકા સમક્ષ લિધેલી પ્રતિજ્ઞા પ્રમાણે એકવીસ વખત ક્ષત્રી સંહાર કરી નક્ષત્રિ પૃથવિ કર્યા પછી, સુર્યવંશ અને ચંદ્રવંશના બે બીજક પુરૂષોને હિમાલય વેષ્ટિત પ્રદેશ મધ્યેના* કલાપગ્રામમાં રાખ્યા. આ પછી વીરરહિત પૃથવિમાં અધર્માચારી દૈત્યોનું સામ્રાજ્ય પ્રવર્ત્યું, વેદ પ્રતિપાદિત ધર્મ કર્મો લુપ્ત થઈ ગયાં, પૃથવિ માતાએ રસકસ ચોર્યો અને ઇંદ્રદેવે પોતાની ઉદારતાને સંકુચિત કરી નાંખી ઠેર ઠેર અનાવૃષ્ટિની પધરામણી કરાવવા માંડી, જેથી વ્યાકુળ થયેલા વશિષ્ટાદિ રૂષીગણોએ આ ભિષણ પ્રસંગ ઉચ્છેદવા માટે વિષ્ણું રૂદ્ર બ્રહ્માદિક દેવો સાથે મળીને એક આબુરાજ ઉપર [1]કુંડ રચી રાજસૂયયજ્ઞ આરંભ્યો ને તેમાંથી પોતાની વેદોક્ત માન્ત્રિકશક્તિના અદ્દભૂત પ્રભાવ વડે કરીને ચાર ક્ષત્રિવીરોને[2] ઉત્પન્ન કર્યા. તેમાં બ્રહ્માએ સોળે કળાયુક્ત

---

* આ સંબંધી વિસ્તીર્ણ વર્ણન ભાગવત સ્કંધ ૯ ના અધ્યાય ૨૩ માં છે. ૧ આ અનલકુંડ હાલ પણ વશિષ્ટ મુનિના આશ્રય આગળ આબુજી ઉપર નવસેં ફુટ લાંબો અને બસેં ચાળીસ ફુટ પહોળો નક્કર ડુંગરમાંથી કોરી કાઢી તે ઉપર મજબુત બીજી છાટો જડેલી હોય તેવો છે. ૨. આ સંબંધે પ્રાચિન

સૂરજ સામે દૃષ્ટિ રાખી ઉત્પન્ન કર્યો તે [1]સોલંકી જાતના ક્ષત્રિઓ કહેવાયા. આ સુરજના ઉપસ્થાન વખતે બ્રહ્માએ પોતે પોતાના પરિધાન કરેલા વસ્ત્રની ચાળમાં પ્રથમ ઝિલી લીધા તેથી તેઓ ચાલગ અથવા ચાલુકય પણ કહેવાય છે. આ પ્રમાણે ઉત્પન્ન થયેલા મુળ પુરૂષને રક્ષણ માટે આયુધમાં તરવાર આપી તેને [2]રાયસલગઢમાં પોતાનું રાજ્ય સ્થાપવાની આજ્ઞા કરી. ગોત્ર ભારદ્વાજ, કુળદેવી ક્ષેમ કલ્યાણી, ગણપતિ વક્રતુંડ, [3]ત્રીપર્વ, માધ્યન્દિની શાખા પુજ્ય પલાસ વૃક્ષ (ખાખરો) ને શાખ સોલંકીની નિરમાણ કરી.

સંસ્કૃત સાહિત્યકારો કહે છે કે—

શ્લોકઃ

इन्द्रात्प्रभुत्वं ज्वलनात्प्रतापं
क्रोधो यमाद्वैश्रवणाच्च वितम् ।
पराक्रमं रामजनार्दनाभ्या
मादाय राज्ञः क्रियते शरीरम् ॥

કાવ્ય સાહિત્યમાંથી નિચે પ્રમાણેનું એક સાક્ષીભૂત કાવ્ય મળી આવે છે. (છપ્પો) **તેત્રીશ ક્રોડમલ દેવતા, રાજસૂય યજ્ઞ રચાયો, પહેલ કાઢ પઢિયાર, પીછે ચાલગ પડાયો; પીછે કાઢ પરમાર, બાણ ચહુઆણો મંડે, જેને ભરનાં સુરમાર, દાણ ભૂતેશ્વર દડે, આગના પાય મારે અસુર, થરૂ સુર, ભૂ થાપીયા; અક્તલ કુંડ આબુ શીખર, ચાર ક્ષત્રિ પેદા કીયા.** એટલે કે તેત્રીસ ક્રોડ દેવતાઓએ કરેલા રાજ સુયજ્ઞમાંથી પહેલા પઢિયાર, પછી ચાલગ એટલે ચાલુકય અથવા સોલંકી, ત્રીજા પરમાર ને ચોથા ચૌહાણ એ પ્રમાણે ક્ષત્રી પેદા કર્યા. ૧. રાસમાળા ભાગ ૧ ના બીજા પ્રકરણના ૨૬ મા પૃષ્ટમાં લખ્યું છે કે સોળંકી વંશની કિર્તી ઘણી છે ને એ વંશ દેવનો છે. રત્નમાળા ગ્રંથમાં પણ આ સંબંધે ઘણો વૃતાન્ત છે. ૨. આ ગઢ અસલ મેવાડ તરફ હોવાનું અનુમાન થઇ શકે છે. ટૉડ રાજ્યસ્થાનના ભાગ ૧ લાના પૃષ્ટ ૧૬૪ માં લખ્યું છે કે માંદલગઢ મેવાડનું મોટામાં મોટું પરગણું છે. એના તાબામાં ૩૬૦ શેહેરો છે અસલના વખતમાં અહીં સોલંકી જાતના ક્ષત્રિઓની ઘણીજ પ્રબળ સત્તા હતી. ૩. અસમ-નીમ-ધવળ.

(હરીગીત છંદ.)

પરિપૂર્ણ પ્રભુતા અંશને, સચિનાથ પાસથી સંગ્રહી,
ક્રોધાંશ યમ પાસેથિ ને, ઐશ્વર્ય અગ્નિથી ગ્રહી;
યક્ષેશથી ધનઅંશ, કૃષ્ણાદિથિ શક્તિબળ યજી,
સુખકારી સરજનહાર, ક્ષત્રિવીરનાં તન દે સજી.

"જ્યારે વિધાતા ક્ષત્રિવીરનું શરીર બનાવે છે ત્યારે ઇન્દ્ર પાસેથી પ્રભુતાને, અગ્નિ પાસેથી પ્રતાપને, યમ પાસેથી ક્રોધને, કુબેરભંડારી પાસેથી ધનને, ને રામકૃષ્ણાદિક પાસેથી પરાક્રમ લેઇ તે વડે બનાવે છે." આ ઉપરથી પણ એજ સાબીત થાય છે કે રાજાઓ દેવ અંશી છે અને તેમનામાં પ્રભુતા, ક્રોધ, ઐશ્વર્ય, ધન પ્રાપ્ત કરવાની શક્તિ અને પરાક્રમ જન્મસિદ્ધ વારસા તરીકે પ્રાપ્ત થયેલું હોય છે. જે વડે તેઓ અધર્મિઓને ઉચ્છેદી, ધર્મ નીતિ અને ન્યાયનું પરિપાલન કરી, સ્થાવર જંગમ રૂપ જગતની ઐહિક વિભુતિઓના ઇશ્વર બની બેસે છે. આ પ્રમાણે ચાલૂકય વંશના મુળ પુરૂષે પણ રાયસલગઢમાં રહી, તેની આજુબાજુના મોટા પ્રદેશમાંના તમામ અનાચારોને જડમુળમાંથી ખણી કાઢી તે ઉપર પોતાની પવિત્ર ધર્મ સત્તાને છાઇ દીધી. પ્રજામાંથી ભય, દ્વેષને કુતર્કો નાશ પામ્યા, ને ઠેકઠેકાણે બળ બુદ્ધિ ધર્મ અને શૌર્યની વૃદ્ધિ થઇ નિસ્તેજ થયેલી પૃથવિ માતા પુનઃ સ્વર્ગ તુલ્ય શોભવા લાગી. એક સાહિત્યકારે કહ્યું છે કે—

**राज्ञि धर्मिण धर्मिष्ठा पापे पाप पराः सदा ।**
**राजा न मनुवर्त्तन्ते यथा राजा तथा प्रजाः ॥**

(દોહરો.)

રાજા ધર્મી હોય તો, રૈયત ધર્મી થાય;
પાપી નૃપ તો પાપિજન, રાજા પેઠ પ્રજાય.

"રાજા ધર્માત્મા હોય છે તો પ્રજાઓ ધર્માત્મા થાય છે. અને રાજા પાપી હોય છે તો પ્રજા પણ પાપીજ થાય છે કારણ કે પ્રજા માત્ર રાજાનાજ ધર્મને અનુસરે છે." આ પ્રમાણે ઉભયાત્મ રાજા પ્રજાની સુપાત્રતાથી ઉત્તરોત્તર એક બીજાનાં વૃદ્ધિ પામતાં કુટુંબો

આ સ્થળે દિવ્ય ભાવના ઉદ્દિપન વગેરે ઉત્પન્ન થતાં અનેક ઉચ્ચતર સુખો અનુભવતાં ઘણા કાળ સુધી વસ્યાં. ત્યાર બાદ રાજ્યકુટુંબની વિસ્તર્ણ શાખા માંહેના મહા પ્રતાપી કેસરીસિંહજીના પુત્ર ખેંગારદેવજીએ, પોતાના બીજા રાજ્યકુટુંબીઓએ જેમ જુદાં જુદાં રાજ્ય સ્થાનકો સ્થાપ્યાં હતાં તેમ, પોતાના કુટુંબને લેઇને ગંગા જમના નદીની વચમાં આવેલા અંત્રવેદ (દોઆબ) પ્રદેશ માંહેલા ટુંક ટોડા નામે શેહેરમાં આવીને સંવત ૮૦-૮૨ માં પોતાની ગાદી સ્થાપી. તે વખતના ક્ષત્રી રાજાઓ પ્રધાન અને વિદ્વાન પુરોહીતની સલાહ પ્રમાણે ચાલી દરેક કાર્યનો આરંભ કરતા હતા. જેથી દરેક કાર્યના પરિણામનો જશ અપજશ મુખ્યત્વે કરીને તે બંને પર રહેતો તેમાં શાસ્ત્રાજ્ઞાનુસાર પુરોહિતને મત આપવાનો હોવાથી ધર્મ પ્રચારક મહર્ષિઓએ પણ લખ્યું છે કે—

राजा राष्ट्रकृतं पापं राजपापं पुरोहितः ।

( દોહરો. )

પ્રજા કરે જે પાપ તે, નૃપને શીર નિરમાય;<br>
ને નૃપનાં પાતક બધાં, પુરોહિત પર જાય.

"એટલે કે પ્રજા પાપ કરે છે તેનું સઘળું પાતક રાજાને માથે આવે છે ને રાજા જે જે પાપ કરે છે તેનું સઘળું પાપ પુરોહિતને ભોગવવું પડે છે." આ રાજ્ય સુત્રના અભ્યાસક મહારાજા ખેંગારદેવજીએ પોતાની સલાહ માટે એક યોગ્યતાપૂર્ણ પુરોહિતની નિમણુક કરી તેની સત્તા નિચે એક હીસાબી દીવાન નીમી અંત્રવેદ પ્રદેશમાં ધર્મ રાજ્ય પ્રવર્ત્તાવ્યું. લોકોમાં સંપ અને ધર્મસમૃદ્ધિનો લ્હાળો ફેલાવો થયો. આળસ દંભ અને અવિવેકની સત્તા નિર્મુળ કરી, યજ્ઞો થવા લાગ્યા. દેવોને તેમના હવિભાગ અર્પાવા માંડયા. ને તેથી સંતુષ્ટ થયેલા ઇંદ્રરાજાએ મનોચ્છિત વૃષ્ટિ વરસાવી અનેક ગણું ધનધાન્ય પ્રગટાવી જીવ માત્રની દૃષ્ટિમાં આનંદરેખા દોરી દીધી. તેમને બળકંદદેવ ને દળકંદદેવ નામે બે મહાપ્રતાપી કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર બળકંદદેવજીને રાજ્યગાદી સોંપી મહારાજા ખેંગારદેવજી સંવત ૯૭-૯૮ માં વિદેહ થયા.

**બળકંદદેવજી**—સંવત ૯૭-૯૮ માં ગાદીએ બેઠા, ને લઘુબંધુ હળકંદદેવજી, વડીલબંધુની છાયા નિચે સેનાધ્યક્ષ બની રહ્યા. તેમણે જુલમથી નહીં પણ પોતાની અદ્દલ ઈનસાફી ધાર્મિક વૃત્તિથી લોકોમાં રાજ્યભક્તિનાં ઉંડાં બીજ રોપ્યાં. અકાળે મરણ થતાં અટકી પડયાં ને ટુંકટોડાનું સિંહાસન ઇંદ્રાસન તુલ્ય શોભવા લાગ્યું. આ પ્રમાણે તેમની વધતી જતી મહત્તા દૂર દૂરનાં રાજ્યોએ પણ સ્વિકારી ને ત્યારથી તેઓ તેમને [1]છત્રપતિનું માન આપવા લાગ્યા. એક વખત બંને ભાઈઓ સભા ભરીને બેઠા હતા તે વખતે એક પરદેશી પ્રાકૃત કવિ ત્યાં યાચના કરવા માટે આવ્યો. તેણે વિધવિધ પ્રસંગની કવિતાઓ સંભળાવી મહારાજાને પ્રસન્ન કર્યા તેમાં એવો એક દોહરો ગાયો કે—

'પાન પદારથ સુઘડ નર, વણ તોળ્યાં વેચાય;
જયું જયું પરભોમ સંચરે, મુલ મોંઘેરો થાય.'

"એટલે કે પાન, ઉત્તમ પદાર્થો ને સુઘડ પુરૂષો જેમ જેમ દુર દુરના દેશોમાં જાય છે તેમ તેમ તેમની કીંમતમાં વધારો થતો જાય છે." આ દોહરાના માધુર્યે દળકંદદેવજીનું હ્રુદય આકર્ષી લીધું ને તેથી તેમણે તેજ પળે દોહરાની સુચનાનુસાર વિદેશ વિચરણ કરી પોતાની શક્તિની તુલના કરી લેવાનો નિશ્ચય ભર સભા સમક્ષ વડીલબંધુ આગળ નિવેદન કર્યો. ને તેવા પૃથ્વીપર્યટનના નિમિત્તમાં તિર્થાટનની આવશકયતા પણ આગળ આણવામાં આવી. લઘુબંધુની નમ્રતાપૂર્વકની માગણી સાંભળી મહારાજા બળકંદદેવજી નિઃશ્વાસ નાંખતા ઉંડા વિચારમાં પડયા ને તેથી તેમનાથી પ્રતિઉત્તરમાં કંઈજ બોલી શકાયું નહીં. વડીલબંધુની હ્રુદયગ્લાની દળકંદદેવથી અજાણી રહી શકી નહીં તેથી તેમણે એવા ઉદ્વેગને તિલાંજલી આપવા માટે

---

૧ આ પ્રસંગને અનુસરતું નિચેનું કાવ્ય જાણીતા ભાટચારણ કવિઓને દંદાગ્રે હજી પણ હયાતી ભોગવતું જોવામાં આવે છે કે—

સોલંકી રો ઘર વડો, ટુકટોડાં રો રાય;
ગંગામાતા હરપતા, સો ઘર છત્ર ધરાય.

વડીલબંધુને વિનંતી કરતાં કહ્યું કે મહારાજ આપને આ સંબંધે જરા પણ દીલગીર થવાનું કારણ નથી કારણ કે શાસ્ત્રકારો કહે છે કે-

नाहारं चिंतये प्राज्ञो धर्ममेकं हि चिंतयेत ।
आहारो हि मनुष्याणां जन्मना सह जायते ॥

(દોહરો.)

જન્મની સાથે જગતમાં, ભોજન દે ભગવાન;
તેથી તે વણચિંતવ્યે, ધરવો ધર્મ નિદાન.

"એટલે કે બુદ્ધિવાન માણસે મને કેમ ખાવાને મળશે એવી કાળજી રાખવી નહી; પણ મને પરમેશ્વરે જે મોટી કૃપાથી માણુસના દેહમાં ઉત્પન્ન કીધો છે તેથી તેને સંતોષ પમાડનારો ધર્મ મારાથી કેમ સચવાય તેની કાળજી કરવી જોઇએ. કારણ કે માણુસને ખાવાનું તે જન્મે છે ત્યારથીજ તેની સાથે ઉત્પન્ન કરેલું હોય છે, માટે મનુષ્યોએ તે માટે વ્યર્થ કાળજી કરવી ઉચિત નથી." આવી મધુર તેમજ પરિમિત વાચી સંમતિથી બળકંદદેવજીની આંતર મુઝવણનું નિરાકરણ થઇ ગયું તેથી તેઓ પુનઃ મુળ સ્થીતિમાં આવીને બોલ્યા કે ભાઇ તમો રસ્તામાં શું ખાશો કે પીશો તેનો મને શોચ નથી, કારણ કે આ ધનકોષ સર્વે તમારો છે એટલે તેમાંથી તમો જોઇતું ધન સાથે લેઇ શકશો; પણ મને ચિંત્યા માત્ર એ એક છે કે આપણી વડીલોપાર્જીત મહત્તા, જેવી અત્રે અત્યાર સુધી સચવાઇ રહી છે તેવી તમો અણજાણ્યા પ્રદેશમાં સાચવી શકશો નહિ, ને તેથી પરિણામે તમો લઘુતાને પામી બેસશો. જુઓ એક સાહિત્યકારે એવા પ્રસંગ સુચનનો આ એક શ્લોક કહેલો છે-કે

अयममृत निधानं नाथकोण्यौषधीनाम्
मृतमयश शरीरं कांतियुक्तोप चंद्रः ।
भवति विगतरश्मि मंडलं प्राप्य भानो
परसदन निविष्टः को लघुत्वं न याति ॥

(હરીગીત છંદ.)

અમૃત તણો નીધિ આપ એ શશિ ઔષધિનો નાથ છે,
અમિથી ભર્યા સર્વાંગમાં, તેજસ્વિપણું તે સાથ છે;
તો પણ જતાં રવિ ઘેર તે, નિસ્તેજ નિત્ય જણાય છે,
ત્યમ માનવી તણી માનવી, પરઘેર લઘુતા થાય છે.

"એટલે કે ચંદ્રમા પોતે અમૃતનું સ્થાન છે, બધાં ઔષધોનો માલીક છે, શરીર અમૃત તુલ્ય અને તેજસ્વિ છે તેમજ અન્યત્ર સર્વે પ્રકારે જો કે શ્રેષ્ટ છે તો પણ તે સૂર્યને ઘેર જાય છે તેથી તે નિસ્તેજ થઈ જાય છે તો એક સાધારણ મનુષ્ય બીજા પ્રદેશમાં જવાથી લઘુત્વ પામે તેમાં આશ્ચર્ય શું ?" આ સંબંધે તમો જરા વિચાર કરી પછીથી બ્હાર પરદેશ ખેડવાનો નિશ્ચય કરો. એ પ્રમાણેની વડીલ બંધુની શીખામણને શીરોમાન્ય કરી દળકંદદેવજી બોલ્યા કે મહારાજ આપનું કહેવું યથાર્થ છે પણ એનાએજ સાહિત્યકારે બીજે પ્રસંગે આમ પણ કહેલું છે કે—

विवेकी न मनु प्राप्त गुणायांति मनोज्ञताम् ।
सुतरां रत्नमा भाति चामीकर नीयोजीतम् ॥

(દોહરો.)

મુળે ગુણ છે શ્રેષ્ટ પણ, સુજ્ઞથી બહુ શોભાય;
હીરો જ્યમ સોને જડયે, અધિક મુલે અંકાય.

"એટલે કે ગુણ પોતેજ મુળે શ્રેષ્ટ છે પણ તે વિવેકી માણુસની પાસે જાય છે ત્યારે વધારે શોભા ધારણ કરે છે; જેમ કે રત્ન પોતાની મેળે જો કે સુશોભીતજ છે પણ જ્યારે તે સુવર્ણમાં જડાય છે ત્યારેજ અપૂર્વ તેજ ધારણ કરે છે." તો કહો બંધુવર્ય મહારાજ આપ મને જ્યારે મહત્તાવાન માનો છો ત્યારે પછી મને પરદેશરૂપ કુંદન સાથે જડાવામાં શા માટે પ્રતિરોધ નાંખો છો ? તે મને જણાવી ઉપકૃત કરશો. મહારાજા બળકંદદેવજીએ જ્યારે લઘુ બંધુનો આ પ્રમાણેનો દૃઢ નિશ્ચય જોયો એટલે તેમણે પોતાના તરફની આનાકાની બંધ રાખી, લઘુબંધુને એક પુરોહિત, જોઈતો લશ્કરી રસાલો ને ધનવાહનાદિ સાધનોથી આચ્છાદિત કરી પરદેશગમન કર-

વાની રજા આપી. આ પછી સૃષ્ટિસૌંદર્ય જોતા જોતા દળકંદદેવજી ટુંકટોડા છોડી થોડેક દીવસે હસ્તિનાપુરની સમીપમાં આવી પહોંચ્યા. ને ત્યાં સઘળી રીતની અનુકુળતા જોઇ થોડો વખત પડાવ નાંખ્યો. આ વખતે હસ્તિનાપૂરમાં તુવરરાજા **સામંતસિંહજી** રાજ્ય કરતા હતા. હવે પ્રસંગ એવો બન્યો કે હસ્તિનાપૂરના રસાલાવાળા એક અમલદારનો શીકારથી ઘવાયલો ડુક્કર નાસતો નાસતો આવીને સોલંકીઓનો રસાલો જયાં રાવટીઓ નાંખી પડયો હતો તેમાં આવીને ભરાઈ પેઠો. શરણે આવનારનું રક્ષણ કરવાનો સોલંકી રજપુતોનો ધર્મ હોવાથી તેઓ સઘળા આ ડુક્કરનું રક્ષણ કરવાને તૈયાર થઈ ઉભા રહ્યા. એટલે ડુક્કર પાછળ પડેલા તુવાર સ્વારોએ આવીને સોલંકી રસાલા પાસે પોતાના નાશી છુટેલા શીકારની માગણી કરી, પણ તે પાછો મળે તેવી કોઇ જાતની ખાતરી તેમને જણાઇ નહી તેથી તુવાર પક્ષમાં ક્રોધ અને મમત્વની ચિણગારીઓ પ્રજવલી ઉઠી. ઉભય પક્ષને પોતાના બાહુબળનું અભિમાન હતું. તેથી કોઇએ પણ એક બીજાને નમતું આપ્યું નહીં. બંને પક્ષના ઉપરી અમલદારોએ રસાલાને છુટું મુકી દીધું તેમાં લાંબા વખત સુધી કીમતી જાનોના ભોગ લેવાયા દેવાયા, પછી તુંવારરાજયે પોતાને ભયંકર નુકશાન થયેલું જોઇ મહારાજને સલાહ કરવાની સંમતિ આપી તે સ્વિકારી સામંતસિંહજી પોતે પોતાનાં દીકરી રાણાંકુંવરીને લેઈ યુદ્ધ સ્થળે ગયા ને ત્યાં જઈ તેમણે યથાશક્તિ દાયજા સહીત દળકંદદેવજીને કન્યાદાન આપી* લડાઇનું છેવટ આણ્યું. નવા સગાઇના સંબંધથી અને

---

* આ જુદ્ધના પુરાવામાં તે વખતના એક કવિએ રચેલું નિચે પ્રમાણેનું કવિત મળી આવે છે—

(છપ્પો.)

" મલક એક મંછાવતી, રાજ્ય સોલંકી સારો,
અંત્ર વેદ અધિપતી, તખત ટુંકટોડા તુહારો;
સેન સવાલખ સજે, ધણી દળકદે દપટે,
દલી રાણ તુવરો, સર સરદાર સપટે,
ભલાં ભૂપ બે મન વિષે, પુત્રી પરણાવી પ્રીતશું,
જાત્રા કારણ જગતમાં, વડો મુલક ગુજરાત વસુ. "

શણુાંકુંવરીની ખુબસુરતીથી રંજન થઈ ગયેલા દળકંદદેવજીને આ સ્થળે વિશેષ શોભવું રૂચીકર થઇ પડયું. સંસ્કૃત સાહિત્યકારો કહે છે કે—

**बंधनानि खलुसंति बहुनि प्रेमरज्जु दढ बंधन मुच्यते ।**
**दारुभेद निपुणो पिषंडांघ्रि निष्क्रियो भवतियं कंजकोशो ॥**

**(દોહરો.)**

જગમાં બંધન છે ઘણાં, પણ પ્રીતિ બંધન ઓર;
કાષ્ટ ખણે પણ કમળને, ભેદિ શકે નવ ભોર.

"આ સંસારમાં માણુસોને ઘણી તરેહનાં બંધનો છે પણ તેમાં જે પ્રેમરૂપી દોરડીવડે બાંધેલું છે તે ઘણુંજ દ્દઢ બંધન છે, કે તેને તોડવાને મનુષ્ય કોઇ પણ દીવસ સમર્થ થઈ શકતો નથી. જેમ કે ભમરો લાકડાને કોરીને તેના ભેદ કરી જાય છે પણ પ્રેમથી કુમળા કમળના અંતરભાગને વિષે જયારે તે નિષ્ક્રીય થાય છે ત્યારે તે કોઇ પણ પ્રકારે તેનો ભેદ કરવાને સમર્થ થતો નથી." આવા પ્રેમના દ્દઢ બંધનમાં બંધાઇ દળકંદદેવજીએ કેટલાક મહિના હસ્તિનાપુરની સરહદમાંજ ગુજાર્યા. પણ પાછળથી જયારે દૃષ્ટિના કેન્દ્ર વગરનો મોહ સોળંકીરાયના હૃદયમાંથી લઘુપણાને પામ્યો ત્યારે તેમને પોતાના પર્યટનની મહત્તાનું ભાન થયું, એટલે તેમણે તુરત સામંતરાજની રજા લેઈ પોતાના રસાલા સહીત દ્વારિકાં તરફ પ્રયાણ કર્યું. ત્યાંથી દડમજલ ચાલતાં થોડાએક માસે તેઓ મહીઅડ પ્રદેશનો મોટો ભાગ વટાવી તેના કુંકુંમથાંભલા નામના મુખ્ય ગામની નજીકમાં આવી પહોંચ્યા. અહીંની નિર્દોષ હવા, મધુર અને પાચકપાણી, રસાળ જમીન અને રસપૂર્ણ ખીલેલી અરાઢભાર વનસ્પતિ જોઈ, થાકેલા સ્વારોને વિશ્રાંતિ આપવાની ઇચ્છાથી દળકંદદેવજીએ થોડો વખત મુકામ રાખવાની જીજ્ઞાશા પ્રગટ કરી. આ વખતે અહીંયાં **અરજણ** નામે એક ભીલરાજા રાજ્ય કરતો હતો. તેની પાસેથી પરવાનગી મેળવી મહારાજ દળકંદદેવજીએ ચાર માસ ચોમાસું ગાળવા ત્યાં રસાલા સહીત છાવણી નાંખી. બીજે દીવસે પ્રાતઃકાળમાં

શીવપૂજન કર્યા સિવાય પાણી નહીં પિવાનો મહારાજનો નિત્ય નિયમ હોવાથી કેટલાક સ્વારો શીવના બાણની શોધ કરવા માટે નિકળી પડયા, પણ એટલામાં કયાંય મળી આવ્યું નહીં. દુર દુરનાં ખંડીયેરો જંગલોને અગોચર ગુફાઓમાં બહુ તપાસ કરાવી તો એક મોટી કરાડમાં જંગલી ગાયને દુધ શ્રવિ જતી એક શોધ કરવા નિકળેલા વીર સામંતે જોઈ, તે ઉપરથી તેણે અટકળ કરી તેમાં ઉતરી તપાસ્યું તો ત્યાં એક પ્રાચિન શીવલીંગ પડેલું જોયું. જેની ત્વરીત ખબર આપી તેણે દળકંદદેવજીને પ્રસન્ન કર્યા. મહારાજે તે બાણની સંપૂર્ણભાવે સેવા કરીને સર્વ ક્ષત્રિવીરોની સમંતી લેઈ ગાયના ઝરેલા દુધમાંથી જડી આવેલા મહાદેવનું નામ ગૌઝરેશ્વર ઠરાવ્યું. અહીંયાં મહારાજ દળકંદદેવજી પોતાનો નિત્ય નિયમ કરતા ને પૂજનઅર્ચન કરી ધ્યાનાવસ્થિત થતા. એમ કરતાં કરતાં નવરાત્રીના દીવસો આવ્યા. મહારાજે પોતાના કુળાચાર પ્રમાણે કુળદેવીના જવારા સ્થાપન કર્યા. તેમજ દશેરાએ સમીપૂજન કરી મોટા મહોત્સવ સહીત સામંતોની યોગ્યતા પ્રમાણે તેમને શીરપાવ વગેરે આપી સર્વે પ્રકારે સંતુષ્ટ કર્યા, બાદ પુરોહિતે ઠરાવેલા શુભ મહુર્તે ત્યાંથી મુકામ ઉપાડી દ્વારકાં તરફ વિદાય થવાની તૈયારીઓ કરવા સામંતોને આજ્ઞા આપી પોતે મહારાજ દળકંદદેવજી, ગૌઝરેશ્વરનાં દર્શન કરવા માટે પધાર્યા તો ત્યાં તેમણે એક અવનવું આશ્ચર્ય દીઠું. એક વયોવૃદ્ધ બ્રાહ્મણ પોતાની બાર વર્ષની રૂપવતી જુવાન બાળકીને લેઇને શીવલીંગ ઉપર કમળપૂજા કરવા બેઠેલો જોયો. સંસ્કાર માત્ર છેવટનોજ બાકી હતો. મહારાજા જો એક ક્ષણવાર મોડા ગયા હોત તો તે જરૂરથી ત્યાં આગળ બંનેનાં ધડને મસ્તકથી જુદાં પડેલાંજ જોઇ શકત. વિચિક્ષણ મહારાજાએ બ્રાહ્મણના દુઃખનું કારણ તેની સ્થીતિ ઉપરથી દુરથીજ અટકળી લીધું ને ત્વરીત વેગે તેમણે પાસે જઇને તેને અઘટીત કાર્ય નહીં કરવા સબુર સબુરની બુમ મારી. બ્રાહ્મણે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ ક્ષત્રિવીરને જોઇને એકદમ રડી દીધું. આશ્વાસન આપતાં દળકંદદેવજીએ કહ્યું કે ભાઇ તને આવું સાહસ કરવું ઘટતું નથી. શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

**सहसा विदधीत न क्रिया**
**म विवेकः परमा पदां पदम् ।**
**वृणुते हि विमृश्य कारिणं**
**गुणलब्धाः स्वयमेव संपद ॥**

( હરીગીત છંદ. )

કરતાં ઉતાવળ કાર્યમાં, વિવેક જો વણસાય છે,
તો તેથિ જનને જરૂરથી, વિપત્તિ આવિ વિંટાય છે;
નથી સરસ નરસે સમજણા, તે સતત કષ્ટ વિષે સડે,
સંપત્તિ ગુણ લોભી સ્વયં, સજ્જન જનોને સોંપડે.

"કોઇપણ કામ એકદમ ઉતાવળથી વગર વિચારે ન કરી નાંખ. કારણ કે આ કામ સારૂં છે કે નઠારૂં એવો જો વિવેક ન રખાય તો તેમાંથી માણસને મોટી વિપત્તિ આવી પડે છે, ગુણમાં લોભી એવી સંપત્તિઓ વિચારવાન્ પુરૂષની પાસે પોતાની મેળેજ આપો-આપ આવીને ઉભી રહે છે." આવાં અમૃત વર્ષણ સરખાં અમુલ્ય વચનો સાંભળી, દેહ પ્રલય સરખા મહાન પરિતાપથી શુષ્ક કંઠવાળા બનેલા બ્રાહ્મણે, બળાત્કારે શબ્દોચ્ચારથી મહારાજાને આશીરવાદ આપ્યો તે તેમણે શીરવંદ્ય ગણી લેઈ વાત્સલ્યભાવ સહીત તેને તેના દુઃખનું ખરૂં કારણ પુછયું: બ્રાહ્મણે મ્લાન મુખે નિવેદન કર્યું કે મહારાજ હું આ ગામનો બ્રાહ્મણ છું. અને મ્હારા ઉપર અત્યારે એવું એક સુદર્શન ચક્ર ફરે છે કે તેની ધાર નિચે મારે ક્ષણ બે ક્ષણમાં કપાઇ મર્યા વગર છુટકો નથી. તો તેવી રીતે મરવા કરતાં આ ઇષ્ટદેવ સમક્ષ પોતાના પ્રાણનું બળીદાન આપવું મને વધારે ઠીક ભાગે છે એમ સમજી હું અત્રે આ મારી પુત્રીને લેઇને શીવ પીંડી ઉપર કમળ પૂજા કરવા માટે આવેલો છું. મહારાજ દળકંદદેવજીએ કહ્યું કે હવે તું તે સુદર્શનચક્રની ચિંત્યા તજી દેઇ મને તારા દુઃખનું કારણ કહે હું મહાદેવ પ્રતાપે મારી સંપૂર્ણ શક્તિએ તારૂં ગમે તેવું દુઃખ હશે તોપણ તે ભાગવાને સમર્થ થઈશ. કારણ કે શાસ્ત્રકારોએ ક્ષત્રિ ધર્મના પ્રકરણમાં લખ્યું છે કે—

विक्रोशन्त्यो यस्य राष्ट्राद्धियन्ते दस्युभिः प्रजाः ।
संपश्यत्तः सभृत्यस्यमृतः सनतु जीवति ॥
(દોહરો).

દુષ્ટોથી દંડાય જન, છતાં ન રક્ષે રાય;
તે રાજાને મંત્રી સૌ, જીતવા મૃતક ગણાય.

"જે રાજાઓ તથા મંત્રીઓ પોતાની હયાતી છતાં ચોર વગેરે લુંટારાઓથી પિડયા પામેલી પોતાની પ્રજાને આંખ આગળ પોકાર કરતી જુએ છે છતાં કંઇપણ કરી શકતા નથી તે રાજા તથા મંત્રીઓને સજીવ હોવા છતાં પણ સદાકાળ મરેલાજ સમજવા." એ કુળધર્મ મારા કુટુંબમાં પરંપરાથી પળાતો આવ્યો છે માટે મારા ઉપર તું વિશ્વાસ રાખ્ય, ને તારૂં સંપૂર્ણ દુઃખ મને ઇત્થંભૂત સંભળાવ. ગ્રીષ્મ કાળથી બળી રહેલા છોડવાઓ ઉપર જેમ મેઘવૃષ્ટિ થવાથી તે અપૂર્વ રંગમાં ખીલી ઉઠે છે તેમ બ્રાહ્મણનું હૃદયકળ પ્રફુલ્લિત થઇ તેમાં અનહદ આનંદ ઉદ્ભભ્યો. ને તે આનંદના પ્રભાવની સાથે તેણે પોતાનું દુઃખ મહારાજા રૂબરૂ જાહેર કરતાં જણાવ્યું કે મહારાજ આ મારી સ્વરૂપવાન દીકરીના આકર્ષક ચ્હેરાથી લોભાઇ અત્રેનો શુદ્ર અત્યાચારી અરજન રાજા તેની સાથે લગ્ન કરવા માગે છે. મેં તેને અનેક પ્રકારે વિનંતી કરી વર્ણાશ્રમના ધર્મનું સ્વરૂપ સમજાવી એવું અધર્માચરણ કરવાની ના પાડી છતાં તે એકનો બે થતો નથી. ને ઉલટો કહાવે છે કે જો તું તારી દીકરીને મ્હારી સાથે આનંદપૂર્વક નહીં પરણાવે તો હું તને મારી, તારી દીકરીનું હરણ કરી હું તેને બળાત્કારથી પરણીશ. માટે વિના કારણ મૃત્યુના મુખમાં ન ચવાઇ જતાં મારી ઇચ્છાને તાબે થઈ ઇચ્છિતધનની મોજ મેળવી તું તારૂં જીવન સફળ કરી લે. આ કારણથી મહારાજ હું અત્રે મરવાને આવેલો છું જો આપ એ આપદામાંથી મને ઉગારી લેશો તો શંકરભગવાન તમારૂં કલ્યાણ કરશે. મહારાજ દલકંદદેવજીએ આ પ્રમાણે બ્રાહ્મણની વાત પુરી સાંભળી લેઇ સિંહગર્જનાથી પ્રતિઉત્તર આપતાં કહ્યું કે મહારાજ એ વાતની તું ફીકર કરીશ નહીં. ગૌબ્રાહ્મણની વાર કરવા માટે તો અમારો જન્મ છે. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે—

नकश्चिन्नृप कोपानामात्मीयो नाम भूभृताम्।
होतार मपि जुह्वंतं दहत्येव हुताशनः॥

(દોહરો.)

હોમાગ્નિ જ્યમ હોમતા, જનનો ઝડપે હાથ;
ત્યમ રાજા પણ અરિતણો, ઉચ્છેદે સંગાથ.

"જેમ હોમ કરવાનો અગ્નિ, તેના પ્રત્યે નિત્ય હોમ કરનારા મનુષ્યના હાથને પણ છેડચ કરવાથી બાળ્યા વગર છોડતો નથી તેમ ક્રોધાવેશી રાજાઓ પણ પોતાના ઉપર ઉપકાર કરનારને તેના ગુન્હા બદલ શાસન કર્યા વગર છોડતા નથી." તેમ હું પણ જો કે તેની સરહદમાં છું તેથી એક રીતે ઉપકારી છું છતાં પણ તેનો અધર્મ હું સાંખી શકતો નથી. માટે તું તારી સર્વે પ્રકારની ફીકર તજી દે હું તને મારી લશ્કરી ટુકડી સહીત મદદ કરવાને તૈયાર છું. બ્રાહ્મણે કહ્યું મહારાજ આપનું કહેવું યથાર્થ છે પણ આપ જાણતા નથી કે તેણે આ લગ્ન માટે પોતાના તાબાનાં બાવીસસે ગામના સઘળા મહીયડ પ્રદેશની તમામ કામઠી તૈયાર કરાવી કુંકુંમથાંભલામાં હાજર રાખી છે. એટલે એવા મોટા લશ્કર સામે આપની નાનકડી લશ્કરી ટુકડી ગમે તેવી બળિષ્ટ હોવા છતાં પણ પરિણામે વિજય મેળવી શકશે નહીં. તો પછીથી મારી તો આની આજ સ્થીતિ રહેશે. બ્રાહ્મણના આ છેલ્લા શબ્દોથી દળકંદદેવજીનો ચ્હેરો જરા ઝંખવાયો, સ્થંભ્યા, ને અરજનના આસુરીબળ સામે થવાની પોતાની લશ્કરી શક્તિનો વિચાર કર્યો ત્યારે તેમને જણાયું કે બ્રાહ્મણ કહે છે તેમ મારા કીમતી વીરસામંતોના પ્રાણનું બળિદાન આપવા છતાં પણ તેમાં વિજય મળશે કે કેમ એતો વાત શંકાસ્પદજ છે, તો એવી રીતે નાહક સ્વસૈનિકોનો સંહાર કરાવી હારખાઈ છેવટે ભુંડા મોતે મરવું પડે તે કરતાં શીવજી સમક્ષ મરવું ખોટું નથી એમ સમજી તેમણે પણ તે સ્થળે બ્રાહ્મણ તથા બ્રાહ્મણની બાળકીના મસ્તક સાથે પોતાનું મસ્તક અર્પણ કરી ભોળા શંભુને રીઝવવાનો નિશ્ચય કર્યો. એક ધર્મને વાસ્તે પોતાની સમક્ષ ત્રણ પ્રાણની આહુતિઓ અપાતી

જોઈ શંકરના મનમાં મહાન ક્ષોભ ઉત્પન્ન થયો, ને દળકંદદેવજીએ જેવું પોતાના ખડગવતી સ્વહસ્તે મસ્તક છેદવા માંડયું તેજ પળે શીવપીંડીમાંથી શંકરે પ્રગટ થઈ તેમને આત્મઘાત કરતાં અટકાવી પ્રસન્નવદને વરદાન આપતાં કહ્યું કે વત્સ દળકંદદેવ હું તને અભય વચન આપી આજ્ઞા કરતાં કહું છું કે જા આ બ્રહ્મતનયાને તારા રસાલા સાથે જે દુંકટોડેથી પુરોહિતનો પુત્ર આવેલો છે તેની સાથે પરણાવી દે ને જો તે કાર્યમાં અરજણ વિઘ્ન કરે તો ત્હારા મુઠીભર સૈન્યથી તેની સામે થજે તેમાં હું તને સંપૂર્ણ વિજય આપીશ. એમ કહી શંકર અંતર્ધ્યાન થયા. આવા સર્વોત્તમ વરદાનથી ત્રણે જણ ઈશ્વરી પ્રેમમાં ગુલતાન બની ગયાં ને શંકરને પુનઃ પુનઃ સાષ્ટાંગ પ્રણામ કરી પરભાર્યા છાવણીમાં આવ્યાં. આ વખતે ત્યાં સઘળા સૈનિકિયો પોતપોતિકો સામાન બાંધવા રૂંધવામાં ગુંથાયેલા હતા, તેમને દળકંદદેવજીએ થોભાવી આ આવેલા ધર્મ વિઘ્નથી માહીતગાર કર્યા. ડાહ્યા હજુરીઆઓ મોડી રાતે ભેગા મળ્યા, ને પછી તેમણે ચાલુકયમણીની સંમતિ લેઈ એવો નિશ્ચય કર્યો કે, બ્રાહ્મણે અરજણને લગ્નની લાલચમાં નાંખી તેની પાસેથી પુષ્કળ ધનની મદદ મેળવી લેવી ને આપણા સામંતવીરોએ તે ધનની મદદથી જોઇતું સાહિત્ય તૈયાર કરી નિરધારેલા લગ્ને બ્રહ્મતનયાને પુરોહિતપુત્ર વિદ્યારામ સાથે પ્રરણાવી દેઈ, અરજણની આવતી જાનની સામે જઇ ઓચિંતા તુટી પડી તેમના બળનો સંપૂર્ણપણે સંહાર કરી નાંખવો. સર્વેને આ ઠરાવ પસંદ પડયો. ને તે પ્રમાણે બ્રાહ્મણને ચોકસપણે ચાલવાનું સમજાવી, કારતક શુદી ૧૨ નું દેવલગ્ન નક્કી ઠરાવી બાપ દીકરીને ત્યાંથી વિદાય કર્યા. બ્રાહ્મણે ઘેર જઇ એક પડોશી સાથે અરજણને કહાવ્યું કે આપની ઇચ્છા ઉલંઘન કરી જીવવામાં હું સુખ જોતો નથી. જ્યારે તમારી, મારી પુત્રી સાથે પરણવાનીજ ઇચ્છા છે તો ભલે મને લગ્ન ખર્ચ માટે જોઈતું સાધન મોકલી આપો એટલે હું કારતક સુદી ૧૨ના દેવ લગ્ને આપને કાન્યાદાન આપવા રાજી છું. અરજણ આ આનંદાયી સમાચાર સાંભળી ઘણોજ ખુશી થયો. ને તેણે તેજ પળે અખુટ ધનદોલત ને માલમત્તાનાં ગાડાં ભરી બ્રાહ્મણને મોકલી આપ્યાં. બીજી તરફથી તેણે અનેક ભઠીઓ

તૈયાર કરાવી પુષ્કળ દારૂ ગળાવ્યો. સઘળી મહીયડ કામઠી અરજણના લગ્નની અધિરી બની રહી. આ દરમ્યાનમાં બીજો એક એવો પ્રસંગ બન્યો કે બળકંદદેવજીનો મુખ્ય ખાસદાર પોતાના થોડા સ્વારો સાથે જંગલમાં ઘાસ લેવા ગયો હતો તેને રસ્તામાં અરજણના કેટલાક સાથીઓએ રોકી ઘણો રંજાડયો. તેથી તેણે છાવણીમાં આવી તે સંબંધી ફરીયાદ કરી જેથી રજપુતોમાં વિશેષ ઉશ્કેરણીનો પ્રસંગ ઉભો થયો. બળતામાં ઘી હોમાયું. મુખ્યત્વે બ્રાહ્મણ ધર્મ રક્ષણની તો વાત હતીજ તેમાં બીજો અણધાર્યો આ ખીજવાટ ફેલાતાં દરેક સૈનિક અરજનને પરાસ્ત કરવાને એક્કે પગે તલપાપડ બની રહ્યો. લગ્નનો દીવસ નજીક આવ્યો. અરજણના સાજનમાજનમાં મ્હાલનારા સઘળા ભીલ સરદારોએ અને સીપાઈ સપરાંઓએ ખુબ મદ્યમાંસનો આહાર કરી ચારે બાજુએ આનંદની આણો વરતાવી દીધી. લથડતે પગે ઉઠતા, પિતા, ને પાછા લાંબા ચત્તાપાટ પડતા એજ તેમનો એક અપૂર્વ લ્હાવો હતો. આવી અજ્ઞાન દશામાં જ્યારે તેઓ ખરેખપોરે મધ્યરાત્રી અનુભવી રહ્યા હતા ત્યારે બીજી તરફથી ક્ષત્રીવીરો, જો જીત મળશે તો આ લોકમાં આપણને કીર્તિની પ્રાપ્તિ થશે ને જો લઢતાં મરણ પામીશું તો સ્વર્ગ લોકમાં . અપ્સરાઓ વરી આનંદ વિલાસ કરીશું એવી મહ્દ આશાએ ઈશ્વિરભક્તિમાં તદરૂપ બન્યા. તેઓ વારંવાર સૂર્યને અર્ઘ- પ્રદાન કરતા ને તેમની પાસે વિજયની માગણી કરી અધર્મી પક્ષને ઉચ્છેદવા વિનવતા હતા. એમ કરતાં કરતાં કન્યાદાન દેવા નિરધારેલો બારસનો દીવસ સૂર્યનાં રક્તવર્ણા કીર્ણોથી આચ્છાદિત થયો. બંને તરફના વરરાજાઓમાં વિવાહની તૈયારીઓ થવા માંડી. બંને શણગ- રાયા ને વરઘોડે પણ ચડયા. અણુજાણ્યા લોકોમાં અરજણનો આ ત્રાસ અને ભેદુજનોમાં મહાદેવના વરદાનની વાત ગુપચુપ રીતે ચ- ર્ચાવા માંડી. ગાનતાનને ડંકાનિશાન સહીત થકે થકે મુજરા કરાવતો અરજણ માંહેરામાં આવવા નિકળ્યો તે અરસામાં રજપુતોએ બ્રાહ્મ- ણકન્યાને પુરોહિતના પુત્ર સાથે પરણાવી દીધી. પાછળથી અરજણ જ્યારે ઠેઠ માંહેરામાં આવ્યો ત્યારે તેને ખબર પડી કે તેની સઘળી આશાઓ આવી રીતે રજપુતોએ અસ્ત કરી દીધેલી છે. વાત સાંભ-

ળતાની સાથેજ તેને પગથી લાગેલી ઝાળ માથે પહોંચી. તેના ક્રોધનો પાર રહ્યો નહીં. આંખો લાલપીળી કરી, શસ્ત્ર પછાડી ઉગ્ર સ્વરે તેણે આ કાર્યમાં થયેલા બ્રાહ્મણના મદદ નીશો સહીત સર્વત્ર વિરોધીઓને ઠાર કરવાની પ્રતિજ્ઞા લીધી. એક મોટા કુવામાં મોં રાખી બોલવાથી જેમ કુવાના ઉંડાણુમાંથી બોલેલા શબ્દોનો તેટલાજ વેગથી પ્રત્યાઘાત થાય છે તેમ અરજનની આ ભિષ્મ પ્રતિજ્ઞાનો પ્રત્યાઘાત રજપુત ટોળામાંથી ઉભરાયો. સઘળા સૈનિકિયો—**अर्थ साधायामि** યા **देह पातयामि** ના સુત્રે—

( દોહરો. )

અર્થ સરે કે આ સ્થળે, ભલે પતન દે' થાય;<br>
બંને રીતે લાભ છે, મરાય કે જીવાય.

એવો નિશ્ચય કરી, શસ્ત્રો સજી ભયંકર યુદ્ધમાં ઉતરી પડયા. જેમ એક મધપુડો તુટી પડવાથી ક્રોધી બનેલી અસંખ્યાત મધમાખીઓનો ગણગણાટ અને તેમની પાંખોનો ફડફડાટ વિશ્વવ્યાપી સ્વર ગજાવી મુકે છે તેમ ગોઝરેશ્વર મહાદેવની જય પોકારી ધસતા રજપુત સૈન્ય માંથી છુટતાં બાણોના સણસણાટે દિગંતમાં કોલાહલ મચાવી દીધો. ભીલસૈનિકો જો કે અસાધારણ સંખ્યામાં હતા પણ તેઓ એટલા બધા તો નિશામાં ચકચુર બની બેઠા હતા કે અત્યારે તેમણે પોતાની શુદ્ધસાન ખોઈ નાંખી હતી. ને તેઓ પોતાનાજ શરીરને સાધ્ય રાખવાને બીજાની મદદ મેળવવા ઇંતેજાર હતા ત્યાં તે અરજણને શું મદદ આપી શકે; શાસ્ત્રકારોએ એક જગ્યાએ કહ્યું છે—

**अयः पिण्ड इवोत्तप्ते खलानां हृदये क्षणात् ।<br>
पतिता एव नस्यन्ति बला स्तोयक्रणाइव ॥**

( દોહરો )

તવે તપેલે લોહને, જળબિંદુ શોષાય;<br>
ત્યમ દુર્જનના હૃદયનું ક્ષણમાં શૌર્ય ખણાય.

"તપેલા લોઢાના તવા ઉપર જેમ જળનાં ટીપાં નાશ પામે છે, તેમ દુર્જન પુરૂષોના હૃદયનું બળ પણ ક્ષણવારમાં નાશ પામી જાય

છે" આ પ્રમાણે અરજણના પરાક્રમનું પણ છેવટ આવ્યું. એની દુર્જનતાથી એનું સઘળું ઐશ્વર્ય નિરૂપયોગી થઇ પડયું. એક કુળદેવી તુલ્ય ગણી પૂજવા યોગ્ય બ્રહ્મતનયાને પરણવા તૈયાર થયેલા અરજણ સામે રજપુત બચ્ચાઓએ પુરેપુરૂ પાણી બતાવ્યું, ને તેમાં સઘળા ભીલાણાને કાપી, છેવટે તેના સરદાર અરજણનો શીરચ્છેદ કરી તેના મસ્તકને એક ભાલા ઉપર ઘાલી, આસુરી લોહીથી ખરડાયલી ઉઘાડી તરવારો રાખી ગૌઝરેશ્વર મહાદેવની જય પુકારતા, સઘળા સોલંકી વીરોએ છાવણીમાં જઈ વિશ્રાંતિ લીધી. રજપુત સૈન્યમાં પણ જોકે એકંદરે ઘણું નુકશાન થયું હતું, પણ તેમણે પ્રાણાંત સુધી લઢવાની લીધેલી પ્રતિજ્ઞા પાળી, પાછી પાની નહીં કરવાથી ધારેલી મુરાદ હાંસલ કરી શકયા હતા. રાત્રી પડી ને તેરશનો દીવસ ઉદય થયો ત્યાં પતિના મૃત્યુની ખબર ભીલારાણીને પહોંચી. તે પોતે સંપૂર્ણ ધર્મવતિ અને પતિવૃત્તા સ્ત્રી હતી. તે વારંવાર અરજણને સદ્ઉપદેશ આપતી ને ઘોર અનાચારોથી દુર રાખવાને પ્રયત્નો કરતી હતી. છતાં જ્યારે અરજણ સુધર્યો નહીં ને છેવટે બ્રાહ્મણની કન્યાને પરણવાનો ઉમેદવાર બન્યો, ત્યારે તેનાં આવાં નીચ કૃત્યોથી કંટાળી ગયેલી ભીલારાણી પતીથી દુર થઇ ઇશ્વર ભજનમાં જીંદગી પૂર્ણ કરવા દુરના એક જંગલમાં જઈ વશી હતી. ત્યાં તેને પતિના મૃત્યુના સમાચાર મળ્યા કે તુરત સત ચઢયું, ને તે પતિના શબની સાથે બળી મરવાને તૈયાર થઇ નીકળી. દળકંદદેવજીના ફરતા સરદારોએ આ હકીકત મહારાજ દળકંદદેવજીને વિદીત કરી તેથી તેમણે તરત અરજણના મસ્તકને એક મુલ્યવાન જરીયાનના વસ્ત્રમાં વિંટીને પોતા સાથે રાખી તેઓ સતીનાં દર્શને આવ્યા. સતી અરજણના ધડ પાસે બેઠી હતી ત્યાં તેની નજીકમાં આવી દળકંદદેવજીએ નમ્રતાપૂર્વક નમસ્કાર કરી અરજણનું મસ્તક આગળ ધરતાં વંદના કરી કહ્યું કે દેવી ક્ષમા કરો. આ સર્વ કાર્ય મારે એક ધર્મના રક્ષણ માટે કરવું પડયું છે જેથી બીજી તરફથી આપનો હું સંપૂર્ણ અપરાધી બન્યો છું, જે બદલ આપ ઉચરો તેમ વરતવાને હું તૈયાર છું એમ કહી તેમણે ભીલારાણીના ખોળામાં અરજણનું મસ્તક અર્પણ

કર્યું. એક કુલીન ક્ષત્રીવીરના હૃદયની નિઃસ્વાર્થિ અડગ ધાર્મિક શ્રદ્ધા જોઇ ધર્મદેવી ભીલારાણી તેમના તરફ નિઃચેષ્ટ નેત્રે દયાર્દ્ર ભાવથી જોઈ ક્રુદ્ધ થવા બદલે પ્રસન્નતાપૂર્વક વરદાન આપતાં બોલ્યાં કે હું મારા પતીના અનાચારથી અજાણી નથી. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે–

**विमुढानानु पश्यन्ति पश्यन्ति ज्ञान चक्षुषः ॥**

( દોહરો. )

મુઢ મનુષ્યને મુર્ખતા, આંખો માંહી છવાય;
તેથી તેને જગતનો, ઉલટો રાહ જણાય.

"મુઢ પુરૂષોને જ્ઞાનચક્ષુઓ નહીં હોવાથી તેઓ જીંદગીના સુખાવહ રાહને જોઇ શકતા નથી" તેવા જીવો આવાં કાર્યો પ્રસંગે ગમે તેમ માનીલે પણ હું તો નિશ્ચયાત્મક ભાવથી જાણુંછુંજ કે–

**धर्म एव हतो हान्ति धर्मो रक्षति रक्षितः ॥**

( ચોપાઇ. )

ખણે ધર્મનું જે જન મુળ, ધર્મ ખણે જઇ તેનું કુળ;
ધર્મ તણું જે રક્ષણ કરે, ધર્મ ન તેને કદિ પરહરે.

"જે ધર્મનું રક્ષણ કરે છે તેનું ધર્મ પોતે રક્ષણ કરે છે, પણ જે ધર્મનો નાશ કરે છે તેનો નાશ કરવાને ધર્મ સદા તત્પર રહે છે." આ પ્રમાણે મારા પતીએ ધર્મનો નાશ કરેલો હોવાથી તેમનો ધર્મે નાશ કર્યો છે, તમે તો માત્ર તેના નિમિત્તભૂત બન્યા છો. હું તમારી નિર્ભયતાથીને નમ્રતા પૂર્વકના સ્પષ્ટ વ્યકતવ્યથી રંજન થઈ છું. મારા પતિનું મસ્તક તમે મને સાદર કર્યું તેના બદલામાં હું તમને આ મારા પતીના બાવીસસેં ગામના સઘળા મહીયડ પ્રદેશનું રાજ્ય અર્પણ કરૂંછું. તે લેઇ તમો મારા પતીના ચિન્હ તરીકે*

* સોલંકીઓની સાત શાખાઓમાં મહીડાની શાખા પણ જાણુતી છે એ ભવાઇસંગ્રહમાં રામદેશના સ્વાંગમાં આ નિચેની વર્ણવાતી સાખો ઉપરથી સાબીત થાય છેઃ–વીરપરના વીર પરીઆ, [1] હાલાવંશી, [2] ગાજના ગાજનીયા, [3] વાઘેથાના [4] વાઘેલા, મહીકાંઠે મહીડા, [5] જાઝા જળકરે જકોરા, બીહોલા, [6] કાલરીપાટ રાવતો [7] બાદરને સગોતર ખરા; કવિગદ કહે સુણુ ઠાકરો, સાતસાખ સોલંકી તણા,

મહિડાનો ખીતાબ ધારણ કરી સુખરૂપ રાજ્યગાદી ભોગવો. મારૂં વરદાન છે કે તમારૂં કુટુંબ સદા સમૃદ્ધિ સંપન્ન બની જગતમાં પરમપ્રતિષ્ટા પ્રાપ્ત કરશે. એમ ઉંચા કરેલા કુંકુંપ લેપીત બંને હાથે આશીર્વાદ દેતી, જયઅંબે જયઅંબે પુકારતી, છુટા કેશે, વિક્રાળ વાઘણ તુલ્ય એક છલંગે ખોળામાં પતીના મસ્તકને લેઇ ચીતા ઉપર ચઢી પોતાના પગના અંગુઠામાંથી અગ્નિ પ્રદીપ્ત કરી, ઢોલ નગારાં ભેરી શરણાઇને તુરાઇના ઘેં ઘેં ઘેં થતા ઘેંઘટ અવાજ વચ્ચે, પ્રાતઃસ્મરણીય ભીલારાણી પોતાના પંચ તત્વથી પોષાયલા શરીરને પંચભૂતમાં પધરાવી દેઇ–

न तस्य रोगो न जरा न मृत्युः
प्राप्तस्य योगाग्निमयं शरीरम् ।

( દોહરો. )

જરા રોગ મૃત્યુ જીતી. યોગાગ્નિ મય થાય;
તે જન આ જનલોકમાં, પુરણ મુક્ત ગણાય.

" એટલે કે જે દેહને રોગ, જરાવસ્થાકે મૃત્યુ જીતી શક્તાં નથી એવા યોગાગ્નિમય શરીરને પ્રાપ્ત કરી સદાને માટે તે ચિરસ્થાઈ સ્વર્ગ લોકને પામ્યાં.'

ઇતીશ્રી કૃષ્ણપુરનિવાસી વિદ્યારામાત્મજ કવિ ભૂષણ ભાઈશંકરજી પંડિત વિરચિતે સોલંકી વંશના ગોધરા શાખાના ઇતિહાસનું પ્રથમ પ્રકરણ સમાપ્તઃ

## પ્રકરણ ૨ જું.

### ગોધરામાં રાજ્ય સ્થાપના.



ગયા પ્રકરણમાં વર્ણવેલા ભયંકર યુદ્ધ વખતે કેટલાએક કેદ પકડાયલા ભીલો પાછળથી **દળકંદ્‌દેવજીને** શરણે થયા. તેમજ કેટલાક ભીલોને લઢાઇ વખતે રજપુત વીરોએ ઝાડ સાથે તાણી બાંધ્યા હતા તેમને પણ અભયવચન આપી છુટા કર્યા, તેથી તેઓ પણ અંતઃકરણપૂર્વક દળકંદદેવજીને પોતાનો મહારાજા માનવા લાગ્યા. આ પ્રમાણે તાબે થયેલા ભીલોની મદદ લેઈ મહારાજા દળકંદદેવજીએ પ્રથમ ઘા રૂઝવે તેવી જંગલમાંથી વનસ્પતિની ખોળ કરી મંગાવી, ને તે વડે ઘવાયલા પોતાના રજપુત સૈનિકોને આરોગ્ય કર્યા, તેમજ ઘવાયલા ભીલ સૈનિકોમાંના પણ જે જે જીવતા જણાયા તેમને તેમને તંદુરસ્તી બક્ષિ વફાદાર બનાવ્યા. પછી સઘળા મહિયડ પ્રદેશની પ્રજાની ઇચ્છા અને અભ્યર્થનાથી સંવત ૧૧૦ ના માગશર સુદી ૧૦ ને સોમવારના શુભ મહુર્તે પોતાના વિજયસ્થાન ઉપર શ્રી ગૌઝરેશ્વર મહાદેવના નામ ઉપરથી **ગોધરા** નામે શેહેર વસાવી ત્યાં પોતાની ગાદી સ્થાપી. અને તેને કુંકુંમ થાંભલાથી આણેલી સઘળી રાજ્યરિદ્ધી વડે સમૃદ્ધ બનાવી. આ પ્રમાણે મહારાજા દળકંદદેવજીની હ્રુદય વાન્છના પૂર્ણ થવાથી તેઓ અહીંયાં સ્થીતિ કરીને રહ્યા ને પોતાની સંપૂર્ણ કળાઓને વિસ્તર્ણ કરી પ્રજામાં ધર્મની અને વિદ્યાની અભિવૃદ્ધિ થવા સારૂ રાજ્ય ખર્ચથી ચાલતી નિશાળો સ્થાપી. દુષ્ટોને શાસન આપવા માટે ન્યાય પ્રચારકોની ને વસુલાત મેળવવા મંત્રીઓની યોગ્યા યોગ્ય વ્યવસ્થા કરી પ્રજાજનોનાં હ્રુદયમાં પોતે પ્રજાપતિ બ્રહ્માતુલ્ય સન્માન પામી સંવત ૧૪૬ માં વિદેહ થયા. તે પછી તેમના પાટવી કુંવર સગણદેવજી ગાદીએ બેઠા.

**સગણદેવજી**—સંવત ૧૪૬ માં ગાદીએ બેઠા તેઓ પુર્ણ પિતૃધર્મ પારંગત હતા, તેથી તેમણે પિતાજીની સ્થાપેલી વ્યવસ્થામાં કંઈ ફેરફાર નહીં કરતાં તેની સ્થીતિમાં ઉચ્ચતરતાને વિસ્તર્ણતાનો વધારો કર્યો. તેથી તાજા રાજ્ય બંધારણ સાથે રાજ્ય ભક્તિનું પ્રાબલ્ય વિશેષ વધી શક્યું. દીનપ્રતિદીન લોકોમાં અવનવા ઉદ્યોગો જન્મ પામતા ગયા, ને એ વડે રાજાપ્રજા એક બીજામાં કુટુંબ તુલ્ય ગુંથાઇ રહી. આ પ્રમાણે મહારાજ સગણદેવજી એકાવન વર્ષ ગાદી ભોગવી સંવત ૧૯૭ માં પોતાના પાટવીકુંવર ગજસીંહજીને ગાદી સોંપી પંચત્વને પામ્યા.

**ગજસીંહજી**—સંવત ૧૯૭ માં ગાદીએ બેઠા. તેમને **અવિચળસિંહજી** નામે એક નાનો ભાઈ હતો. આ બંને બંધુઓ એક બીજામાં એટલા બધા પ્રેમ લુબ્ધ હતા કે તેઓ કોઈ રીતે પરસ્પરમાં જુદાઇ સમજતા નહીં. ગજસીંહજી જેમ ગાદીએ બેસવામાં પોતાની મહત્તા સમજતા હતા તેમ અવિચળસિંહજી તેમની તાબેદારી ઉઠાવવામાં પોતાનું ગૌરવ માનતા હતા. આ પ્રમાણે બંને ભાઇઓ રામ લક્ષ્મણની જોડય સરખા સભામાં બીરાજતા, શોભતા ને ધાર્યાં કાર્યો કરતા હતા. એક વખત એવો પ્રસંગ બન્યો કે બંને ભાઇઓ સભા ભરીને બેઠા હતા તે વખતે એક બંગાળી મુસાફરે દરબારમાં આવી ફરિયાદ કરી કે, મહારાજ હું તમારા રાજ્યની ન્યાય નીતિ જોઇ અત્રે એક ફરિયાદ કરવા આવ્યો છું તો મને ખાતરી છે કે તેનો આપ યથાયોગ્ય ન્યાય આપશો. શોચગ્રસ્ત મુસાફરની આત્મગ્લાની કળી જઇ અવિચળસિંહજીએ ઉભા થઈ તેને અશ્વાસન આપ્યું ને પછી મધુરસ્વરે હૃદયના શોકનું કારણ પુછ્યું ત્યારે મુસાફરે જણાવ્યું કે મહારાજ તાપી નદીને કીનારે પીપલવાડા કરીને એક, બીજલ નામના ભીલરાજાના તાબાનું ગામ છે, ત્યાં ગજબ જેવું મેં એ જોયું કે ત્યાંની રાજ્ય તાબાની જમીન બળદને બદલે ગાયને ગળે જુસરૂં મુકી રાજા તરફથી ખેડાવાય છે. હિંદુ ધર્મ શાસ્ત્રમાં જે ગાયને પવિત્ર કહેલી છે તે દેવી ઉપર એ અધર્મી ભીલ રાજા આવી રીતે જુલમ ગુજારે છે તો તેનું રક્ષણ

કરવું તે આપ ક્ષત્રી ધર્મવીરોનો ધર્મ છે, માટે તે બજાવી આપના ક્ષત્રીવટને ઉજ્વળ કરો. આપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનું . બીર્દ ધારણ કરો છો તો અવશ્ય તેમોએ આ અકરાકેર બંધ કરાવવો ઘટે છે. મુસાફરના મુખથી ગાયોના ઉપર ગુજરતા જુલમનો અહેવાલ, સંબંધી વર્ગ સહીત બંને રાજ્ય વીરોએ સાંભળ્યો એટલે તેઓ તરતજ ધણેણી ઉઠયા, મુસાફરના શબ્દોના આઘાતથી સકળ સભાનું હૃદય પણ એક સરખુંજ દગ્ધ થઈ ઉઠયું. ને સર્વે એ મળી તેજ પળે એવા અનાચારને ગમે તેવા ભોગે પણ બંધ કરાવવાનો નિશ્ચય કર્યો. સુમહુર્તે સજ થયેલા સૈન્ય સહીત બંને ભાઇઓ કેસરીઆ જામા પહેરી તાપી નદી તરફ વિદાય થયા, ને પિપલવાડા નજીક જઈ પડાવ નાંખ્યો. પછી ત્યાંથી તેમણે પોતાના દસોંદીદ્વારા ભીલરાજ બીજલને ગાયો ઉપર ગુજરતો જુલમ બંધ કરાવવાનું અથવા તો યુદ્ધ આપવાનું કેહેણ મોકલ્યું. મદોન્મત્ત બીજલનું મૃત્યુ નિકટ હોવાથી તેણે ગજાસંહજીના કેહેણનો તદન અનાદર કરી લઢાઈમાં ઉતરવું વધારે પસંદ ક . શાસ્ત્રકારો કહે છે કે—

**हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ।**
**ललाट लिखिक्ता रेखा न शक्या परिमार्ज्जितुम् ॥**

( દોહરો. )

બ્રહ્મા વિષ્ણુ મહેશ કે, દ૯ દેવતા દેખ;
સમર્થ નથી કો ટાળવા, લલાટ લખીયા લેખ.

“ લલાટમાં જે રેખા લખેલી હોય છે તેને ટાળવાને હરી, હર બ્રહ્મા અને દેવતાઓ પણ સમર્થ થતા નથી ” એમ બીજલના સંબંધમાં પણ બન્યું. બંને પક્ષના સામંતોનું જબરૂં જોધરાણ જામ્યું ને જેમ મહાભારતના યુદ્ધ વખતે-

**आर्याः ।**

**रुधिर विसर प्रसाधित-कराल करवालरुचिरभुजपरिघः ।**
**झटिति भ्रुकुटिविटङ्कितललाटपट्टो विभाति नृपभीमः ॥**

( હરીગીત છંદ. )

રેલાયલાં રૂધિરે ભર્યાં, ભુજ ભોગળે ખડગો ધર્યાં,
કરીને ભ્રગુટિ ક્રોધમય, જે વક્રતા અરિગમ વર્યાં;
તજી એષણા આ લોકની, ગુણબદ્ધ રણપથને ગ્રહ્યો,
એવા ઉદ્દંડ લલાટથી, શુરવીર ભીમ શોભી રહ્યો.

"રૂધિરના પ્રવાહથી શણગારેલા વિક્રાળ ખડગથી શોભી રહેલી ભુજ રૂપી ભોગળ વાળો, અને શત્રુઓની ઉપર ક્રોધને લીધે આડી થયેલી ભ્રગુટિઓના ઉદ્દંડ લાગતા લલાટવાળો, ભીમ પોતે શોભતો હતો" તેમ આ યુદ્ધમાં સોલંકી વીર ચુડામણી મહારાજ ગજસીંહજી ને અવિચળસિંહજી બંને શોભવા લાગ્યા. શરૂઆતમાં બીજલ પક્ષે સારૂં પરાક્રમ બતાવ્યું પણ પાછળથી લઢાઇ લંબાતાં સઘળી સ્થીતિ ફેરવાઇ ગઈ. યુદ્ધ દેવતાએ પરિક્ષા લેઇ બળવાન અને નિર્બળનો ભેદ પાડી બતાવ્યો એક સાહિત્યકારે કહ્યું છે કે—

उपस्थिते विप्लव एव पुसां
समस्तभावः परिमीयतेऽतः।
अवाति वायौ नहि तूलराशे-
र्गिरेश्च कश्चित्प्रातिभाति भेदः॥

( દોહરો. )

પડતી વણુ પર ઉપર તણી, કશી ન કસોટી થાય;
પર્વત ના રૂ-પાણુનો, પવન વિના પરખાય.

"જ્યારે વિપ્લવનો પ્રસંગ આવે છે ત્યારેજ સર્વેના અંતઃકરણની પરિક્ષા થઇ શકે છે. જેમ કે વાયુ નથી વાતો ત્યાં સુધીજ રૂના ઢગલાનો ને મહાન પાહાડ વચ્ચેનો કશો ભેદ જણાતો નથી" આ પ્રમાણે આ યુદ્ધનું પણ અંતિમ પરિણામ આવ્યું. મહિડા સૈન્ય વિજય પામ્યું, ને બીજલ ભુંડે મોતે માર્યો ગયો. પાછળથી મહારાજ ગજસીંહજીએ શામ દામ ભેદ અને દંડથી જીવતા ભીલ સૈન્યને તાબે કર્યું, ને બીજલરાજાની સઘળી સમૃદ્ધિ હસ્તગત કરી, તેના અધર્મી સ્થાનને ઉચ્છેદી, વિજયસ્થાન ઉપર એક નવું શેહેર

વસાવી ત્યાં પોતાના બંધુ અવિચળસીંહજીને ગાદી સોંપી તે શહેરનું નામ શેહેરમાંડવી ઠરાવ્યું-જે શાખાનો ટુંક ઇતિહાસ પાછળ તેના ખાસ પ્રકરણમાં સમાવવામાં આવ્યો છે. પછી મહારાજા ગજસીંહજી ગોધરે પાછા ફર્યા. આ પછી લગભગ બે વર્ષ જીવી, પોતાના પાટવી-કુંવર કાનડદેવજીને રાજ્ય ગાદી સોંપી તેઓ સંવત ૨૪૫ માં સ્વર્ગ વાસી થયા.

**કહાનડદેવજી**-સંવત ૨૪૬ માં ગોધરાની રાજ્ય ગાદી ઉપર આવ્યા. તેઓ ઘણા સત્ય પાલક, ન્યાયિને પ્રજાપ્રિય પુરૂષ હતા. તેઓ એક દીવસ પોતાના સઘળા સામંતો સહીત સભા ભરીને બેઠા હતા. ત્યારે તેમની સમક્ષ રાજ્યના બાગવાને આવીને ફરિયાદ કરી કે મહારાજાધિરાજ આપણા મોટા બગીચામાં એક બળવાન ડુક્કર આવી ભરાયો છે. ને તેણે આપણા એકાદ બે મજુરોને મરણ સ્થીતિએ પહોંચાડી, બગીચાના નાના મોટા સઘળા છોડવાઓ છુંદી નાંખ્યા છે. માટે બગીચાનું રક્ષણ કરવાને હુકમ ફરમાવો. ઉચ્ચારની સાથેજ બાગવાનને શાંતિ આપી, પોતાના સૈન્યને ત્વરીતગતિયે સજ થવાનું ફરમાવી, મહારાજા કહાનડદેવજી જાતે ડુક્કરને શીક્ષા કરવાને પધાર્યા. સ્વારોના કોટથી બગીચાને ઘેરી લેઇ. . મહારાજાએ એવો હુકમ ફરમાવ્યો કે ખબડદાર કોઇ પણ સ્વારે પોતાના ઘોડા પાસેથી એ ડુક્કર ને જીવતો નિકળી જવા દેવો નહીં. અને છતાં કદાચ જો એવો પ્રસંગ આવી જાય તો જેની પાસે થઇને એ ડુક્કર નાસે તેણે તેની પછવાડે પડી ઠાર માર્યા સિવાય શેહેરમાં પગ મુકવો નહીં. આમ નક્કી થયા પછી ડુક્કરને છંછેડવામાં આવ્યો તેથી તે ગાભરો થઈ એકદમ દોડતો ખુદ મહારાજાનાજ ઘોડાને તલ્પી એક ઉછાળે બ્હાર નીકળી ગયો. આથી પોતાના હુકમનું પાલન કરવા ખાતર બીજા સરદારોની આનાકાની છતાં ડુક્કરને શિક્ષા કરવા માટે પોતે કહાનડદેવજીએ તેની પુઠય પકડી. આગળ ડુક્કર અને પાછળ મહારાજનો ઘોડો પુરપાટ દોડતાં દોડતાં રતનમાળના ડુંગરા આગળ લગોલગ થઈ ગયા. તે પળસાધી મહારાજાએ તાકીને તરવારના એક ઘાથી ડુક્કરના બે ટુકડા કરી નાંખ્યા. આવી રીતે પ્રાતઃકાળના નિકળેલા

છેક દીવસ આથમતા સુધી મહારાજ પોતે અને ઘોડો કંઈ ખોરાક કે જળ પામ્યા નહોતા, તેથી મહારાજે ઘોડા ઉપરથી ઉતરી તેને માટે ઘાસચારાની જોગવાઈ કરી. પછી પોતાને પણ ક્ષુધા પુર જોશમાં વ્યાપી ગયેલી હોવાથી તેઓ હણાયલા ડુક્કરના માંસથી ભુખની નિવૃત્તિ કરવાને માટે એક ઝાડ નિચે બેઠા. માંસ છુંદી તેના ગ્રાસ ભરવા લાગ્યા. તેવામાં સોનેરી ચુડ વાળો એક હાથ નિકળતો તેમની દૃષ્ટે પડયો. આશ્ચર્ય ચકીત રાજાએ ઘણી વાર્ત્તાઓમાં વનદેવીની હકીકતો સાંભળેલી તે ઉપરથી અટકળ કરી વિચાર્યું કે, આ કોઈ વનદેવીનો હાથ છે ને તે પણ મ્હારા જેવી ભુખગ્રસ્ત થયેલી, હાથ બહાર કાઢી આ મારા ભોજનમાંથી થોડો ભાગ મેળવવા ઈચ્છતી હોય એમ જણાય છે, તો તેને ટળટળતી છોડી એકલાએ ભોજન કરવું એ ક્ષત્રીનો ધર્મ નથી. એમ વિચારી તેમણે પોતાના ભાગમાં-થી માંસનો એક લોચો લેઇ પેલા બહાર નીકળેલા હાથમાં મુકયો આથી વનદેવી ઘણી પ્રસન્ન થઇ ને તેણે પોતાનો હાથ પૃથવિમાં સમાવી દેઈ 'રાજા વરદાન માગ્ય' એવો ગેબી અવાજ કર્યો. મહા-રાજા કાનડદેવજીએ ગંભીરપણે કહ્યું કે જો તમારે મને વરદાન આ-પવું હોય તો મારા સામે પ્રત્યક્ષ પ્રગટ થઈ ઉભાં રહો, નહીં તો તમારૂં વચન ફોગટ જશે ને હું વરદાન લીધા વગર પાછો ફરીશ. આ વચન સાંભળી વનદેવીએ પોતાનું સઘળું સ્વરૂપ પ્રકાશ્યું. જેથી તેમની જાજલ્યમાન પ્રભાથી રાજાનું હૃદય એકાએક મોહાભિભૂત બની ગયું. ફરીને જયારે વનદેવીએ વરદાન માગવાનું જણાવ્યું ત્યારે તેમણે વનદેવીને પોતાનો રણવાસ શોભાવવાની વિનંતી કરી. વચન બંધન થયેલી વનદેવીએ આ વાર્ત્તા ગુપ્ત રહે ત્યાં સુધીની શરતે રાણી તરીકે રહેવાની રાજાજીની માગણી સ્વીકારી, સાથે સાથે ગોધરે પધાર્યા. લોકોમાં વચન પાલનાર્થે ડુક્કર મારી પાછા ફરેલા, સ્વ-રૂપવાન સુંદરીસહીતના રાજાને જોઇ આનંદનો પાર રહ્યો નહીં. સર્વેએ પ્રશંસા કરી, મંગળ ગાયાં ને ઉત્સવ પાળી હૃદયનો પ્રેમ પ્રગટ કરી બતાવ્યો. ત્યારપછી કાળે કરીને મહારાજા કહાનદેવજીનાં પટરા-ણીને એક પુત્ર પ્રસવ્યો તેનું નામ **વામકદેવજી** પાડયું. ને આ વન-

દેવી શક્તિને એક પુત્ર અને એક પુત્રી પ્રસવ્યાં જેમાંના પુત્રનું નામ **ચાંચકદેવજી** ઠરાવ્યું. બંને રાજપુત્રો ભેગા રમતા જમતા ને શુદના ચંદ્રની માફક દીનપ્રતિદીન ખીલતા ગયા. એક વખત રણુવાસના ઝરૂખા નિચે બંને રાજકુંવરો રમતા હતા, તેવામાં સાંકળ તોડી નાઠેલા એક મદોન્મત્ત હાથીને દુરથી બાળકો તરફ ધસી આવતો શક્તિદેવીએ જોયો, તેથી તેમણે ઝરૂખે રહી પોતાનો જમણો હાથ લંબાવી તે વડે બંને રાજકુંવરોને મેડી ઉપર ખેંચી લીધા. આ બનાવ બીજા કોઇએ દીઠો નહીં, પણ પટરાણીના પુત્ર વાચકદેવજીએ જઈ પોતાની માતાને જણાવ્યું કે જો તેમણે હાથ વધારી અમને ઉંચકી લીધા ન હોત તો અમો બંને ભાઇઓ, આજે હાથીના પગ નિચે નક્કી છુંદાઈ જાત. આ પ્રમાણે પટરાણીના મેહેલમાં પ્રથમ વાત થઇ. એક મુખેથી બીજે મુખે ફેલાઇ ને પછી ત્યાંથી ખવાસો દ્વારા વસ્તી માંહેના સારા નરસા સર્વે મનુષ્યોમાં ચર્ચાવા લાગી. આ પ્રમાણે જે હકીકત ગુપ્ત રાખવાની હતી તે લોકોમાં એકાએક પ્રગટ થતી જોઇ શક્તિદેવીએ પોતાનો આપેલો કોલ પૂર્ણ થયાનું જણાવી, રાજાજી પાસેથી છેવટે પોતાના કુંવર ચાંચકદેવજીને ગોધરાની ગાદીએ રાજ્યાભિષેક કરાવવાનું વચન લેઇ પોતે ત્યાંથી અંતર ધ્યાન થયાં. આ પ્રસંગથી હજી સુધી લોકોમાં મહારાજ કહાનદેવજીને શક્તિ વર્યાનું કહેવાય છે. કહાનદેવજી પોતે શરીરે તેજસ્વી, અને બાહુઓથી બળવાન હતા, એ વાતની સત્યતા બીજા એક આ પુરાવાથી પુરવાર થઇ શકે છે. એક વખત સોનઘડીના રાજા જગદેવની અનાજની પોઠ્યો માળવામાંથી આવતાં ગોધરાની સરહદમાંથી પસાર થતી હતી; તેને ગોધરાના રાજ્ય અમલદારે રોકી દાણ માગ્યું, જે જગદેવના ઉદ્ધત રક્ષપાળોએ આપ્યું નહીં ને ઉલટી તેઓએ કહાનડદેવજીની બગદોઇ કરી. આ વૃતાન્ત કહાનદેવજીને પહોંચ્યા એટલે પોતે તેને પોતાના સૈન્ય સહીત શિક્ષા કરવાને ચઢયા. બીજી તરફથી લશ્કર સહીત જગદેવ ચઢી આવ્યો. પણ યુદ્ધના પરિણામે કહાનડદેવજીએ જીત મેળવી, ને જગદેવ પાસેથી પોતાને થયેલી સઘળી નુકશાની ત્યાં ને ત્યાંજ ભરી લીધી. આ પ્રમાણે સકળ કળા સંપૂર્ણ સૂર્યસમાન તેજ-

સ્વી કીરણો વડે એકાવન વર્ષ રાજ્યગાદી ભોગવી; પોતાની પાછળ શક્તિને આપેલા વરદાન પ્રમાણે ચાંચકદેવજીનો ગોધરાની ગાદીએ રાજ્યાભિષેક કરી સંવત. ૨૯૭માં તેઓ અક્ષરવાસી થયા.

**ચાંચકદેવજી**—સંવત ૨૯૭ માં ગાદીએ બેઠા. પણ આ ગાદી ઉપર પટરાણીના પુત્ર વાચકદેવજીનો હક હોવાથી તેઓ, ચાંચકદેવજી સામે પોતાનો વિરોધ જણાવતા રહ્યા. આવી રીતે ભાઇઓ ભાઇમાં જાગેલા વિમનસ્યનો અંત લાવવા માટે રાજ્યના વિશ્વાસુ અમીર ઉમરાવોને સલાહકારોએ મળી, ચાંચકદેવજીને સમજાવી રાજ્યમાંથી વાચકદેવજીને જીવારા પેટાનાં ત્રણુસેંપચીસ ગામ જુદાં કઢાવી આપ્યાં. તે લેઇ તેઓ પોતાના કુટુંબ સહીત ગોધરેથી છુટા પડી પોતાના જીવારાના પ્રદેશ પૈકીના* બાકરોલ નામે ગામમાં સંવત ૨૯૭ માં ગાદી સ્થાપીને વસ્યા, ત્યારબાદ ગોધરાનું રાજ્ય ચાંચકદેવજીએ પોતાને એકલ હાથે ચલાવ્યું. અને પોતાના શૌર્ય ને ચાંચલ્યથી પડોશી રાજ્યોમાં ગોધરાની ગાદીનો સારો મોભો વધાર્યો. પિતા કરતાં સવાઈ રાજ્યનીતિ પ્રવર્તાવી. દેશમાં ઘણા સુધારા વધારા કર્યા. ચોર ચખારોને નિર્મુળ કરી, બારણાંઓની સાંકળોને નિરૂપયોગી બનાવી, લોકોને શાંતિ અને આનંદમાં એક સરખા છલકાવિ દીધા. તેઓ દાન કરવામાં પણ ઘણા ઉદાર હતા, તે એટલે સુધી કે ગમે તેવા સંકટ પ્રસંગમાં પણ સામે આવેલા અભ્યાગતને નિરાશ થઈ પાછો વળતો જોઇ શકતા નહીં. આ પ્રમાણે ચાંચકદેવજીને વાચકદેવજીની વહેંચણી સુધીનો ગોધરાની ગાદીનો ઇતિહાસ પ્રાચીન ચારણી કાવ્ય સંગ્રહમાંથી મળી આવ્યો છે તે નિચે ઈત્થંભૂત પ્રગટ કરીએ છીએ—

(દોહા.)

શકત શકત સમરે સહુ, મત મુજ આપે માય;
ગુણ ખતરીરા ગાય શું, પણ તુજ લાગું પાય. ૧

---

* આ ગામ હાલ ગુજરાતમાં ગાયકવાડી રાજ્યના રક્ષણ નિચે મુકાએલું છે, ને તે ખેડા જીલ્લા પૈકીના આણંદ તાલુકા તાબાના કરમસદ નામે ગામની નજીકમાં આવેલું છે.

સુંઢાળો સુધ બુધ દીયે, સિંદુરે સણગાર;
મોદક માટે મોજમાં, આપે બુધ અપાર. ૨

( છપ્પા. )

કહાનડદે કળ તાર, કુંકટોડે ચ તવીજે,
ચક્રવત જશ ચહુકોર, લાજ બહુ માજ લહીજે;
વરણુ અરાઢે વસુ, રામ વારો વરતાવે,
સત પાસે નહ અસત, અવર મીંટે નહ આવે,
અંતર વેળ અળ ઓપીયો, ઠોર ઠોર જશ ઇમ ઠવે,
મંજાવતી તખત જો તેમ સત, એક છત્ર એકાણુવે. ૩

( દોહા )

પાટ કહાનડદે પેખ, કાશી શીવ કળતાર;
થાપણુ કેક ઉથાપણો, ડાકી ભંજન ડાર. ૪
કાશી સંગ ને કેસરી, મણુ માલો મછરાળ;
ધન રાખી જાતી ધરા, દ્રુઠ વડે દિગપાળ. ૫
ખેંગે ખગ ઝાલી ખરી, ખીજયો પાટણુ ખાલ;
ચોરાહર ચાચર ચઢી, સીમાડાં ઉર સાલ. ૬

( છપ્પા )

સત ખેંગા શું અચો, ધર્મ જેણે કિય ધરતી,
પાપ પેખ પરજળે, વાર જેણુ સત વરતી;
દલકંદે દળ સબળ, ચઢી આયે હલ ચલે,
ઓળંગ દેશ અનેક, અનંત રાવત દંડલે,
દેરો વડ મહાદેવ રો, ખુંદાલમ પૂજે ખરા;
એ વડી વાત સુણુ તુંવરે, આવઢાં સર ઉતર્યા. ૭
સામતસં ધાયા સુણી, મુછતાં દીધ મરોડી,
સતરસેં અસવાર, ભંગ ભડ ઉઠય આરોડી;
રવ ચઢી મંડળ રજીયે, ધાવ નિશાને ગાડીયાં,
પાળા હે નહ પાર, ખેડ અળ ખાગે ખડીયા.
વારાહ દેખ દળ વિંટિયો. કાયર કટક તુજ કાપીએ;
આપશું અગર અન માગશું, અશરણુ શરણુ ન આપીએ. ૮

(દોહા)

રાજબીજ રઢયે ચડા, ભડવા કાજ ભૂપાળ;
અગનીમાં ધૃત હોમીયાં, આભ લગેવ્યાં ઝાળ. ૯

(પદ્ધરીછંદ)

ઝળ આભેય લાગીય એમ હી ઝાળ;
તુરી આણીયા તંગ તાણેય ત્રેંતાળ;
એહી ફોજમાં ફેરીયા ફરમાણ,
બાણાવળ બાંધેય ચું કર બાણ ૧૦
છતરીસેં આયુધ સજ કેક છંછાળ,
દરસાયાય ઠ તેહી દિગપાળ;
નર ઘુઘરા કેક વાગે નિશાન,
પડી ધાક તેં શ્રવણું પરમાણ, ૧૧
સથેં ઉલંધે દોય સેન સામંત,
એક આખીયે ઇશ ને એક અંદ્ર;
જડે વાય સોય ઉઠયા જમદૂત,
અખાડેય સદ શણે અદભૂત, ૧૨
છડાછડ તોમર બાણ સુછુટ,
ખડાખડ થેં ખગ ક્ષત્રીજ ખુટ;
બડાબડ તે બાટકા બુમરટ,
ધડાધડ સેલારાંય ઘુમરટ. ૧૩
કડાકડ કટારીયાં કોપ કાઢે,
ફરા ફેફેરાં કાળજાં પાર ફાઢે;
બથો બથીઆ બળીઆ બળદાર,
કવિઆંણ સજે કેતર કતૃકાર. ૧૪
અળાય રૂધીર નદીયાંજ અંચ,
તોછે તોય તડફડે ધડ મંચ;
વર પેં અછરાય કેતી વરમાળ,
રૂદ્ર કેતી ઓપીયે રૂંઢમાળ. ૧૫

હાથે જોગણી ખપ્પરાં કંઠ હાર,
પળ ચરતી પુરીયાં અણુ પાર;
ભુત ખેચરી ખેચરાં ભક્ષ પુરાં
સામંત તુવર તણા ખુટીયા શુરાં. ૧૬
જેર કીયો કબજે જગ જાણુ,
રઘ આપ સલામીયે માગણુરાણુ;
સજે એમ શીકારમાં જંત્ર કીજ,
લંકાં લે એસી ભાત રસાળલીજ. ૧૭

( છપ્પા. )

મલક એક મંછાવતી, રાજ્ય સોલંકી સારો,
અંત્રવેદ અધપતી, તખત ટુંકટોડા તુહારો;
સેન સવાલાખ સજે, ધણી દળકંદે દપટે,
દલી રાણુ તુંવરો, સર સરદાર સપટે;
ભલાં ભૂપ એ મન વિષે, પુત્રી પરણાવી પ્રીત શું,
જાતરા કારણ જગતમાં, વડો મુલક ગુજરાત વસુ. ૧૮

( ભુજંગી. )

ભરાથં દલંકંદળો એમ ભાળી,
વજાવે તંબાળુ વળે આંક વાળી;
આળંગે ઘણા દેશ દુપટં આયો,
પખત્તે અસો થાહ થાનક પાયો. ૧૯
ગઉઝર મહાદેવ નામે ગણી જે,
મુકામ કીયો દળકંદં મણી જે;
દળં ઉતર્યો દેખતે એહી ડેરા,
દળંકંદદે પૂજ લેઇ ગયેરા. ૨૦
પાઉં એક ઉભા રહી કીધ પુજા,
ભોળો ચક્રવર્તી ભલા મંન રીઝયા;
થાનકં લાખ એણી દીનં પ્રત થાપે,
અવિચાળ સોલંકીયાં રાજ આપે. ૨૧

( દોહા. )

વંકો . મેવાસી વસે, અરજણ નામે આદ;
નાદ ઉતારણ નરપતી, વહે નહીં કોઈ વાદ. ૨૨
વાદ નિશાને વદીયા, તડમળ ઉંચી તાણ;
ખાગ છાંડી ઉઠયો ખરો, ઝડવા કાજ જુવાણ. ૨૩
સાત સઈકા સજ થયા, કોપીયો અરજણ કાળ;
દળ દળકંદે દેખીયો, ભડ કોઈ સાથ ભૂપાળ. ૨૪
પાર કટકનો પેખીયો, જળમાં મચ્છાં જેમ;
ગેયણ તારા કુણ ગણે, તરવર પાનાં તેમ. ૨૫
ચાસંદ સુરા ચારસેં, દીપક પતંગ દીવાણ;
પગીયા ઘર પાધર કીયા, આપ વતાવી આણ. ૨૬

( છપ્પા )

સવત એકસો લીયા, છમ દાવોતર છાજે,
સકળ દશમ સોમવાર, રાજ દળકંદે રાજે;
ભડ કીધા વશ ભડી, જેર કીધા કંઇ જાલમ,
નબળ સબળ નહીં નડે, મોંડ મેહપતિયાં માલમ
ગોધરા ખગાં ઉતાવાસ ગણ, આદ્ય શક્ત સવ ઓપીયો;
બાવીશ સત ખાંડા બળે, થર દળકંદદે થાપીયો. ૨૭
વરસ છતરીસે વદાં, દીવસ ત્યાં બારહ દાખાં,
રાજ કીયો મહારાજ, આણ વરતાવી આખાં;
દળકંદ સત દીપીયો, પાટ પ્રગટયો પ્રમાણ,
સગણ દે સોઈઓ જો જગ ચખહ જાણ,
એકત્રીસ વરસ રાજકીયો, દેખ પુત્ર ટીકો દીયો,
ગજન્દ્ર ભલા તે ગુંજ તેં, સગણ દે સ્વરગે ગીયો. ૨૮

( દોહા )

ગજસંગ ગુજરાવ કીયો, વંકા કાઢણ વંક;
સુભદ્ર જાતી કેસરી, સથ અર માને શંક. ૨૯

( છપ્પા )

વનો એમ વહે વાદ, જોડ રચ્યા કરજાણી,
મુછે વળ મહીપતી, કોઈના દીયે કહાણી;
ઓળગ કરે અનેક, ચવાં નક્ષત્ર જેમ ચંદ્ર,
ક્રોડ તેત્રીસે જેમ, અળવશું ઓપે અંદ્ર,
બંગાળ દેશથી બૂમીયો, ધૂસ કરી મન ધાઇયો;
ચક્રવત ગાય વારે ચઢયો, ઓળંગ કહેતાં આવીયો. ૩૦
રાજા મન રીઝીયો, ધામ સુણુતેં ખગઘોડી,
સેહ કોઈ થાવ સોંતરા, આપસર ઉઠ અરોડી;
ગાય વાર સુણુગજ, ધરે કેમ જુસર ધારી,
હોતે અધરમહી કંપ, વાત કેમ રહું વિચારી,
અભઅરક ચંદન ઉગીએ, વેલ ગંગ ઉલટી વહે,
જુધિષ્ઠરરાજ જો સતતજે, સુણુ ગજેન્દ્ર સાંસે રહે. ૩૧
ત્રંબાળાં ત્રેહેં ત્રેહેં, ખરાં દળ મેલ બંધારાં,
રાજકલી છતરીશ, પાર અશ નહીં થેં પાળાં;
સુંઢાળાં શોભીયાં, ભડયાં કંઇ ઠાઠે ભલે,
પાછા પગ નવ દીયે, ચઢી એમ ચક્રવત ચલે. ૩૨
કંઇ દપટ દેશ દોહવટ કરે, વાજીંત્ર જીત વજાડે,
બંગાળે બીજલ, જુદ્ધ આપરા જગાડે;
ઝડવા કાજ જુવાણુ, ખગાંરા કીધ ખડાકા,
બડા બડ બરછીયાં, ભરે બંધુક ભઠાકા. ૩૩
ગુગતી છરી ગરજ, કડચ કટારાં કાઢે,
દેડ ફેફર પગ ફાડે, અરક કરણુ ઉગાડે;
જદ વારે બીજલ માર્યોજરૂ, ધન ત્યાં લીજે ધરતી,
સર ગાયે જુસરૂ, વેગળ આણુ વરતી. ૩૪
બંગાળે બે વરસ, રાજ્ય કીધું મહારાજે,
તોલ કરીયો તે તણો, શામ વજી રહ કાજે;
ગજતાં આવ્યા ગોધરે, તુલ ગુજરાતી તવીયેં,
મંત્રી સેહકો મળી, કીધ ભલી ભાત કવીયે;

આપીયો દેહ અચળેશને, બળરાજ આપે ફરે;
સાંજ નાદ સેં સાતસેં, ગજ આવ્યો એમ ગોધરે. ૩૫

( દોહા. )

ઓગણપચા વર્ષ એકદી, રાજ કીધું મહારાજ;
ગજ વેકુંઠ પરીયે ગીયો, આપે કાનડદે આજ. ૩૬

( છપ્પો. )

ઉગ્યો એમ આદિત, પાટ ગજેન્દ્ર તણે પત,
જોધ પવાડાં જીત, મહીયડ મેપ તણે મત;
સોયવાર એક સમે, સભા ભરી બેઠા સઉ,
આવ્યો રાજ દ્વાર, બુમ દેતો માળી બહુ,
કે માર્યો કુણ કોપીયો, નહીં માર્યો નહીં લુંટીયો;
વેરાહ વાડી વેળી સરવ, રાય વેણ સુંણુ રોષીયો. ૩૭
સરવ સેન સજ કરે, ચઢે એણુ સુચલે,
પાર નહી બહુ પરખ, રેણુ સાથે જેમ રેલે;
રવ છાયો જેમ ઉરજે, જોધ જાસણીઆ જોપે,
શબદ વેગ સંગાથ, આપ મહીં રાણુહી ઓપે;
બિંટી વાડીં કર વેગશું, આપ બોલ્યા અખાડે,
જે આગળ થઈ જાય, ભડ તે ચઢી બિભાડે. ૩૮
વેણુ સુણી વેરાહ, રાવ આગળ થઇ રેલે,
હ્રદે સહુ રળિયાત, ખેંગ કાનડદે ખેલે
રાઢ કરંતાં રાય, ઘાવ બરછી ખગ ઘાતે,
આપ એક અસવાર, જોયે જંગલમાં જાતે;
રતનમાલ ધર આવીયા, આખો શેર ઉજાડીયો,
કાનડદે શીકાર કરી, તહીં વેરાહ બિભાડીયો. ૩૯
આરંભથી ઉતર્યા, વળી દળ નહ કો વાંસે,
ખધ્યા લાગી બહુ ખરી, વળી વડરાવ વમાંસે;
છોડ જોસણુ અંબછાંય, પ્રાંસ જળ પાયું પખાણે,
અમલ બતરીસેં આરોધ, પાડ ચકમક પ્રજાળે,

સૂળા શીશા ભર્યા સામટા, બહુ એજ બરાઢીયો;
ઉછાહ કર આરોગતાં, કર એક વાંસે કાઢીયો. ૪૦
અધિપત આપે ખાય, વાત નહીં જુએ વિચારી,
બહુ ભક્ષ કર્યા બંને, એકલગણુ રહીયો બાકી;
જુગમાયા બહુ જતન, આવી મોં આગળ રહીયાં,
માગ માગ મનમાંહી, કથન ત્યાં સાચાં કહીયાં;
કોલ કાંનડદે કર દીપીયો, કામની થઈ રહેવું કહ્યું,
રાજવી રહું તુજ ઘેર પણ, કોઈ જાણે નહીં એમ કહ્યું. ૪૧
પાઉં રસ દળ પડે, રતનમાળ દીઠો રાજી,
જીત વધાવા વાધીએ, વાજ નાંબતડાં વાજી;
શકત બેશ સુખપાલ, સૌ વિસમે બહુ થાય,
નવ જાણે નવ લહે, કથન કોને ન કેહેવાય;
સત ત્રીયા કીધી સવેગ, મંદીરે ચાલ્યા મહીં,
સાઠ સાહેલી સામટી, અંગ રખીયાં આવી રહી. ૪૨
એમ ઘણા દી ગયા, કુંવર આવ્યો બહુ કોડે,
પહેલો વાચક પ્રમાણ, મેહ પતરાહજ મોડે;
ચાંચક ચંડી તણો, ઘાવ નિશાને ગડીયા,
મળીયા અખાડે મલ, જોર તન મદના ભરીયા;
જેજેકાર સહુકો જપે, ગેંદ એક ભાગી ગીયો;
મારીયો મનમાતંગ જાણુ, લંબબાંહે મ્હોંલે લીયો. ૪૩

(સોરઠા.)

વાત સૌકોએ વિચારી, પુત્ર પ્રાણુને ઝાલીયો;
આલમ આપું અવતારી, વાત કોઈ કોઇને નવ કહે. ૪૪
વડા મનમહીં વસીએ, રાજાને ઘર રોયડું;
હાથ તાળી દૈ હસીયે, મહીપત આપ મ્હોંલે ગયા. ૪૫
શકતને એમ જાણુ થઇ, પુત્ર પુત્રી મુકી પ્રગટ;
કથન એમ ચાલ્યાં કહી, દેશ કંઈ દાબટ. ૪૬
તવડ ઉંચી તડતાંણુ, ત્રાસ શું આગા ગળે;
અદબ કોની ન આણુ, આંણુ વરતે આપની. ૪૭

( દોહા. )

ક્ષત્રિ લીધા ખાંડા બળે, પાણુ જોડચ રહે પાસ;
માંણુ છંડે રહિયા મળી, ગોઝરે કાનડ ગ્રાસ. ૪૮
ભુપ જેર કીજે ભાઈ, સે કોઈ સમદાઈએ;
ચક્કવત કે ચાલો ચઢી, નરપત હીસો નમાઇએ. ૪૯
આપ નકીબાં ફેરવ્યાં, ગડે તંબાળાં ઘોર;
સીંધુર સાકર સોહડસજ, જાલમ કરવા જોર. ૫૦

( છંદ. )

જાલમ કરવા જોર, શેહેર મચવા શોર;
સિંધર સાર શીકાર, અંબાડી ઓપે ઉપાર. ૫૧
પાખરાં કેતાં પવંન, શેલાબંધ સોચંન;
ઉઠે સમિઆણા અંત, વાવરે ખુટે વંત. ૫૨
પરાઠી દળાંકા પ્રમાણુ, નખત્ર નાળ નવાણુ;
પાંચ કોસરો પરમાણુ, મંડોચે તે થહી મેલાણુ. ૫૩
ઓળંગે ભોમીયાઅનેક,આવીયો બુમીઆરો એક;
સહુ સાથ.થૈએ સજ, લોપે હમારી લજ. ૫૪
એવહો કુણ ઉનાડ, પરશણુ લેવહું પછાડ;
સામો આવ હે સચાળ, કેવીયાં ક્રતકાળ. ૫૫
કાન્નડદેવ એમ કોપ, રહીયો રાણુપાવજ રોપ;
સમચા બનેઇ સકાજ, ઉપમા જડે વાંચ આજ. ૫૬
વાજાં હોંસથે વજડાય, સીંધુ રાગથે સુણુવાય;
બાણું ખાગહી બંધુક, કરે ઘાવ કટારી કુક. ૫૭
આછટ સેલહી ઉલટ, ફરંગાં ફેફરાંહી ફટ;
ગુપતિ છરીઆદ ગરજ, કરહી વાવરે સકજ. ૫૮
ધ્રાંહડાં કેકરાંરા ધડ, એવાં ચડે કેક ઉકડ;
વજે અબહી વચ, તરફડે તુંગહી તચ. ૫૯
ભુચરાં ખેચરાં સુભર, પંખણી ભરે પાનપતર;
ઓપે રૂંઢમાલ ઈશર, આણેહાર વર અછર. ૬૦

ખરો અહીં રૂધિરાં ખેલ, રણવટ નદીયાં સુરેલ;
મારી આખતા મેવાર, ભલપણ લીયા શીરે ભાર. ૬૧
ચાવડો અહીં ચંદ્રાભાણ, સોલંક સામ સુજાણ;
સમજે રાઠોડ રૂપ, ભાંણજી બારડ ભૂપ. ૬૨
બાટકયો એમ બ્રહ્માળ, અઘાટ સોંપ્યો ઓંટાળ;
પાંચો જસોજી પરમાર, આંબો ને જગો અપાર. ૬૩
ઉમરા એતરા અબીહ, જપીયે કીયે એકે જીહ;
સોળ હેં સામંત સોય, હવણાં હુવો નહ હોય. ૬૪
ફોજહી એવી ફોલ, બળીઆરાં ધરબોળ;
કાનડ અને ધુંધર કાળ, ભાગહી ગયો ભૂપાળ. ૬૫
જીત્યો ગોધરીયો જાણ, તોહી રાય આંતરડાં તાણ;
બાવીસસેં મહિયડબંધ, જયજય જપે સંબંધ. ૬૬
રામહી વરતે રાય, સોલંકીયાં સોહાય;
કાનડદેવ દેહું કરણ, વાખાણ ખટહી વરણ. ૬૭
વરસ વહી એકાવન, ધરમરાજ કર્યું ધન;
સોલંકી સધાર્યો સ્વર્ગ, જશ રાખે ચારે જગ. ૬૮

( દોહો )

વાચક પાટ વિરાજીયો, કહાનડદેવ કરત;
સેહ ઉમરાવ સલામ કરે, ચાંચક ચડ અભિમત. ૬૯

( છપ્પો. )

ચાંચક કોપે ચડયો, રાજ ચોભગું રહાવું,
થાટ પાટ નવ ભજે, કુણ ઠકરાત કહાવું;
વિચાર્યું સરવે મળી, થરૂ ચાંચકને થાપી,
વાચકને મન વચન, અખે ઉમરાવે આપી.
બાવીસ સત હેં બાંધીએ, રા ચાંચક ગોધરે રહે,
વાચક બાકરોલે વાસીયા, વેંચણ કર આપી સહે. ૭૦

આ કાવ્યમાં જણાવવા પ્રમાણે એક પત્નિવ્રત અને એક વચની-
પણાથી નીતિ ન્યાય પુરઃસર તેરવર્ષ રાજયગાદી ભોગવી મહારાજ

**ચાંચકદેવજી** સંવત. ૩૧૧માં દેવ થયા. તેમના પછી ગોધરાની ગાદીએ **પીથલદેવજી, મેહેપાલદેવજી, કલમાણજી, વિઠ્ઠલદેવજી, અતમાલ દેવજી,** ને **જગમાલદેવજી** નામે રાજાઓ ગાદીએ આવ્યા. તેમાંના છેલ્લારાજા જગમાલદેવજી ઘણા શુરવિર પુરૂષ ગણાયા છે. તેમણે સંવત્ ૪૦૭-૮ના આરસામાં ચઢાઈ કરી ચંદેરગઢ, સુંથ ને કડાણા નામે ગામો સર કરી ત્યાં પોતાની દુવાઈ ફેરવી હતી. તેઓ સંવત્ ૪૩૦માં દેવ થયા. તેમના પછી **દલપતદેવજી, અરેમાણજી, અમરસંગજી** ને **ગજસંગજી બીજા** નામે રાજાઓ ગાદીએ આવ્યા. તેમાંના છેલ્લા રાજા ગજસંગજી બીજાનાં રાણી ગજરાંદેવબા, પોતાના કારભારી, સ્વાર તથા નોકર ચાકરો સાથે દ્વારકાં જાત્રા કરવા માટે નિકળ્યાં હતાં, ત્યાં માર્ગમાં ખટનાલ ગામની હદમાં બપોરી ગાળવા માટે થોભ્યાં હતાં. તેવામાં ત્યાં ખટનાલના ગોહેલ ઠાકોર રણુમલદેવજી, ખંભાતના સૈયદ કમાલદીન સાથે શીકાર કરવા નિકળેલા, તે પોતાના રથના બળદો થાકી ગયેલા હોવાથી, બીજા બળદોની ખોળ કરતા આવી પહોંચ્યા, ને કારભારીના રથના બળદોને ના ના કહેવા છતાં બળાત્કારે છોડાવી તેને પોતાને રથે જોતરી ચાલતા થયા. આ પ્રમાણે બનાવ બનવાથી ગજરાંદેવબાએ ત્યાં પોતાનો મુકામ રાખી આ સમાચાર જણાવવા માટે પોતાના એક સ્વારને ગોધરે મોકલ્યો. જેથી ક્રોધે ભરાયેલા મહારાજા ગજસંગજી, લાવ લશ્કર સહીત ત્યાં આવ્યાને લઢાઇ કરી સંવત-૫૧૨માં ઠાકોર રણુમલદેવજીને મારી ખટનાલ સર કર્યું, ને પછી ત્યાં પોતાની દુવાઇ ફેરવી ગોધરે પધાર્યા ત્યાં સંવત-૫૨૫ માં તેઓ દેવ થયા. તેમના પછી તેમના કુંવર **વાચકદેવજી બીજા** ગાદીએ બેઠા, ને તે સંવત ૫૪૫માં દેવ થયા. તેમને **કરણદેવજી** ને **કહાનડદેવજી** નામે બે કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર કરણદેવજી, પિતાના દેહોત્સવ પછી ગાદીએ બેઠા. પણ સંવત ૫૬૫ તેઓ અપુત્ર દેવ થયા, તેથી તેમની પછી તેમના નાના ભાઈ કહાનડદેવજી ગાદીએ બેઠા. તેઓ સંવત ૫૮૫માં કૈલાસવાસી થયા. તેમના પછી **હઠીમલજી, જીતસંગજી, વીરસંગજી, જેસંગદેવજી** ને **વજપાલદેવજી** નામે રાજાઓ ગાદીએ બેઠા. તેમાંના છેલ્લારાણા વજપાલદેવજીએ

સંવત્ ૭૦૨માં મેહલોલમાં દરબાર બાંધ્યો, ને સંવત્ ૭૦૯માં એક બ્રાહ્મણની દીકરી સાસરવાસો લેઇ સાસરે જતી હતી તેને ભરૂચના ભીલરાજાએ લુંટી, તેથી તેની વારે ચઢી ભીલરાજાને મારી ભરૂચમાં પોતાની દુવાઇ ફેરવી. તેઓ સંવત. ૭૧૭માં દેવ થયા. તેમના પછી **વીરમદેવજી દુહલદેવજી, રાયચંદ્રજી, અરજણદેવજીને રણમલદેવજી** નામે રાજાઓ ગાદીએ બેઠા. તેમાંના છેલ્લા રાજા રણમલદેવજીએ સંવત ૮૦૦માં કપડવણજના શેખરાજોને મારી ત્યાં પોતાની દુવાઇ ફેરવી, તેમના પછી તેમના કુંવર **બાપલદેવજી** સંવત ૮૩૪માં ગાદીએ બેઠા. તેમણે સંવત ૮૪૦ના કારતક શુદી. ૧૩ને સોમવારે ઘણું ધન ખરચી ગોધરામાં એક મોટું તલાવ કરાવ્યું, પણ તેમાં પાણી નહીં આવવાથી બ્રાહ્મણોની સલાહ ઉપરથી રાજાએ એક બત્રીસ લક્ષણા ઓડને તેમાં વધેરાવ્યો. તે ઓડની પાછળ તેની ઓડણે સતી થતાં આ તલાવ સાથે પોતાનું નામ અમર કરવાનું વચન લીધું જેથી રાજાએ એ તલાવનું નામ ઓડણ તલાવ પાડયું જે અદ્યાપી પર્યંત એજ નામથી ઓળખાય છે. રાણાબાપલદેવજી સંવત. ૮૫૦માં દેવ થયા. તેમના પછી **લખધીરજી, શુરધીરજી, ગંગદેવજી,** ને **કહાનદેવજી બીજા** નામે રાજાઓ ગાદીએ બેઠા. તેમાંના છેલ્લા રાજા કહાનડદેવજી સંવત ૯૧૬માં દેવ થયા. તેમની પાછળ તેમને **વીરમદેવજી, વાગણદેવજી** ને **હરભ્રમજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર **વીરમદેવજી** ૮૦૦ ગામની જાગીર લેઇ ગોધરાની ગાદીએ બેઠા. તેમના વંશજો પાછળથી મેહલોલમાં ઠકરાત કરવા લાગ્યા. તેમાંના છેલ્લા રાણા **નહારસીંહજી** દેવ થયા પછી, તેમના કુટુંબના એક **દલપતસંગજી** નામે ચાલાક યુવાનને દત્તપુત્ર તરીકે રાજ્યભિષેક કરવામાં આવ્યો હતો, પણ પાછળથી મર્હુમ રાણાનાં કાઠીઆવાડવાળાં ઠકરાણીને પુત્ર થયા વિષે પ્રીવિકૌંસિલમાં તપાસ ચાલી, તેમાં દલપતસંગજીને રદ કરવામાં આવ્યા તેથી તેઓએ સાત વર્ષ ગાદી ભોગવી, તેની લગામ નવા હકદાર રાણા **રાયસિંહજીને** સ્વાધીન કરી; ત્યારથી તેઓ ગાદી ઉપર છે. તેમનાં લગ્ન મીયાં સ્વસ્થાનના ઠાકોર સાહેબનાં કુંવરી સાથે થયેલાં છે જેમણે **પૃથીરાજજી** ને **કેસરીસીંહજીને** જન્મ આપ્યો છે. હા-

લમાં તે બંને કુંવરો ધોલેરા કૉલેજમાં અભ્યાસ કરે છે. આ સ્વસ્થાનના તાબામાં હાલ ૪૨ ગામ છે. ને તેમાં સઘળે સ્થળે રાજભક્તિની પવિત્ર ઘોષણાના શબ્દો કર્ણગોચર થાય છે.

**વાગણદેવજી**ને ૭૦૦ ગામની જાગીર મળી તે લેઇને તેઓએ પોતાની ગાદી સંવત્ ૯૧૬માં[1] સોજીત્રે સ્થાપી ને **હરબ્રમજી**ને ૩૭૫ ગામની જાગીર મળી તે લેઇને તેઓએ સંવત્ ૯૧૬માં પોતાની ગાદી[2] શીળીમાં સ્થાપી. તેમની વિસ્તર્ણ હકીક્ત આગળ તેમનાં ખાસ બે જુદાં પ્રકરણોમાં વર્ણવાશે.

**વાચકદેવજી**—સંવત ૨૯૭ માં પોતાને મળેલાં ત્રણુસેં પચીસ ગામની જાગીરી લેઇ[3] બાકરોલમાં પોતાની ગાદી સ્થાપી. તેઓએ પોતાના પિતાશ્રીના વખતમાં રાજ્યબંધારણનો અભ્યાસ કરેલો હતો તે પ્રમાણે ચાલી તેમણે પોતાની ઠકરાતને શોભાવી. તળાવ કુવાઓ ખોદાવી પાણીની પિડચા મટાડી રૈયતને રાજી કરી. તેઓ સ્વભાવે શાંત ને અનુપમ શીવભક્ત હતા. પોતાને બહુ વખાણ કે આજીજી પસંદ નહોતાં. વ્યસન માત્રને દરબારગઢના દરવાજા બ્હાર હાંકી કાઢ્યાં હતાં. આવો ધર્મ વ્યવહાર પ્રવર્તાવી સંવત ૩૪૫ ના આરસામાં તેઓ દેવ થયા. તેમની પાછળ તેમના પાટવી કુંવર **અદેરાજજી**, તેમના પાટવી કુંવર **અમરસંગજી**, તેમના પાટવી **હરરાજજી**, તેમના

૧. એમના વંશજો હાલ સોનીપુરમાં ઠકરાત કરે છે.

૨. એમના વંશજો હાલ છાળીએરમાં ઠકરાત કરે છે.

૩. ક્ષત્રીઓના પ્રખ્યાત ગણાતા છત્રીસ ગઢ પૈકીમાં બાકરોલગઢની પણ ગણના કરેલી જણાય છે. જે ભવાઇ સંગ્રહમાં વર્ણવેલા રામદેશના સ્વાંગમાં ગવાતા નિચેના ગાણાથી સમજાશેઃ–આધગઢ ઓંકાર, ચહુદશ ચાર, પ્રથમ આદ પરમાર; પૃથ્વી પરમારાં તણી ધરા ઉજ્જણ ધાર. ચોથો અરબત ગઢ બેસણો, આબુગઢ એકાણું, સોનેલગઢ ઉતપત્ત, નાગોરગઢ ચહુઆણ, બાકરોલ ગઢ મહીડા, આધગઢ ગેલોતેર, બ્રહ્માનગઢ બારોડ, બુંદેગઢ હાડા, ચાંદગઢ ચાંદેલા, આસગઢ ટાક, કસનગઢ ડોડીયા, જેતલપર જેતાણા, જેતળપઢ ડોડ, સુનેગઢ પઢીઆર, ગાજનખપરા, બસત રોહીલા, જેસલમેર ભાટી, પારગઢ કાઠી, કનોજગઢ રાઠોડ, ડુએલગઢ તુએલા, મુંબ વાઘેલા, રાયગઢ સાંખલા, ને પડને નડીભી.

પાટવી **વાઘજી**, તેમના પાટવી **બાદંજી**, ને તેમના પાટવી **જગમાલજી** અનુક્રમે ગાદીએ બેઠા તેઓ સર્વે પિતૃભક્ત અને પ્રજાપ્રિય પુરૂષો હતા. મહારાજ જગમાલજીને છેલ્લી અવસ્થામાં **ભારમલજી** નામે એક કુંવર હતો તેમને ગાદી સોંપી સંવત ૫૦૨ માં દેવ થયા. ત્યાર બાદ **ભારમલજી** ગાદીએ આવ્યા. તેમને **ગોવાળચંદ્રજી** ને **વજેકરણજી** નામે બે કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **ગોવાળચંદ્રજી**એ પોતાના પિતાના દેહોત્સવ પછી બાકરોલની ઠકરાત પોતાના નાના ભાઇ વજેકરણજીને સોંપી, પોતે [1]પંપાવતી નગરીમાં ગાદી સ્થાપીને વસ્યા. એટલે હવે તેમનો ઇતિહાસ આ પછીના ત્રીજા પ્રકરણમાં વર્ણવાશે.

મહીડારાણા **વજેકરણજી**, બાકરોલની ગાદીએ રહ્યા. તેમના કુંવર **જેતરાણા** થયા. તેઓ ઘણા બળીષ્ટ ને પ્રતાપી પુરૂષ હતા. જેઓ પંપાવતીની સરહદમાં મરાયા છે તે સંબંધી વૃતાન્ત આપણે ત્રીજા પ્રકરણમાં જણાવીશું. જેતરાણાને **શુરબ્રમજી** કરીને એક કુંવર હતા તેમણે પિતા પાછળ ઠકરાત કરી આવકમાં સારો વધારો કર્યો. તેઓ પછી પોતાના કુંવર **હરબ્રમજી**ને રાજ્યની લગામ સોંપી અક્ષરવાસી થયા. હરબ્રહ્મજીને **મુદરાજજી** ને **વીરમદેવજી** નામે બે કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **મુદરાજજી**એ પોતાની ગાદી [2]નાપામાં સ્થાપી. અને વીરમદેવજીને એકસોછાસેટ ગામ જીવાઈ પેટે મળ્યાં તે લેઇ તેમણે પોતાની ગાદી [3]**કુણાહદેરા**માં સ્થાપી, જેથી તેમતેમનાં કુટુંબો ત્યાં જઇને વસ્યાં એટલે તેમના સંબંધનો ઇતિહાસ હવે પછીનાં તેમનાં ખાસ પ્રકરણોમાં વર્ણવાશે.



---

૧. આ શેહેરને હાલ લોકો પેટલાદને નામે ઓળખે છે ને તે ગાયકવાડી રાજ્યમાં એક મહાલ તરીકે સુપ્રસિદ્ધ છે.

૨. આ ગામ બ્રીટીશ શેનશાહતના ખેડા જીલ્લા પૈકીના આણંદ તાલુકામાં આવેલું છે.

૩. આ ગામ ખેડા જીલ્લા પૈકીના મેહેમદાવાદ તાલુકામાં આવેલું છે.

# બીજા પ્રકરણમાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ નં. ૧.

**કેસરીસિંહજી.**
(દુંકટોડામાં રાજ્ય સ્થાપનાર)

**એંગારદેવજી.**

**બળકંદદેવજી.**
(આ શાખાનો ઇતિહાસ પ્રસ્તાવનામાં સુચવ્યા પ્રમાણે પ્રસિદ્ધ છે. તે વંશના મુળરાજે સં. ૯૪૨ માં પાટણની ગાદી લીધી.)

દળકંદદેવજી.
(સં. ૧૧૦ માં ગોધરાની ગાદી સ્થાપી.)

સગણદેવજી

ગજસીંહજી — અવિચળસિંહજી (સં. ૨૧૩ માં શેહેર માંડવીમાં ગાદી સ્થાપી રહ્યા)

ગજસીંહજી → કહાનડદેવજી
(એમને વનદેવી શક્તિ વર્યાં હતાં)

કહાનડદેવજી → વાચકદેવજી, ચાંચકદેવજી

વાચકદેવજી
(સં. ૨૯૭ માં બાકરોલમાં ગાદી સ્થાપી)
અદેરાજજી
અમરસંગજી
હરરાજજી
વાઘજી
બાદેજી
જગમાલજી
ભારમલજી

ભારમલજી → ગોવાળચંદ્રજી, વજેકરણજી

ગોવાળચંદ્રજી
(સં. ૫૧૨ માં પંપાવતીમાં ગાદી સ્થાપી)

વજેકરણજી
જેતરાણા
સુરબ્રમજી
હરબ્રમજી

હરબ્રમજી → સુદરાજજી, વીરમદેવજી

સુદરાજજી
(સં. ૫૮૫-૮૬ માં નાપામાં ગાદી સ્થાપી)

વીરમદેવજી
(સં. ૫૮૫-૮૬માં કુણાહરેરાની ગાદી સ્થાપી)

ચાંચકદેવજી
પીથલદેવજી
મેહપાળદેવજી
કલભાણજી
વિઠ્ઠલદેવજી
અતમાલદેવજી
જગમાલદેવજી
(સં. ૪૦૭ માં ચંદરેગઢ, સુંથ ને કડાણા સર કર્યા)
દલપતદેવજી
અદેભાણજી
અમરસંગજી
ગજસંગજી
(સં. ૫૧૨માં ખટનાલ સર કર્યું)
વાચકદેવજી (બીજા)

વાચકદેવજી (બીજા) → કરણદેવજી, કહાનડદેવજી

કરણદેવજી
૦

કહાનડદેવજી
(સં. ૫૬૫ માં પોતાના ભાઇની ગાદીએ બેઠા. આ પછીનું વંશવૃક્ષ આ સાથે નં. ૨ માં છે.)

કહાનડદેવજી
|
હઠીમલજી
|
જીતસંગજી
|
વીરસંગજી
|
જેસંગદેવજી
|
વજપાળદેવજી
(સં. ૭૦૨ માં મેહલોલ દરબાર બાંધ્યો તથા સં. ૭૦૯ માં ભરૂચ સર કર્યું)
|
વીરમદેવજી
|
દુહલદેવજી
|
રાયચંદ્રજી
|
અરજણદેવજી
|
રણમલદેવજી
(સં. ૮૦૦ માં શેખસરદારને મારી કપડવણજ સર કર્યું)
|
બાપલદેવજી
(સં. ૮૪૦ માં ઓડણ તલાવ કરાવ્યું)
|
લખધીરજી
|
શુરધીરજી
|
ગંગદેવજી
|
કહાનડદેવજી (બીજા)

વીરમદેવજી (સં. ૯૧૬ માં ગોધરાની ગાદીએ બેઠા તેમના વંશજો હાલ મેહલોલમાં ઠકરાત કરે છે જેમાં હાલ)
|
રાયસીંહજી (ગાદી ઉપર છે.)
|
પૃથીરાજજી — કેસરીસીંહજી.

વાગણદેવજી (સં. ૯૧૬ માં સાતસેં ગામ લેઇ સોજીત્રે ગાદી સ્થાપીને રહ્યા તેમના વંશજો હાલ સોનીપુરમાં ઠકરાત કરે છે)

હરભ્રમજી (સં. ૯૧૬ માં ૩૭૫ ગામ લેઇને શીળીએ ગાદી સ્થાપીને રહ્યા. તેમના વંશજો હાલ છાલીએરમાં ઠકરાત કરે છે.)

**ઇતિશ્રી સોલંકીવંશની ગોધરા શાખાના ઇતિહાસનું દ્વિતિય પ્રકરણ સમાપ્તઃ**

## પ્રકરણ ૩ જું.

### પંપાવતી પ્રવેશ.

આપણે ગયા બીજા પ્રકરણમાં વાંચી ગયા તેમ મહારાજ **ગોવાળચંદ્રજી** એ બાકરોલથી ઉઠાવી, સંવત ૫૧૨ ના પોષ સુદી ૩ ને રોજ આવી પંપાવતી નગરીમાં પોતાની ગાદી સ્થાપી. તેઓ સંપૂર્ણ અંશે શીવભક્ત અને અદલઈનસાફી રાજા હતા. કદી પણ તે પોતાની પ્રજાને ઉપાધિગ્રસ્ત થયેલી જોઈ શકતા નહિ. ઘરેઘરમાંથી દુઃખ અને ગરીબાઈનો કેમ નાશ કરી શકાય એજ એમની સતત્ વાંચ્છના અને અભિલાષા હતી. શ્રી મહાભારતના શાંતિપર્વના ૫૯ અધ્યાયમાં ભિષ્મપિતાએ યુધિષ્ઠિરને કહ્યું છે કેઃ-

**न वै राज्यं न राजासीन्न च दंडो न दांडिकः।**
**धर्मेणैव प्रजाः सर्वा रक्षंति स्म परस्परम् ॥**

(દોહરો.)

નહિ નૃપ, રૈયત, દંડ કે, દંડ તણા દેનાર;
સ્વયં ધર્મથી શોભતું, ધર્મ રાજ્ય નિરધાર.

“રાજ્યમાં જાણે કે કોઇ રાજ્ય, રાજા, દંડ કે દંડ દેનાર જણાતું નહિ. પણ સર્વે પ્રજા પોતપોતાના ધર્મ વડે રક્ષા કરીને રહેતી હતી.” આ પ્રકારની મહારાજ ગોવાળચંદ્રજીની સુખદાયક રાજ્યનીતિ હતી. એમની રાજ્યકારકીર્દીમાં એક એવો પ્રસંગ બન્યો કે સંવત ૫૪૦ ના અરસામાં કાબુલ તરફથી ફરતા ફરતા **મલેક મોરાદશાહ** નામે એક ચુસ્ત મુસલમિન સાધુપુરૂષ પોતાની સાથે કેટલાક ફકીરોને લેઇને પંપાવતી નગરમાં આવ્યા. અહીયાં બડવો વહોરો નામે એક તેમનો ભક્ત રહેતો હતો, તેને બારણે આ સઘળા ફકી-

રોએ જઈ ખુદા વાસ્તે પોતાને માટે ખાવાનું માગ્યું. બડવો વહોરો સાધારણ સ્થીતિનો માણસ હતો તેથી તેણે વિશેષ સંખ્યામાં ફકીરોને જોઇને, અનાજના ખોરાક બદલ પોતાનો કાબરીઓ બળદ ફકીરોની સેવામાં અર્પણ કર્યો. આથી મોરાદશાહ ઘણા રંજન થયા ને તેમણે તે બળદ ખેતરમાં પોતાનો મુકામ હતો ત્યાં લેઇ જઇને હલાલ કરી તેના માંસથી ફકીરોની ક્ષુધા નિવૃત્ત કરી. આ બનાવથી પંપાવતીનો સઘળો અહિંસક હિંદુ વર્ગ ઘણોજ ઉશ્કેરાઇ ગયો તેથી તેમણે સર્વેએ મળીને એ સંબંધીની મહારાજ ગોવાળચંદ્રજીની હજુરમાં ફરિયાદ કરી. મહારાજાને પણ આ વાત સાંભળીને ઘણો ક્રોધ ચઢયો તેથી તેમણે તરત એક હજુરીને બોલાવીને કહ્યું કે જા તું મોરાદશાહના મુકામ ઉપર શું શું બન્યું છે તે જાતે જોતો આવ, ને પછી તે સઘળા ફકીરોને તેડીને અહીં આણ. હજુરી, ફકીરોના મુકામ ઉપર ગયો ત્યારે એક તરફ મોરાદશાહને બડવો વહોરો બેઠા બેઠા વાતો કરતા હતા ને બીજી તરફ સમડાથી ઉગમણું એક બળદનું તાજુ ચામડું સુકવેલું પડયું હતું, તે જોઇ પછી તેણે મોરાદશાહને મહારાજાનો હુકમ જણાવ્યો જેથી તુરત મોરાદશાહ બડવા વહોરા સાથે ઉઠી હજુરી સાથે રાજ્ય મેહેલમાં આવ્યા. મહારાજાએ તેમને માનપૂર્વક પોતાની પાસે બેસાડયા ને પછી મર્યાદાપૂર્વક કહ્યું કે અમારા હિંદુ રાજયમાં ગાય બળદની હિંસા થતી નથી, તે જાણવા છતાં તમે આજે અમારા રાજ્યદંડની અવગણના કરી બળદ હલાલ કરી ખાધો છે તેથી મારૂં તથા મારી પ્રજાનું હ્રદય બળીને દગ્ધ થઇ જાય છે. આવો અધર્મ તમારા જેવા સાધુ પુરૂષોને કરવો ઘટતો નથી. આ પ્રમાણે રાજાજીનું બોલવું સાંભળી મોરાદશાહએ નમ્રતા પૂર્વક કહ્યું કે રાજા સાહેબ અમો જે જે રાજયમાં જઇએ છીએ ત્યાં ત્યાંના કાયદાને જરા પણ બાધ આવે એવું આચરણ કરતા નથી. છતાં આપ આજે બળદ હલાલ કર્યાની વાત કરો છો તેથી આપની પેઠે અમો પણ ઘણા દીલગીર છીએ. કારણ કે એ વાત તદન ખોટી છે. જો આપને તે વિષે ખાતરી કરવી હોય તો આપ જાતે અમારા મુકામે પધારો એટલે સર્વે સમજાશે. ફકીર સાહેબનું આવું હડહડતું જુઠું

બોલવું સાંભળી કેટલાક હિંદુભાઇઓ બળદ મારતાં જોયા સંબંધીનો પોતાનો પ્રત્યક્ષ પુરાવો આપવા લાગ્યા. છતાં મોરાદશાએ તે સર્વેને જુઠા ઠરાવીને મહારાંજાને જાતે તે સંબંધી તપાસ કરવાની વિનંતી કરી, તેથી બધી સભા સહીત ગોવાળચંદ્રજી ફકીરોના મુકામે તપાસ કરવા ગયા, તો ત્યાં તેમણે સમડા નીચે કાબરીઆ બળદને ચરતો જોયો તેમજ તે જગ્યાપર બળદને હલાલ કર્યાની કશી પણ નિશાનીઓ જણાઇ નહીં. આવા અદભૂત ચમત્કારથી રાજા અને સાથે આવેલી સઘળી સભા આશ્ચર્ય ચકીત બની ગઈ. સર્વેને પોતાની ભુલનો પસ્તાવો થવા લાગ્યો, ને તેથી તેઓ મોરાદશાહ પાસે જઇ જઇ પોતાના ગુન્હા બદલ ક્ષમા મેળવવા લાગ્યા. આ પછી મહારાજાએ સર્વે ફકીરો સહીત મોરાદશાહને ખેતરમાંથી તેડી લાવી શેહેરમાં ઉતાર્યા ને તેમની રાજ્ય ખર્ચે મિષ્ટાનભોજનાદિ સારી આગતાસ્વાગતા કરવી ચાલુ રાખી. આથી મોરાદશાહ ઘણા પ્રસન્ન થયા ને ત્યહીંથી જ્યારે મુકામ ઉપાડવા માંડયો ત્યારે તેમણે ગોવાળચંદ્રજીને કંઈ વરદાન માગી લેવાનું જણાવ્યું. આ વખતે રાજાજીને કંઈ પ્રજા હતી નહીં તેથી સઘળા હજુરીઆએ મળીને રાજાને એક પુત્રનું વંરદાન મેળવવાનું સુચવ્યું, તે પ્રમાણે રાજાજીએ વરદાન માગ્યું ત્યારે મોરાદશાહે કહ્યું કે જો રાજા તું મને એક પુત્ર અર્પણ કરવા કબુલ થાય તો હું તને બે પુત્રનું વરદાન આપું. રાજાએ એ પ્રમાણે એક પુત્ર પાછો આપવાની હા પાડી, એટલે મોરાદશાએ તેમને બે પુત્રનું વરદાન આપી દીલ્લી તરફ કુચ કરી. બાદ બે માસ પછી પટરાણીને ગર્ભ રહ્યો ને પુરા દશ માસે તેમણે એક કુંવરને જન્મ આપ્યો જેનું નામ अरजणसिंहजी પાડયું. ફરીને બીજા વીસ મહીને તેમણે બીજા કુંવરને જન્મ આપ્યો તેનું નામ हमीरसिंहजी ઠરાવ્યું. બંને કુંવરો અનુક્રમે બાર બાર વર્ષની ઉમ્મરના થયા. એ આરસામાં એટલે લગભગ સંવત ૫૫૨-૫૩ માં ફરીને મોરાદશાહ પંપાવતી નગરીમાં આવ્યા. મહારાજાએ તેમની ઘણી આગતાસ્વાગતા કરી પ્રસન્ન કર્યા. પછી મોરાદશાએ વખત જોઈ ઠરાવ પ્રમાણેના પોતાના એક પુત્રની રાજાજી પાસે માગણી કરી. આથી રાજાજીના હ્રદયમાં ઘણી ઉદાસીનતા

છવાઇ. છેવટે તેમણે કોઇ પણ બ્હાને મોરાદશાને પુત્ર નહીં આપવાનો નિશ્ચય કર્યો. કારણ કે શાસ્ત્રકારોએ કહ્યું છે કે—

**संसारतापदग्धानां त्रयोविश्रांतिहेतवः ।**
**अपत्यं च कलत्रं च सतां संगतिरेवच ॥**

( દોહરો. )

ત્રીવિધી તાપ વડયે તપ્યા, નર ને કાજ નિદાન;
સ્ત્રી સંતતિ ને સતપુરૂષ, શાંતિ તણાં ત્રણ સ્થાનઃ

"સંસારના તાપથી દગ્ધ થયેલા પુરૂષને પુત્ર, સ્ત્રી અને સતપુરૂષની સંગતિ એ ત્રણ બિશ્રાંતિના હેતુ ગણેલા છે" તેથી ગોવાળચંદ્રજીએ તેનું યથાવત પાલન કરવાની વૃત્તિને જાગ્રત કરી, પણ બીજી તરફથી એ મુશ્કેલી ઉભી થઇ કે કદાચ આવી રીતે ચોખ્ખી ના પાડતાં મૌલા ગુસ્સે થશે તો પણ ખોટું છે. માટે મૌલાને માઠું લાગે નહિ ને આપણું કામ થાય એવી એક યુક્તિ શોધી કાઢી, તે એ કે બે પુત્ર થયાની વાત બીલકુલ મૌલાને જણાવવીજ નહિ ને કહેવું કે અમારે તો આ એકજ પુત્ર છે એટલે તેથી કરીને અમો તમને તે અર્પણ કરી શકતા નથી. શાસ્ત્રકારો કહે છે કેઃ—

**नहि स्तनंधयी बुद्धिर्गम्भीरं गाहते वचः ।**
**तलं तोयनिधेर्द्रष्टुं यष्टिःरस्ति न वैणवी ॥**

( દોહરો. )

સ્વલ્પ બુદ્ધિ નવ કરી શકે, ગંભીર વચન પ્રવેશ.
વાંસ સોટી શું વર્ણવે, દધિ તળિયાનો દેશ.

"જેમ વાંસની લાકડી સમુદ્રનું તળીયું જોવાને સમર્થ થતી નથી તેમ નાની બુદ્ધિ પણ ગંભીર વચનોમાં પ્રવેશ કરવાને સમર્થ થતી નથી." આ પ્રમાણે આ રાજાના સંબંધે પણ બન્યું. મસલતીઆઓએ પણ હા માં હા પુરી પણ એટલો વિચાર કર્યો નહિ કે જેનામાં આપવાની સત્તા છે તેનામાં કેમ જાણ્યું કે લેવાની સત્તા નહિ હોય? રાજાજી ચારે બાજુથી માયાના આવરણે ઘેરાઇ રહેલા

હતા તેથી તેમને આમ જુઠું બોલવામાં પાપ મનાયું નહિ ને તેથી તેમણે મોરાદશાને ઉપર પ્રમાણેનો ચોક્કસ કરેલો જવાબ આપ્યો, ને વિશેષમાં અરજણસીંહજીને ભોંયરામાં સંતાડી ફક્ત હમીરસીંહજી એકલાને મૌલા રૂબરૂ હાજર કર્યા: આ સઘળી મોહમાયાની ખેંચાતાણનું સ્વરૂપ મોરાદશાહ અગાઉથીજ કળી ગયા હતા તેથી તેમને રાજાના જવાબથી કંઈ પણ આશ્ચર્ય ઉપજ્યું નહિ. તેમણે હાજર કરેલા પુત્રને રાજાને સોંપતાં કહ્યું કે જ્યારે તમારે એ એકજ પુત્ર છે ત્યારે તેને તમો તમારી પાસેજ રાખો, હું મારા પુત્રને મારી મેળે હાંક મારી બોલાવી લઉં છું. એમ કહી તેમણે અરજણશા બેટા ચલા આવ, એમ કહી જોરથી બુમ મારી તેજ પળે ભોંયરામાં સંતાઇ બેઠેલો અરજનસિંહ જોરથી ભોંયરાનું બારણું તોડી દોડતો મોરાદશાહ પાસે આવીને હાજર થયો. મોરાદશાએ તેને પ્રેમથી ભેટી માથે હાથ મુકયા ને પછી તેને પોતાનું પીધેલું પાણી પાઇ મુસલમાન કર્યો. પછી ગોવાળચંદ્રજી સામે જોઇને કહ્યું કે મેં એને પાણી પાયું તો, ખાવાનું (જીવાઈ) હવે તમે આપો. આ સંબંધે લાંબી વખત સુધી ભાંજગડ થયા પછી સંવત ૫૫૩–૫૪ ના આરસામાં મોરાદશાહના આગ્રહથી મહારાજા ગોવાળચંદ્રજીને ખુદ પંપાવતીની જાગીર અંરજનંસિંહજીને સ્વાધિન કરવી પડી, ને પોતે પોતાના કુટુંબ સહીત નાપામાં આવીને વશ્યા. બાદ પંપાવતીની જાગીરનો અરજણસિંહજીએ ભોગવટો કર્યો. તેઓ જીવ્યા ત્યાં સુધી ચુસ્ત મુસલમાની મૌલા મોરાદશાહ સાથે પંપાવતીમાંજ રહ્યા. ને છેવટે સંવત ૫૮૩ માં પીર થયા. તેમનો રોજો હજી પંપાવતી (પેટલાદ)માં કાયમ છે. ત્યાં મોટો મેળો ભરાય છે ને તેના ખરચના નિભાવ માટે ગાયકવાડ સરકાર તરફથી સારી વાર્ષિક નિમણોક મળ્યે જાય છે.

આ વખતે બાકરોલની ગાદીએ ઠાકોર **જેતરાણા** રાજ્ય કરતા હતા. તેમણે અરજણશાના પીર થયાના સમાચાર જાણ્યા, તેથી પંપાવતીનો ભોગવટો ફકીરો પાસેથી છીનવી લેઈ પોતાને હસ્તગત કરવાનો વિચાર કર્યો. તાબાનાં ગામડાંમાંથી સંખ્યાબંધ તીરંદાજોને અને હથીઆરબંધ લઢવૈયાઓને તેડાવી ભેગા કર્યા ને પછી તેઓને

લેઈ તેમણે પંપાવતી ઉપર ચઢાઇ કરી. આ વખતે ગામમાંથી બ્હાર નિકળતાંજ "પંપાવતી તરફ મત આવ" એવો એક ગેબી અવાજ થયો તેથી સઘળા મદદનીશોના પગ પાછા પડયા, પણ તેને ભ્રમણા લેખી કાઢી જેતરાણાએ સર્વેને પાણી ચઢાવી પંપાવતી તરફ લીધા, ને શેહેર નજીકના એક વડ નીચે જઈ વિશ્રાંતિ લીધી. ત્યાં અચાનક સણુણુણુ કરતો એક ગેબી તીર આવી જેતરાણાની છાતીમાં વાગ્યો ને તેથી તે એજ પળે પરલોકવાસી થયા. આજ સુધી તે જગ્યાના વડને લોકો જેતરાણાના વડને નામે ઓળખતા હતા. ને તે નીચે જેતરાણાનો એક મોટો પાળીયો હતો તે મેં મારી નજરે જોયો હતો, પણ હાલમાં તે જગ્યાએ સ્ટેશન બંધાયું છે તેથી તે વડ અને પાળીયાનું નામનિશાન રહ્યું નથી. મહારાજ ગોવાળચંદ્રજી નાપે ગયા ત્યાં દેવ થયા, ને તેમની પાછળ હમીરસીંહજી પણ અપુત્રદેવ થયા. આવી રીતે પંપાવતીની ગાદીનું છેવટ આવ્યું.



## ત્રીજા પ્રકરણમાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.




**ઇતિશ્રી સોલંકીવંશની ગોધરા શાખાના ઇતિહાસનું ત્રતીયમ્ પ્રકરણ સમાપ્ત:**

# પ્રકરણ ૪ થું.

## નાપા શાખા.



બીજા પ્રકરણમાં જણાવી ગયા તેમ સંવત્ ૫૮૯ માં બાકરોલથી **મુદ્રરાજજી**એ આવી નાપામાં પોતાની ગાદી સ્થાપી, તે વખતે તેમના તાબામાં એક સો ને છ ગામની માલીકી હતી, તે તેમણે પોતાની કાર્યકુશળતા વડે શોભાવી રૈયતને રાજી કરી. તેમના પછી **વણવીરજી, દેવરાજજી, જસરાજજી, વખતસંગજી** ને **ભગવતસંગજી** એ નામે અનુક્રમે પાંચ રાજાઓ થયા, તેમણે કુળાચારની પરંપરા પ્રમાણે પોતાની ક્ષત્રીવટને જાળવી રાખી. છેલ્લા રાજા ભગવતસંગજી સંવત્ ૭૯૮-૯૯ માં દેવ થયા. તેમની પછી આઠમી પેઢીયે **લખધીરજી** સંવત ૧૧૨૧ માં ગાદીએ બેઠા. તેઓ સુદૃઢ અને ધર્મશીળ પુરૂષ હતા. તેમણે પોતાના તાબાનાં તમામ ગામોમાં શીકાર કરવાની મના કરી પશુ પક્ષીઓને અભય આપ્યું હતું. તેમના વખતમાં પાટણની ગાદીએ સોલંકી વંશનો મહારાજાધિરાજ *સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરતો હતો. તે +એક વખત લશ્કર લેઇ ગુજરાતમાં ખંડણી ઉઘરાવવા ઉતરી પડયો હતો. તે ફરતો ફરતો જ્યારે નાપે આવ્યો ત્યારે મહારાજ લખધીરજીએ તેની સારી આગતાસ્વાગતા કરી. તેથી ઉભયમાં પ્રીતિ બંધાઇ. આ લાગ જોઈ વાતેવાતમાં લખધીરજીએ પોતાનો સગોત્રીપણાનો સંબંધ બતાવી સિદ્ધરાજને કહ્યું કે મારા ઉપર આપની સત્તા સંભવતી નથી માટે હવે આ રાજ્ય ઉપરથી ઘાસ ચારાની કનડગત બંધ થવી જોઇએ. આ વાત સાંભળી સિદ્ધરાજે જાણ્યું કે લખધીરજી આવી રીતે મારી

---

* સિદ્ધરાજ સંવત ૧૧૫૦ માં ગાદીએ બેઠા ને સંવત ૧૧૯૯ માં ગુજરી ગયો. + લગભગ સંવત ૧૧૫૪-૫૫ માં તે ગુજરાતમાં ફરવા નીકળ્યો હતો એમ જણાય છે.

સત્તામાંથી છટકી જવા માગે છે તેથી તેને ક્રોધ ચઢયો, જેનું રૂપ પરિણામે વિગ્રહ જગાડશે એમ પાસે બેઠેલા સર્વેને જણાયું તેથી બન્ને પક્ષના પુરોહિતો અને ડાહ્યા હજુરીઆઓએ મળીને નાપાની ગાદીમાંથી સામટાં ૪૪ ચુંવાળીસ ગામ સિદ્ધરાજને આપવાનાં ઠરાવી ઘાસ દાણાની કાયમની તકરારનો નિવેડો આણ્યો. આથી બન્ને પક્ષનું સમાધાન થયું ને પરસ્પરમાં પ્રીતિનું અનુસંધાન હયાત રહ્યું. આ પછી સિદ્ધરાજે પોતાને મળેલાં *૪૪ ગામ લેઈને તે પોતાના સાળા **વેજલદેવ પરમારને** સાળા કટારી પેટે આપ્યાં. તે દીવસથી એ ગામોની ઠકરાત નાપાની સત્તામાંથી છુટી પડી ભેટાશીઅડાસ ગામમાં સ્થપાઇ, તે સંબંધી વિશેષ હકીકત આગળ ભેટાશી શાખાના ખાસ પ્રકરણમાં વર્ણવવામાં આવશે.

મહારાજ **લખધીરજી** સંવત્ ૧૧૬૦ના આરસામાં પરલોકવાસી થયા. તેમના પછી **અજેસંગજી, જેસંગજી, વેરાગજી** ને **દુધાજી મોટા** કરીને અનુક્રમે રાજાઓ થયા. તેમાંના દુધાજી મોટાની રાજ્યકારકીર્દીમાં દીલ્હીના બાદશાહ અલાઉદ્દીનખુનિયે ગુજરાત ઉપર +સ્વારી કરી, કેટલીક ઠકરાતો લુંટી ને ત્યાંના રજપુત રાજાઓને કેદ કરીને તે દીલ્હી લેઇ ગયો. તેમાં દુધાજીમોટા પણ પકડાયા ને સર્વેની સાથે તેમને દીલ્હી લેઈ જવામાં આવ્યા. આ બનાવથી નાપામાં ઘણો હાહાકાર વર્તાઇ રહ્યો. ને રાજ્યમાં ઠેર ઠેર રાંધ્યાં ધાન્ય રહ્યાં. આવા પ્રજાના અપૂર્વ ખેદથી વ્યગ્ર થયેલા એક નાપાના દસોંદી બારોટ-કવિએ, મહારાજ દુધાજીને મ્લેચ્છ સત્તામાંથી છોડાવ્યા સિવાય અન્ન નહિ ખાવાના સોગંદ લેઈ, તે નાપેથી નીકળી દીલ્હી ગયો, ને ત્યાં

---

* આ વખતે સોજીત્રાપાટમાંથી પણ મંગળપુર, નિસરાયા, વાસણા ને વાછીએલ એ પ્રમાણે ચાર ગામ લેઇ આ સાથે વેજલદેવજીને સાળાકટારીમાં અપાયલાં છે. જે મળીને ભેટાશીની ગાદીએ અડતાળીસ ગામની ઠકરાત સ્થપાઇ કહેવાય છે. + રાસમાળા ભાગ ૧ લાના પૃષ્ઠ ૨૭૪ માં જણાવ્યા પ્રમાણે સંવત ૧૩૫૩ માં અલાઉદ્દીન ખીલજીએ પોતાના ભાઇ અલફ્તખાન સાથે મુખ્ય પ્રધાન નસરખાનને ગુજરાત જીતવા મોકલ્યા હતા, તેઓની આ સ્વારી હશે એમ અનુમાન બંધાય છે.

જઈ તેણે પોતાની કુદરતી કાવ્યશક્તિના ભવ્ય પ્રભાવથી બાદશાહને, તેમની સઘળી સભા સહીત રંજન કરી દીધા. આથી બાદશાહે તેને ઈનામ માગવાની ફરજ પાડી ત્યારે તેણે તે ઇનામ પેટે પોતાના અન્નદાતા દુધાજીમોટાને દીલ્હીના કેદખાનામાંથી છુટા કરવાની વિનંતી કરી. તે બાદશાહે ખુશીથી કબુલ રાખી દુધાજીને છુટા કર્યા. તેમને સાથે લેઇ દસોંદી કાશી હરદ્વારાદિ તિર્થો ફરી પ્રયાગરાજમાં આવ્યો, ત્યાં હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે પ્રાયશ્ચિત આપી દુધાજી મોટાને પાવન કરી નાપામાં આણ્યા. ત્યાર પછી તે થોડો વખત રહી દેહોત્સવ કરી ગયા. તેમના પછી અરેસંગજી, રાયમલજી, ગોપાળ-સીંહજી, લખધીરજીબીજા ને રણમલજી નામના રાજાઓએ અનુ-ક્રમે રાજ્ય કર્યું. તેમાંના છેલ્લા રાજા રણમલજીને દુધાજીનાના ને સારંગણજી નામે બે પુત્રો હતા. તેમાંના પાટવી કુંવર દુધાજીનાના લગભગ સંવત્ ૧૩૭૧ ના આરસામાં *નાપાની ગાદીએ બેઠા. તે વખતે નાનાભાઇ સારંગણજીને જીવાઇ પેટે બાર ગામની જાગીર મળી, તે લેઇ તેમણે નાપાડ જઇને પોતાની જુદી ઠકરાત સ્થાપી, એટલે તેમના સંબંધીનો ઇતિહાસ આગળ તેમના ખાસ પ્રકરણમાં વર્ણવાશે.

દુધાજીનાનાને, મોટાજી, જોધાજા, સોમાજી ને અજાજી નામે ચાર કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર મોટાજી જ્યારે નાપાની

---

* હાલ નાપામાં વાંટાનાં દક્ષણાતાં ઘર ગભાણ ઉપર ત્રણ આરાનું જે તળાવ બાંધેલું છે તથા તેની આથમણી બારીના આરા ઉપર મસજીદ બાંધેલી છે તે તેમજ કાસ વચ્ચે કરાવેલો અજબ કુવો અને તળાવ વચમાં થઇને બંગલે જવાની જે સુંદર ચાલ બાંધેલી છે તે આ આરસામાં એટલે લગભગ સંવત્ ૧૩૮૫-૮૬ માં રાણા નાનાદુધાજીએ, મેહેમદાવાદના તાજખાં નામના એક મુસલમાન ગૃહસ્થની મદદથી બંધાવ્યાનું કહેવાય છે. અહીંના ધોબી આરાથી સીદ્ધા ગામ વચ્ચે થઇને સામી બાજુના તળાવના કમળીઆ આરા સુધી જવાય છે તેની ઉગમણી સઘળી વાંટાની હદ છે. એટલે કે તે તળપદની વસ્તીમાંહેલાં પંડ્યા રણછોડલાલ પિતામ્બર તથા છોટાલાલ રેવાશંકર વગેરેનાં ઘરો પછવાડેથી શરૂ ગણી શકાય. વળી આ રાણાએ દરબાર બાંધ્યાનું, રાજકુવો કરાવ્યાનું ને મહાકાળેશ્વર મહાદેવનું દેવળ ચણાવ્યાનું પ્રાચિન લખાણોમાં મળી આવે છે.

ગાદીએ બેઠા ત્યારે **જોધાજીને** જીવાઈ પેટે સતાવીશ ગામની જાગીર મળી તે લેઈ તેમણે સંવત્ ૧૪૮૦ માં પોતાની ગાદી ગઢગાજણે સ્થાપી. **સોમાજીને** જીવાઇ પેટે સાડી ચોવીસ ગામ મળ્યાં તે લેઇ તેમણે મહી નદીને કાંઠે મુળ વાલ્મિકપુરી કે જેને હાલ વાલુવડ (વાલવોડ) કહે છે ત્યાં સંવત્ ૧૪૮૦ માં પોતાની ગાદી સ્થાપી. ને **અજાજીને** જીવાઇ પેટે બાર ગામની જાગીર મળી તે લેઇ તેમણે સંવત્ ૧૪૮૦ માં પોતાની ગાદી દેવામાં સ્થાપી. ત્યારથી તેમના વંશજો ત્યાં ત્યાં રહ્યા તેથી તેમના સંબંધનો વિશેષ ઇતિહાસ તેમનાં આગળ ખાસ પ્રકરણોમાં વર્ણવાશે. એ પ્રમાણે વહેંચણીમાં સાડી ત્રેસઠ ગામ જતાં, નાપાની ગાદીના તાબામાં સાડી પીસતાળીસ ગામ રહ્યાં તે **મોટાજીની** સત્તામાં આવ્યાં તેનું તેઓ યથાવત પાલન કરી દેવ થયા. તેમની પાછળ તેમને **અખેરાજજી, અભેરાજજી, અરજણજી, વાઘજી, વીરમજી, પ્રાગજી, સુજાજી, જેમલજી, લખાજી, અદાજી, કેસરજી** ને **અદેસંગજી** એ નામે બાર કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **અખેરાજજી** નાપાની ગાદીએ બિરાજ્યા ત્યારે **અરજણજીને** અલારસા અને કોસિંદ્રા એ બે ગામો જીવાઇ પેટે મળ્યાં તે લેઈ તેઓ ત્યાં રહેવા ગયા જેમની શાખાના વંશજો હજી પણ અલારસામાં છે. **અદાજીને** ગામ બોરીયું આપ્યું. **વાઘજીને** શીસવું. **વીરમજીને** જસદણ. **અદેસંગજીને** મોગરી, ભુરાકોઈ ને સુણાવ નામે ત્રણ ગામ. **સુજાજીને** વડદલા, જલા, ગાના ને ગાડા મળીને ચાર ગામ. ***કેસરજીને**

---

* સીહોલમાં કેસરજીએ પોતાની ગાદી સ્થાપી ત્યારે તેમણે પોતાના પુરોહીત તરીકે માળવાના શ્રીગોડ બ્રાહ્મણમાંથી કર્ણેશ્વર દીક્ષીતને સન્માન-પૂર્વક તેડી લાવીને સીહોલમાં વસાવ્યા. કેસરજીની ચોથી પેઢીએ દેવરાજજી થયા તેમણે પોતાનું સર્વસ્વ પોતાની દીકરીના દીકરાને અર્પણ કર્યું ત્યારથી તેનો કુટુંબપરીવાર ચાલ્યો. એ વંશના જીવાજી નામે એક બળવાન પુરૂષે સંવત્ ૧૭૭૮ માં ગૌહત્યા કરનારી બાદશાહી શીકારી ટોળી સામે થઇ, તેર મુસલમાન સીપાઇઓની લાસો રઝળાવી પછી પોતાનો જાન ગુમાવ્યો હતો. તેનો પાળીયો હજી જુની સીહોલના તળાવને કીનારે મુકેલો છે. આ બનાવ પછી બાદશાહી બીકે જીવાજીના કુટુંબીઓ બાજુનાં ગામોમાં થોડો

સીહોલ. ને **લખાજીને** ગોરવા નામે ગામ જીવાઇમાં આપ્યાં. બાકીના ચાર કુંવરો નિર્વંશ ગુજરી ગયા એટલે તેમને જીવાઇ મળી નહિ. આ પ્રમાણે મહારાજ મોટાજીનું કુટુંબ પ્રથક પ્રથક સ્થળોમાં વ્હેંચાઈ તે તે ગામોમાં રહેવા ગયું ત્યારથી તેમની શાખાના વંશજો ત્યાં રહેવા લાગ્યા. હવે નાપાની ગાદીએ બેઠેલા મહારાજ **અખેરાજજીને** **હરદાસજી, વજેરાજજી** ને **બારમલજી** કરીને ત્રણ કુંવરો હતા, તેમાંના બીજા કુંવર **વજેરાજજી** જન્મથીજ ઘણા હોંશીઆર હતા ને અખેરાજજીના વખતથીજ રાજ્યકારભાર કરતા હતા. તેથી જ્યારે મહારાજ અખેરાજજી દેવ થયા ત્યારે પાટવી કુંવર **હરદાસજી** પાસેથી તેમણે તકરાર કરી પોતાની જીવાઇ પેટે ધરમજ, સુદેઇણા, ખડીઆળ, વધાશી, વડેલી, વીરોલ ને શાહપરા એ પ્રમાણે સાત ગામનો હિસ્સો કબજે લેઇ ધરમજમાં ઠકરાત બાંધીને રહ્યા. તેમના વંશજો હાલ ત્યાંથી નિકળી સુરત પાસે મોગર ગામ છે ત્યાં રહે છે છતાં હજી ધરમજના વાંટાનો ભોગવટો તેઓનાજ હાથમાં રહેલો છે, તેમનું વંશવૃક્ષ આ પ્રકરણને અંતે આપવામાં આવ્યું છે. ત્રીજા ભાઇ **બારમલજીને** પેટલી, કણિયા ને દંતેલી નામે ત્રણ ગામો જીવાઇમાં આપ્યાં તે લેઈ તેઓ ત્યાં રહેવા ગયા. ને બાકીના રાજ્યની લગામ **હરદાસજીએ** પોતાને હસ્તક લીધી. તેઓ ભલાને ઇશ્વરી પુરૂષ હતા. આખો દીવસ તેઓ પ્રભુભજન કરી આનંદ માનતા હતા. કહેવાય છે કે આખી જીંદગીમાં તેમણે કોઇ પણ વખત મોંમાંથી ખરાબ શબ્દ કાઢયો નહોતો. તેમને **કરસનદાસજી, પુંજાજી** ને **કરણજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી **કરસનદાસજી** નાપાની ગાદી ઉપર રહ્યા, ને **પુંજાજીને** મોરડગામ, તથા **કરણજીને** રૂદેલ ગામ જીવાઈ પેટે મળ્યાં તે લેઈ તેઓ પોતાના કુટુંબ સહીત ત્યાં રહેવા ગયા, જેથી તેમની શાખાના લોકો ત્યાં વિસ્તાર પામ્યા. કરસનદાસજી પછી

---

વખત સંતાઇ રહ્યા ને વળી ફરીને આવી તેઓ સીહોલમાં વસ્યા. આ પ્રમાણે તેમણે પોતાની જાગીર ગુમાવી, એમ તેમના પરંપરાના પુરોહિતના વંશજ જ્યોતિર્વિભૂષણ દીક્ષીત બેચર શંભુરામ પંડિત પોતે કહેતા હતા. જેઓ સંવત ૧૯૬૩ માં ગુજરી ગયા છે.

તેમના કુંવર **આશકરણજી** ગાદીએ આવ્યા, તેમના વખતમાં અમદાવાદમાં મહમદબેગડાની સત્તા પુરજોસમાં ફેલાતી હતી. તેણે સંવત્ ૧૫૩૮ માં જુનાગઢના મંડળીક રાજાને હરાવી તે તરફના લગતા કાઠીઆવાડના પ્રદેશમાં મુસલમાની ધર્મ પ્રવર્તાવ્યો હતો. તેમ સં. ૧૫૪૧ માં પાવાગઢના પતાઇ રાજાનો નાશ કરી દીધા પછી ગુજરાતમાં મુસલમાની ધર્મ વધારવાની કોશેશો ચાલુ કરી રહ્યો હતો. તે માતર ખેડાના પરમાર ઠાકોરની દીકરી વેરે પરણ્યો હતો. એક વખત તેમનો પરમાર સાળો અમદાવાદ બાદશાહને મળવા ગયો. તે વખતે બાદશાહ ખાણું ખાવા બેઠા હતા. એટલે તેમણે તેને પોતાના ભેગું ખાણું ખાવાનો હુકમ ફરમાવ્યો. પરમારે રજપુતી નાતના સખત બંધારણને લીધે પોતાને ભવિષ્યમાં ભોગવવી પડતી ભયંકર હાનીઓ ગણાવી હજુરના હુકમનો અમલ કરવાની ના પાડી. તેથી મહમદબેગડો ગુસ્સે થયો ને કહ્યું કે જો તું ખાણું નહિ ખાય તો હું તને હમણાંને હમણાંજ ગરદન મારીશ, એવી બીક દેખાડી તેથી છેવટે નાઈલાજે પરમારે ખાણું ખાધું. આ વાર્ત્તા પ્રસિદ્ધિમાં આવી તેથી સઘળા રજપુતોએ તેની સાથેનો ખાવા પીવાનો વેહેવાર બંધ કર્યો અને તેથી કન્યાની લેવડ દેવડ પણ અટકી પડી. આ પોતાને માથે આવેલા બ્રહ્મસંકટની હકીકત તેણે પોતાની બેનને જણાવી તેથી તે પરમાર બેગમે આ બધી હકીકત બાદશાહને જાહેર કરી. જેથી સઘળા રજપુત વર્ગ ઉપર બાદશાહની ઇતરાજી ઉતરી. બાદશાહે તેજ ક્ષણે હુકમ કરી મહીકાંઠાના સઘળા ઠાકોરોને પકડી મંગાવ્યા ને પછી તેમને પરમાર ભેગું ખાણું લેવાનું ફરમાન કર્યું. આ વખતના બાદશાહના ક્રોધને જોઇ કેટલાકોએ સેહમાં દબાઇ જઇ ખાણું ખાધું. તેમાં **આશકરણજી** સામેલ હતા તેથી તે દીવસથી મોલેસલામ ગરાશીયા કહેવાયા. બાકીના થોડાઓ ત્યાંથી નાશી છુટયા. તેમના ભાગની જાગીરો અને જમીનો બાદશાહે જપ્ત કરી ત્યારથી ખાલસા અને વાંટો એમ ગરાશોના બે વિભાગ પડયા. આશકરણજીને **અદેસંગજી, રાવળજી** ને **જગાજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **અદેસંગજી** જ્યારે નાપાની ગાદીએ બેઠા ત્યારે જીવાઇ પેટે રાસ અને સંદેશર

રાવળજીને, ને વેરા અને કાવિઠા ગામ જગાજીને મળ્યાં. તે લેઇ તેમના કુટુંબીઓ ત્યાં જઇ વશ્યા. અદેસંગજીને અગ્રોજી ને લખોજી નામે બે કુંવરો હતા. તેમણે અદેસંગજીના દેહોત્સવ પછી બાપીકી જાગીરને સરખે હિસ્સે વહેંચી લીધી. અગ્રાજીએ પોતાની જાગીરની વ્યવસ્થા કરવા માટે સીપાઇ કાદરભીખુજી તથા હરખજી નામે બ્રાહ્મણને નિમ્યા. તેમણે દુર દુરથી કણબી લોકોને લાવી જાગીરમાં વસાવ્યા ને તેમની પાસે ઉજડ જમીનોને ખેડાવી વાર્ષિક આવકમાં સારો વધારો કર્યો. તેઓ બંને વસુલાત ઉઘરાવતા હતા અને અગ્રાજીને ભરતા હતા. એમ થોડો વખત ચાલ્યું પણ પાછળથી શાસ્ત્રકારો કહે છે કેઃ—

अग्नि रापः स्त्रियो मूर्खः सर्पो भूपाल एवच ।
नित्यं यत्ने न सेव्यानि सद्यः प्राण हराणिषट् ॥

(દોહરો.)

અગ્નિ જળ સ્ત્રી મુર્ખને, સર્પ ભૂપતિ એવ;
યત્નેથી સેવ્યા છતાં, હરે પ્રાણ તતખેવ.

"અગ્નિ, પાણી, સ્ત્રી, મુર્ખ, સાપ અને રાજાનું સેવન હમેશાં યત્નથી કરવા છતાં પણ તત્કાળ તે પ્રાણનું હરણ કરે છે." આ પ્રમાણે કાદરમીયાં ને હરખજીના સંબંધમાં પણ બન્યું. બંને જણાએ એક વખતે કોઇક વાતના પ્રસંગમાં ન્યાયની રીતે અગ્રાજી સામે ટક્કર લીધી. તેથી ક્રોધમાં ચઢી વગર વિચાર્યે અગ્રાજીએ તે બંનેને દેહાંતદંડની સજા કરી, ને પછી તેમના હથુનું કામકાજ તેમણે, આણી વસાવેલા કણબીઓ પૈકીના આગેવાની ભોગવતા પટેલોને સોંપ્યું. તે વખત પટેલોએ વખત ઓળખી જઈ ઠાકોર પાસેથી પોતાના લાભના કેટલાક દસ્તાવેજો કરી લીધા. ને તે પછીથી તેમણે સઘળી ખેડાત જમીનની ઉધડ આંકડે સાંથ આપવી શરૂ કરી. અગ્રાજીને *પુરોજી નામે એક પાટવી કુંવર હતો તે ઘણો ચંચળ

---

* સં. ૧૬૨૦ના પ્રસંગ પછી તેમણે પોતાનું નામ બદલી કરણજી રાખ્યું હતું.

નિડર અને સ્વાભાવિક ખુશનુમા ચ્હેરાનો હતો, તેને એક વખત બાદશાહ તરફથી નિમાયલા વડોદરાના હાકેમ મીરમહમદ સાથે મુલાકાત થઈ ત્યારથી તે તેને વિશેષ ચહાવા લાગ્યો. આ પ્રેમના પરિણામે મીરમહમદે સંવત્ ૧૬૨૦ માં પોતાની દીકરી વેરે પુરાજીને પરણાવવાની ઇચ્છા અગ્રાજી પાસે જણાવી. ટેકીલા અગ્રાજીના મગજમાં હજી રજપુતાઈની ખુમારી તાજી હતી તેથી તેણે એવી રીતે સગાઇ સાંધવાની ચોખ્ખી ના પાડી. આથી મીરમહમદ ઘણો ગુસ્સે થયો ને તેણે તેજ પળે અગ્રાજીનાં અને લાખાજીના તાબાનાં તમામ વાંટા ગામો જપ્ત કરાવ્યાં, આવી રીતે ગરાશીઆ અને બાદશાહી હાકેમ વચ્ચે તકરાર ચાલી તેમાં પેલા ખેડુત લોકોને ફાવતું આવી ગયું. ને તેમણે સાંથ વજે આપવી બંધ કરી. આથી અગ્રાજી અને લાખાજીએ આ પિડચામાંથી મુક્ત થવા ખાતર આ બાબતની અમદાવાદના બાદશાહની હજુરમાં ઘણી ફરીયાદો કરી પણ તેમને કંઈ દાદ મળી નહિ, પણ પાછળથી તેમને અમદાવાદના નગરશેઠ સુરચંદશાહ કારભારીની મુલાકાત થઈ, ત્યારે તેણે મદદ આપી બાદશાહને સમજાવી નાપા રાજ્યનાં વાંટા ગામો ઉપરની જપ્તી ઉઠાવી લેવરાવી, ને જમેબંધીનો ઉદ્ધડ આંકડો બંધાવી આપ્યો. ત્યારથી નાપાની ગાદીની વાર્ષિક આવકમાંથી, અગ્રાજીના બીજા કુંવર **સલતાનજી**ના બે ભાગ, **કરણજી**નો એક ભાગ, અગ્રાજીના ત્રીજા કુંવર **અખેરાજજી**નો એક ભાગ, **મોહનદાજી**નો એક ભાગ, ને અગ્રાજીના ભાઈ **લાખાજી**ના દીકરા **તેજકરણજી**નો એક ભાગ, એ પ્રમાણે છ હિસ્સા પડયા. આ પ્રમાણે સંવત્ ૧૭૮૦ સુધી વહિવટ ચાલ્યો બાદ સંવત્ ૧૭૮૧ માં મરાઠા સરદાર **ગનીમ** નો અમલ થયો ત્યારે તેણે ચાલતી રૂઢીમાં ફેરફારકરી ઘાસદાણાના રૂા. ૬૭૫ અંકે છસોપંચોતેર ભરવા ઠરાવ્યા.

કરણજીના પાટવી કુંવર **ભારમલજી**, ને તેમના કુંવર **રાજમાદ** થયા. તેમને પ્રજામાં માત્ર એક નાનબા નામે દીકરી હતાં તેમને **રણા ગુલાબસંગ** વેરે પરણાવી તેમણે પોતાની ઠકરાતનો હિસ્સો અર્પણ કર્યો ત્યારથી તે હિસ્સાનો ભોગવટો ગુલાબસંગના વંશમાં ગયો. સલતાનજીને **અમરસંગ**, **રૂપસંગ**, **અરદેસંગ**, **અજબસંગ**, **સબળસંગ**, ને

**કલાજી** નામે છ કુંવરો હતા. તેમણે પોતાના પિતાને મળેલા બે ભાગની ઠકરાતના ભાઈએ ભાગ પાડી તેમાંથી ૮૦ વિઘાં જમીન અમરસંગે, ૪૦ વીઘાં સંબળસંગે, ૪૦ વિઘાં કલ્લાજીએ, ને ૪૦ વિઘાં અહેસંગે લેઈ, બાકીની જમીન બીજા બે ભાઈઓને વહેંચી આપી. તેમના તરફથી સંવત્ ૧૭૮૫ માં કરમસદના વાંટાની સાંથ ઉઘરાવતાં પાટીદારોએ સંપ કરી જમાં આપી નહીં, તેથી તેઓની સાથે તેમને ભયંકર તકરાર થઈ તેની મારામારીમાં કરમસદના પટેલ ગોવિંદભાઈ તથા જીવાભાઈ ઠાર માર્યા ગયા. આથી વગર ખેડાણે વાંટો ઉજ્જડ રહ્યો ને ગરાશીઆ અણુધર જઈને રહ્યા. પાછળથી સરકારે પોતાના મહાલકરી દ્વારા કરમસદની વાંટા ઉપજનો પરવાનો કરી આપી ગરાશીઆઓને લાવી વસાવ્યા. આ પ્રમાણે એ વાંટાનો વહીવટ સંવત્ ૧૮૭૦ સુધી ચાલ્યો, તેવામાં ફરીને પાછી તળપદના પટેલો સાથે, વાંટાના ખેડુતોને મજુરીએ નહીં લેઈ જવા સંબંધી ગરાશીઆઓને તકરાર થઈ તેમાં **અહેસંગજી** કામ આવ્યા, ત્યારથી વાંટાના પાટીદારોએ સરકારને અરજ કરી વાંટાનું સલામી ભરતીયું સરકારમાં દાખલ કરાવ્યું. તેથી તેની રૂએ સંવત્ ૧૮૭૬ થી ઠાકોરને રૂ. ૧૯૬ાા એકસો સાડીછન્નુની કોથળીબંધ સાંથ મળવા લાગી જે અદ્યાપી પર્યંત તેમના વંશજોમાં મળ્યે જાય છે.

આ પ્રમાણે છ ભાગ પૈકીનાં ચાર મતાં હાલ નાપામાં ચાલુ છે તેમનું વંશવૃક્ષ આ સાથે જોડવામાં આવ્યું છે. ભાગીદારો માથે કરજ વધી જવાથી, સને ૧૮૭૭ ના ચૌદમા આકટ પ્રમાણે નામદાર સરકારે આ જાગીરનો વહીવટ તાલુકદારી સાહેબની દેખરેખ નીચે જપ્તીમાં મુકી કરજનો નિકાલ થયે હિસ્સાની જાગીરો પાછી સોંપવા માંડી છે. આ શાખામાં હાલ ઠાકોર **નારસંગજી**, ને ઠાકોર **અભેસંગજી** પાટવીપણું ભોગવે છે. તેમના હસ્તકમાં અગાઉથી ચોરા ખર્ચની જમીનનો ભાગ ઉતરતો આવે છે તેને ભાઈએ ભાગમાં વહેંચી નાંખવા માટે બીજા ભાગદારોએ ન્યાયની કોરટમાં દાવો કર્યો હતો. તે સંબંધી તપાસ કરી નામદાર સરકારે તે જમીનના ભાગલા નહીં પાડતાં, તે પાટવી ઠાકોર નારસંગજીના કબજામાં સોંપી છે. ને તેમની ૠણમુક્ત થયેલી જાગીર મે. તાલુકદારી સેન્ટલમેન્ટ ઓફીસર મિ. ટપ્પર સાહેબે તેમને હસ્તગત કરી એક બાહોશ રાજવંશી વૈદકનિપુણ પુરૂષની યોગ્ય કદર પિછાની છે.

# ચોથા પ્રકરણમાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

- મુદરાજજી (સં. ૫૮૫–૮૬ માં બાકરોલથી આવી નાપામાં ગાદી સ્થાપી રહ્યા.)
  - વણવીરજી
    - દેવરાજજી
      - જશરાજજી
        - વખતસંગજી
          - ભગવંતસંગજી
            - લખધીરજી (સંવત ૧૧૨૧ માં ગાદીએ બેઠા.)
              - અદેસંગજી
                - જેસંગજી
                  - વેરાગરજી
                    - દુધાજી મોટા (સં. ૧૩૫૩ માં અલાઉદીન ખુની તેમને કેદ કરી દીલ્હી લેઇ ગયો.)
                      - અદેસીંહજી
                        - રાયમલસીંહજી
                          - રણમલજી
                            - દુધાજી નાના
                              - મોટાજી
                                - અખેરાજજી
                                  - હરદાસજી
                                    - કરસનદાસજી
                                      - આશકરણજી
                                        - અદેસીંહજી
                                          - અભાજી
                                            - કરણજી
                                            - સલતાનજી
                                            - અખેરાજ
                                            - માનદાસજી (વિશેષ વિસ્તાર બીજા પૃષ્ટમાં.)
                                          - લાખાજી
                                            - તેજકરણજી
                                        - રાવળજી
                                        - જગોજી
                                    - પુરાજી
                                    - કરણજી
                                  - વજેરાજજી (સં. ૧૫૨૯માં ધરમજ વસ્યા.)
                                  - ભારમલજી
                                - અમેરાજ
                                - અરજણજી
                                - વાઘજી
                                - વીરમજી
                                - પ્રાગજી
                              - જોધાજી (સં. ૧૪૮૦ ગઢગાજણે ગાદી કરી.)
                              - સોમાજી (સં. ૧૪૮૦ વાલુવડ રહ્યા.)
                              - અજોજી (સં. ૧૪૮૦માં દેવા રહ્યા.)
                                - અદેસંગજી
                                - કેસરજી
                                - અદોજી
                                - લખોજી
                                - જેમલજી
                                - શુજાજી
                            - સારંગજી (સં. ૧૩૭૧ માં નાપાડ ગાદી સ્થાપી.)

- કરણજી
  - ભારમલજી
    - રાજભા
      - દીકરી નાનબા
- સુલતાનજી
  - અદેસંગ
    - ગુલાબસંગ
      - દલપતસંગજી ૦
      - જીભાવા
        - બાજીભાઇ ૦
        - મોટાજી
          - અભેસંગજી
            - નારસંગજી (પાટવીપણાના હકવાળા હાલ હયાત છે.)
              - ઉદેસંગજી
          - અદેસંગજી
            - તખતસંગ
              - જસાજી
              - અજબસંગ
                - છતરસંગ (હ)
            - પ્રતાપસંગ (હ)
            - ગુલાબસંગ
              - જીભાવા (હ)
            - સાહેબસંગ
              - હીમતસંગ (હ)
        - નાનાબાવા ૦
      - *નારભાઇ
      - પથેજી
        - અમરસંગ
          - હરીભાઇ
            - ફતેસંગ
              - દાજીભાઇ ૦
              - પ્રતાપસંગ (હ)
      - રાજભા
      - કલાજી ૦
    - અભેસંગ
    - છાગજી
    - રાજમલ
  - રૂપસંગજી
  - અખેરાજજી
  - અમરસંગ
  - સબળસંગ
  - કલાજી
- અખેરાજ
- માનદાસજી

*નારભાઇ

- બાવાજી
  - દાજીભાઇ ૦
  - જેતભાઇ
    - રાજભા
      - જીતસંગ (હ)
    - વીરસંગ
      - રાયસંગ (હ)
  - ગંભીરસંગ
    - ગુલાબસંગ
      - અભેસંગ (હ)
      - માધવસંગ (હ)
      - તખતસંગ (હ)
    - વજેસંગ
      - સાહેબસંગ (હ)
      - હીમતસંગ (હ)
      - ભારતસંગ (હ)
    - માનસંગ
      - નારસંગ (હ)
      - બાજીદેવ (હ)
      - બાપુજી (હ)
- અભેસંગ
  - બાવાજી
    - ફતેસંગ
      - રાયસંગ (હ)
      - નારસંગ (હ)
  - ગેમલસંગ ૦


(વિશેષ વિસ્તાર હવે પછીના પૃષ્ઠમાં.)

રૂપસંગજી

- પ્રતાપસંગજી
  - વખતાભાઇ
    - જેઠીભાઇ ૦
    - સુરતસંગ
      - દુલ્લાબાવા
        - નારસંગજી
          - મોટાજી ૦
          - ફતેસંગજી (હાલ મતાદાર છે.)
        - દાજીભાઇ (હ)
      - મુળજીભાઇ
  - રૂપસંગજી
    - ભાઇબા
      - નાથભાઇ
        - હરીભાઇ
          - રૂપસંગ (હ)
          - જેસંગ (હ)
          - સાહેબસંગ (હ)
    - તારાભાઇ
      - વજેસંગ
        - માવસંગ
          - તખતસંગ
        - તેજાભાઇ (હ)
        - ગુલાબસંગ (હ)
      - મેહબતસંગ
      - અભેસંગ
        - ફતેસંગ (હ)
- અજબસંગજી
  - કેસરીસંગ
    - જસાભાઇ
      - બાવાજી ૦

---

## અખેરાજજી.

- પૃથવિસંગજી
  - મેઘરાજ
    - ખેમરાજ
      - અખેરાજ
        - ઉમેદસંગ
          - જીભાઇ
            - પુંજાજી
              - હીમતસીંહજી
                - ગંભીરસંગજી (હાલ મતાદાર છે)
                - દાદાબાવા (હ)
              - તખતસંગજી
              - અભેસંગજી
              - બાજી
          - અજાજી ૦
        - તેજભાઇ ૦
  - જયરૂપ
  - જગમાલ
  - આશકરણ

( વિશેષ વિસ્તાર બીજા પૃષ્ટમાં. )




( આ પ્રકરણના વંશવૃક્ષ નં. ૨ માં ઠાકોર સુલતાનજીનાં કુટુંબમાં ઠાકોર અભેસંગજી મોટાજી બતાવવામાં આવ્યા છે તેમની ઉદારતાનાં ઘણા કવિઓએ વખાણ કરેલાં છે. તેમાંના ગઢવી ઉમેદભાઇ હિંગોળદાસ દેથાનું રચેલું એક રસીક ચારણી ગીત આ નિચે ટાંકીએ છીએ. )

## ( साणोर. )

चख चढिया घणा पृथिपर चोरा, फोरा होय करत मखफुल;
ठाकर बोले वेण अथोरा, मागण मळते थावे मूल.
अंदर थका बहार ना आवे, विदु कां गावे बाखाण;
पदडी हुइ अळ उपर, राखी अें सरत महिडा राण.
जश लोभीराज अभेसंग जोयो, मनकव्य मोद्यो जाणमणी;
नारावत भजवे नत नकता, धन पकताकर महिडा धणी.
गोठ गावणां अमल गागडवा, ठावा कव्य भयांरा ठाठ;
आठे पहोर कचेरी उजळ, पाटग सर गलाहर पाट.
सता अवागल नार सवाइ, हरदे घणो कव्यां परहेज;
पेख्या चोरा घणा पृथिपर, तुं धाळे चोरे बोहो तेज.

# ચોથા પ્રકરણમાં આવેલા ધરમજ શાખાના ઇતિહાસનું વંશવૃક્ષ.

( સંવત્ ૧૫૨૯ ના આરસામાં નાપાના મહિડારાણા **અખેરાજજી** દેવ થયા, ત્યારે તેમના બીજા કુંવર વજેરાજજીએ ધરમજમાં પોતાની ઠકરાત બાંધી તેમની વંશાવળી નિચે પ્રમાણે મળી આવે છે. )

- વજેરાજજી (સં. ૧૫૨૯ માં ધરમજમાં રહ્યા.)
  - ગોપાળસંગજી
    - કેસરજી
      - મુંગલજી
        - અવચળજી
          - ગોપાળજી
            - ગાંગજી ○
            - જેઘોજી ○
            - દુધોજી
              - લીંમજી (સં. ૧૭૨૫ માં દ્વારકાં ને સં. ૧૭૩૯ માં કાશીજાત્રા માટે ગયા)
                - જેતસંગજી
                  - જાયમલજી
                    - મહેરામણજી (લીંમજીના પાટવીમાં છેલ્લા પુરૂષ)
                    - મોકમસંગજી
                    - ઉમેદસંગજી
                    - ગુલાબ
                      - બાધરસંગ
                    - લખુજી
                      - અનોપસંગજી
                    - અજુજી
                - પ્રથિરાજ
                - સદાજી
                - હાથીજી
                - મીઠુજી
              - અદુજી
              - ભાવસંગજી
              - સબળસંગજી
              - માનસંગજી
              - રામસંગજી
                - હતુજી
      - નથુજી
    - કલ્યાણજી
    - કરણજી

**લીંમજીના ભાઈ અદુજીનો પરીવાર.**

- અદુજી
  - નથુજી
    - જકતુજી
      - કસળજી
    - સાંગુજી ○
    - હરીસંગજી
      - રૂપસંગજી
        - બાવોજી
      - રગનાથસંગજી
      - વીરસંગજી
    - હઠીસંગજી ○

## લીંમજીના ત્રીજા ભાઈ સબળસંગજીનો પરિવાર.




## લીંમજીના ભાઇ ભાવસંગજીનો પરીવાર.




## લીંમજીના બીજા કુંવર પૃથિરાજનો પરિવાર.




## લીંમજીના ચોથા ભાઈ માનસંગજીનો પરિવાર.




( આ સિવાય વિશેષ હકીકત અમને બારોટોના ચોપડામાં મળી આવી નથી તેથી આટલાથીજ સંતોષ માની વિરમીયે છીએ.)

## લીંમજીના પાંચમા કુંવર મીઠુજીનો પરિવાર.




**ઇતિ શ્રી સોલંકીવંશના ગોધરા શાખાના ઇતિહાસનું ચતુર્થ પ્રકરણ સમાપ્ત:**

# પ્રકરણ ૫ મું.

## ગઢગાજણા શાખા.




પણે ચોથા પ્રકરણમાં જણાવી ગયા તેમ નાપાની ગાદીના મહારાજ નાનાદુધાજીના બીજા પુત્ર જોધાજીને સત્તાવીશ ગામો જીવાઇ પેટે મળ્યાં તે લેઇને તેમણે ગઢગાજણામાં આવીને સંવત્ ૧૪૮૦ માં મહિડારાણાનાં રાજચીન્હો ધારણ કરી પોતાની ગાદી સ્થાપી. તે વખતે તેમના તાબામાં ઝારોળા, ઓચાસણ, ઉનેલ, રણોલી, વીરસદ, દીવેલ, વીરોલ, ગંભીરા, કઠોલ, પીલોદરૂ, સાલોલ, જંત્રાલ, બનેજડા, ખાનપૂર, પીલોદરૂ, બામણગામ, અમીયાદ, જાઝ, કાંધરેટી, કણભા, તથા ગાજણા અને ગાજણાની પાછળ ૭ પરાં એ પ્રમાણે મળીને કુલે* સત્તાવીશ ગામ હતાં. તેઓ ઘણા નીતિમાન ને ધર્મી પુરૂષ હતા. શીવ ધર્મ પ્રતિ તેમની અત્યંત અભિરૂચી હતી. પ્રજા પાળવામાં તેઓ રાજ્યધર્મનિરૂપણમાં કહ્યું છે કે-

**प्रजा रक्षेत्पितेवहि ।**

(દોહરો.)

સંતતિ પેઠે સર્વદા, કરે પ્રજા પર પ્યાર;<br>
સુચવ્યો તેને શાસ્ત્રમાં, નૃપ સાચો નિરધાર.

"રાજા તેનેજ કહી શકાય કે જે પોતાની પ્રજાનું પેટની પ્રજા તુલ્ય રક્ષણ કરે" તેમ તે પોતાનાં બાળબચ્ચાં તુલ્ય રૈયતને સમજતા હતા. વળી ધર્મશાસ્ત્રમાં રાજાને માટે કહ્યું છે કે-

**राजा बंधुरबंधूनां राजा चक्षुरचक्षुषाम् ।**<br>
**राजा पिताच माताच सर्वेषां न्यायवर्तिनाम् ॥**

---

* નામદાર બ્રીટીશ સરકારે સંવત્ ૧૮૮૨-૮૩ માં જે તાલુકદારી સંસ્થાનોની કલમ બંધી કરી છે તેમાં આ પ્રમાણેની ટીપ દાખલ કરેલી છે.

(દોહરો.)

ન્યાયિ, અંધને આંખસમ, અબંધુનો વીર આપ;
રાજા નિજં રૈયત તણો, મનાય એ માબાપ.

"રાજા પોતે અબંધુના બંધુ, આંધળાની આંખ, અને ન્યાય માર્ગે વર્તનાર સર્વેના માતપીતા છે." તેમ આ મહારાજ પણ પોતે નોધારાંઓના આધાર દેવમુર્તિ હતા, અને કર લેવામાં ન્યાયકાર કહે છે કે-

**यथा मधु समादत्ते रक्षन् पुष्पाणि षट्पदः ।**
**तद्वदर्थान् मनुष्येभ्यः आदद्यादविहिंसया ॥**

(દોહરો.)

ભમરો રસ લે ભાવથી, પુષ્પ પિંખ્યા વણુ જેમ;
મેળવવો મનુષ્યો કને, રાજા એ કર તેમ.

"એટલે કે ભ્રમર જેમ પુષ્પને બચાવતાં તેમાંથી રસ ગ્રહણુ કરે છે. તેમ આ રાજાજી પોતે મનુષ્યોને નિચોવ્યા વગર તેમની પાસેથી આનંદપૂર્વક પોતાનો લાગો હાંસલ કરતા હતા, તેથી દીન-પ્રતિદીન તેમના ઉપર પ્રજાની પ્રીતિ વધતી જતી હતી. પુરોહિતની સંમતિ સિવાય તે કોઇ કામનો આરંભ કરતા નહીં. ઉપરી રાજ્યનો ગેરબંદોબસ્ત હોવાને લીધે તેમને પડોશી રાજયો સાથે કોઇ કોઇ વખત અણુચિંતવ્યાં હથીઆરો ખડખડાવવાનો પ્રસંગ આવતો જેથી તેઓમાં પરસ્પરે એક બીજાનો વ્યવહાર વિશ્વાસજનક રહેતો નહીં. આ રાજાજીને **गजाजी, केसरजी, रणमलजी, भाणजी,** ને **वीरमजी** નામે પાંચ કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર **गजाजी**ને ગાદી સોંપી મહારાજ દેવ થયા.

**गजाजी**—સંવત્ ૧૫૦૭ ના આરસામાં ગાદી ઉપર આવ્યા તે વખત તેમના ભાઇ **केसरजी**ને બોચાસણુ, ઝારોળુ, ઉનેલ ને રણોલી નામે ચાર ગામો જીવાઇ પેટે આપ્યાં. **रणमलजी**ને ગામ વીરસદ, **भाणजी**ને ગામ દીવેલ, ને **वीरमजी**ને ગામ વિરોલ મળ્યાં, તે લેઈ તેઓ પોતાનાં કુટુંબ સહીત ત્યાં રહેવા ગયા. ગજાજી સ્વભાવે શાંત અને પ્રમાણિક પુરૂષ હતા. તેમને **भोजराजजी, वजेसंगजी** ને **प्रागजी**

નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **ભોજરાજજીને** ગાદી સોંપી, મહારાજ સંવત્ ૧૫૪૭ ના અરસામાં દેવ થયા.

**ભોજરાજજી**—ગાદી આવ્યા ત્યારે તેમના ભાઇ **વજેસંગજીને** ગંભીર, ને **પ્રાગજીને** કઠોલ ગામ જીવાઇ પેટે મળ્યાં, તેથી તેઓ પોતાના કુટુંબ સહીત ત્યાં રહેવા ગયા. આ વખતમાં બાદશાહી ઝુંડો પુરજોશમાં ફરકતો હતો. એક નાનામાં નાના અમલદારથી માંડીને ખુદ બાદશાહ સુધીમાં, સઘળે લાંચ કેફ અને ઇશકબાજીની રેલછેલ ચાલી રહી હતી. ફરિયાદીઓ પૈસાની ટોકર મારી ન્યાયને પોતાના લાભમાં પલટાવી શકતા હતા. એક માણસને પ્રતિષ્ઠિત બનાવવો કે તેને હલકટમાં ખપાવવો, તેનું ધોરણ તેની પોતાની વર્ત્તણુક ઉપરથી નહીં પણ તે વખતના નિમાયલા ઉપરી અમલદાર તરફથી નક્કી થતું હતું. રાજદ્વારી નોકરી વિદ્યાના બળથી નહીં પણ પ્રપંચકળાથી મેળવાતી હતી. પોતાના ખરા હકની જાગીરો પણ સત્તાધિશ અધિકારીઓની મેહેરબાની વગર સહીસલામત કોઇથી ભોગવી શકાતી નહીં. ટુંકામાં એટલી બધી રાજ્ય બંધારણની અંધાધુંધી હતી કે ગમે તે સ્થિતિમાં રાજા અથવા તો રાજાના હજુરી સત્તાધિશો બોલે તેજ ન્યાયપૂર્વકનું લેખાતું હતું. દરવર્ષે બાદશાહી ફોજ જમાબંધી ઉઘરાવવા નિકળતી હતી. તે જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં શરાબપાણી ઉડાવી, કોઇ પણ બ્હાને મારકુટચનું તોફાન ચલાવી, રૈયતમાં ધાક બેસાડવાનો પ્રયત્ન કરતી, છતાં તેને તેના ઉપરી તરફથી કે ખુદ રાજસત્તા તરફથી કોઇ જાતની અટકાયત નહોતી. દરેક મોટી ઠકરાતવાળાઓ, નાની ઠકરાતોવાળા પાસે જમાબંધીને નામે કંઇ રકમ વસુલ લેઈ શકતા નહીં, પણ માત્ર જ્યારે બાદશાહી ફોજ સરહદમાં થઇને પસાર થાય ત્યારે તે તે ઠકરાતવાળાઓ પોતાની પાસેથી નજરાણા તરીકે એક ઘોડો, ને લશ્કરી સ્વારોના ઘોડાઓ માટે ઘાસ દાણાની ગોઠવણ કરી લેતા એવો શીરસ્તો હતો. તે જ્યારે સંવત્ ૧૫૪૧ માં મહમદબેગડે પાવાગઢ જીત્યો ને રજપુત જાગીરના વાંટા તળપદરૂપે એ ભેદ પાડ્યા ત્યાં સુધી હયાતી ભોગવતો હતો. આ પ્રમાણેના પોતાના વખતના રવૈયાને અનુકુળ વર્તી ભોજરાજજીએ પોતાની ઠકરાતને સુખરૂપ નિવેડી. તેમને

**જગમાલજી** ને **કાનજી** નામે બે પુત્રો હતા. તેમાંના પાટવી કુંવર **જગમાલજી**ને ગાદી સોંપી તેઓ દેવ થયા.

**જગમાલજી**—સંવત્ ૧૫૮૦ ના આરસામાં ગાદીએ બેઠા. તે વખતે તેમના ભાઇ **કાનજી**એ પોતાને કાંઈ પ્રજા ન હોવાથી જીવાઇ નહીં લેતાં પોતાની આખી જીંદગી રાજ્યસેવામાં અર્પણ કરી, વડીલ બંધુ જગમાલજીને પ્રસન્ન કર્યા. મહારાજ જગમાલજી, દેખાવે ગંભીર, બોલવે મીઠા અને ભોજનમાં મિતાહારી પુરૂષ હતા. તેઓ સલાહ માગનાર સાથે તેના પ્રતિનો શત્રુનો સંબંધ ભુલી જઇ ખરેખરી વાત હોય તેજ કહેતા હતા, તે એટલે સુધી કે કદાચ તેવા મતે તેમનું પણ અનિષ્ટ થઇ બેસતું. તેમને રામાયણ ઉપર બહુ શ્રદ્ધા હતી. વારંવાર તેઓ તેનું પઠન પાઠન કરી કરાવી રાજી થતા હતા. કહેવાય છે એક જીવણરામ નામના રામાનંદી સાધુએ તેમને રામમંત્ર આપ્યો હતો, ત્યારથી તેઓ તેનો અખંડ જાપ કરતા હતા. ઘણી વખત ઉંઘની લવારીમાં પણ તેઓના મુખમાંથી એજ ઉચ્ચાર નિકળતો, ને મરણ પથારીપર પણ જ્યાં સુધી હોઠનું હલન ચલન રહ્યું ત્યાં સુધી તેમાંથી એનોએજ મંત્ર નિકળતો પાસે બેઠેલાઓએ સાંભળ્યો હતો. તેમને **અખેરાજજી** ને **રાવળજી** નામે બે દીકરા હતા તેમાંના પાટવી કુંવર **અખેરાજજી** ગાદીએ બેઠા, ને **રાવળજી**નો નિર્વંશ થયો.

**અખેરાજજી**—સંવત ૧૬૧૨-૧૩ માં તેઓ ગાદીએ બેઠા. તેમને **ગજાજી, ભાણજી, ભીમજી, સગરામજી, વીરમજી, વાસણજી, અમેરાજજી, અદાજી, શેષમલજી, કરસનજી, વશરામજી** ને **જગાજી** એ નામે બાર કુંવર, અને **વાલુબા** નામે એક કુંવરી હતાં. તે કુંવરીને હળવદ રાજ્યના રાજસાહેબ સાથે પરણાવ્યાં હતાં. એક વખતે મહારાજ **અખેરાજજી** હળવદ ગયા હતા, તે વખતે રાજસાહેબે તેમને કહ્યું કે મારે દ્વારકાં જાત્રા કરવા જવાનો વિચાર છે પણ ઉપરી રાજ્યની અંધાધુંધીને લીધે રાજ્યનો બરોબર બંદોબસ્ત કર્યા વગર મારાથી ઘરબ્હાર પગલું ભરાય તેમ નથી. તેમજ એક અંગત માણસ વગર કેવળ એકલા કારભારીઓ ઉપર વિશ્વાસ મુકીને ચાલ્યા જવાનો મારો સ્વભાવ નથી કારણ કે શાસ્ત્રકારોએ કહ્યું છે કેઃ—

**नियुक्तहस्तार्पितराज्यभारास्तिष्ठंति ये सौधविहारसाराः ।**
**बिडालवृन्दार्पितदुग्धपुराः स्वपन्ति ते मूढधियः क्षितीन्द्राः ॥**

(હરીગીત છંદ)

સચિવો પરે વિશ્વાસ મુકી જે, ઝાંખી તે ગમ ના જુએ,
મસ્તાન બનીને મોજમાં, નિશ્ચંતા સજીને સુએ;
તે જેમ દુધનાં પાત્રપર, રખવાળી કરવા કારણે,
મંઝાર મંડળીને નીમે, મતિભ્રષ્ટ ત્યમ મહારાજ એ.

"ખરેખર જે મુઢ બુદ્ધિવાળા રાજાઓ, પ્રધાનના હાથમાં રાજ્ય કારભારની લગામ સાંપી, કેવળ મહેલમાં મોજમજાહ કરે છે, તે બીલાડાંના સમુહને દુધનું રક્ષણ કરવાનું સાંપીને ઉંઘી રહેલા છે એમજ સમજવું જોઇએ." આવાં કારણોને લીધે હું સંપૂર્ણ ઇચ્છા થયા છતાં જાત્રા જઇ શકતો નથી. આ પ્રમાણેનું રાજસાહેબનું બોલવું સાંભળી મહારાજ અખેરાજજીએ તેમને કહ્યું કે આપસાહેબને જાત્રા પધારવું હોય તો ખુશીથી પધારો. આપ પાછા ફરશો ત્યાં સુધી આ રીસાયતનું હું શીરસાટે રક્ષણ કરીશ. રાજસાહેબને અખેરાજજીનો સંપૂર્ણ ભરોસો હતો તેથી તેમણે ઉપરનો જવાબ ઘણા આનંદથી વધાવી લીધો, ને તેમને હાથે વહીવટ સાંપી પોતે કુટુંબ સહીત જાત્રા કરવા સિધાવ્યા. આ પછી મહારાજ અખેરાજજીએ ગઢ ગાજણેથી પોતાના મોટા છ કુંવરોને હળવદ તેડાવ્યા ને પછી તેમણે સરવેએ મળીને દરબારગઢની ચોકીને મજબુત કરી, તેમજ બ્હાર પણ જોઇતી દેખરેખ રાખી. આ આરસામાં રાજસાહેબની ગેરહાજરીનો લાભ લેઇ નજીકના કાઠી ચારણોની એક મવાલી ટોળીએ આવી અચાનક રાત્રે દરબારગઢ તોડી, માંહે લુંટફાટ ચલાવી. તેથી મહારાજ અખેરાજજી પોતાના છએ કુંવરો સહીત તે લોકો સામે થયા, તેમાં લુંટારાઓની મોટી સંખ્યા હોવાથી તેઓ ફાવી ગયા, ને મહારાજ અખેરાજજી સઘળા કુંવરો સહીત કામ આવ્યા. આ હકીકત સાંભળી બાકીના છ કુંવરો ગઢગાજણેથી હળવદ આવ્યા ત્યારબાદ

**राणी धनबाकुंवर,** મહારાજ અખેરાજજીની પાછળ સતી થયાં. આ પ્રસંગનું એક કરૂણાસર પ્રાધાન્ય કાવ્ય ચારણી ભાષામાં કોઇ કવિએ લલકારેલું છે તે નિચે પ્રમાણેના દોહાથી શરૂ થાય છેઃ—

(दोहा.)

**अर्धंगा अखेराजनी, महिडा कुलनी माज;**
**सती थें धनबा सती, राखी त्रेपख लाज.**

ઉપર પ્રમાણેના હળવદમાં સમાચાર બન્યા, તે રાજસાહેબને જાત્રાથી પાછા ફરતાં મળ્યા. તેથી તેઓ બનતી ઉતાવળે હળવદ પાછા આવ્યા. ને બનેલા બનાવથી દીલગીર થઇ, મર્હુમ મહારાજ અખેરાજની રાજ્યસેવા બદલ, તેમના હયાત છ કુંવરો પૈકીના **भीमजी** નામે કુંવરને હળવદ પાસેનું દેવચરાડી નામે ગામ યાવત્ચંદ્ર દિવાકરૌ વંશપરંપરા ઈનામ તરીકે આપ્યું. ત્યારથી ભીમજી પોતે ત્યાં રહ્યા.

**भाणजी**—મહારાજ અખેરાજજી દેવ થયા, તેમની સાથે પાટવી કુંવર **गजाजी** પણ મરાયા. તેમને પાછળ પ્રજામાં કંઈ હતું નહીં તેથી હયાત કુંવરો માંહેના પાટવી **भाणजी** ગાદીએ બેઠા, ને બાકીના પાંચ ભાઇઓએ થોડો વખત ભેગા રહી ઠકરાત ચલાવી. પાછળથી માંહોમાંહે કુસંપ જાગ્યો તેથી **सगरामजी**એ આડાઇ કરી, ભાઠાની જમીન પોતાને તાબે લેઇને ખેડાવી લીધી. તેથી તેને ઠાકોર ભાણજીએ જીવાઈ પેટાની બીજી જમીન આપી નહી. આ પ્રસંગે **अदाजी** ને **वशरामजी** પણ જુદા પડ્યા તેથી તેમને પચાસ પચાસ વિઘાં જમીન જીવારા પેટે જુદી કાઢી આપી. ને **जगाजी** અપુત્ર ગુજર્યા. એ પ્રમાણે સૌ સૌનો જુદો વ્યવહાર ચાલ્યો, પણ પાછળથી

---

* મહારાજ અખેરાજજીને ધનાંકુંવર સિવાયની બીજી રાણીયો પૈકીમાં ચાલડીઆ ચોહાણ વીરભાણની દીકરી દેવકીબાઈ, ઝાલા ઝમેરવાળાં વેણાંબાઇ, રામપરા ઝાલાનાં દીકરી કુલબા, વાસદીઆ પરમાર કૃષ્ણાજીનાં દીકરી તારાબાઇ, ને શેરખીના પરમાર જીભાઇનાં દીકરી ગંગાબાઇ એ રીતે પાંચ રાણીઓ હોવાનો ઉલ્લેખ છે પણ તે સઘળીઓ ધનબાકુંવર પહેલાં ગુજર્યાનું અનુમાન અટકળી શકાય છે.

**અર્જુનજીની** ત્રીજી પેઢીએ થયેલા **સતાજીએ** સંવત્ ૧૭૧૦ માં પોતાના કુટુંબમાં જીવાઈ પેટાની ઉતરી આવતી પચાસ વિઘાં જમીન કરતાં પોતાનો વધારે જમીન ઉપર હક હોવો જોઇએ "એવી ગાદી સાથે તકરાર કરી, ગાજણા તાબાની જંત્રાલ ગામની કેટલીક જમીન તેણે આપખુદીથી ખેડાવી લીધી. આ પ્રમાણે અનીતિ કરવાથી શાસ્ત્રકારો કહે છે કે—

**हरणं च परस्वानां परदाराभिमर्षणम् ।**
**सुहृदश्च परित्यागस्त्रयो दोषाःक्षयावहाः ॥**

( દોહરો. )

પર ધનને પરસ્ત્રી હરણ, મિત્રતણો પરિત્યાગ;
તત્કાળિક ત્રણ દોષએ, ખણે ખિલેલો બાગ.

"પારકા દ્રવ્યનું હરણ, પરસ્ત્રીસંગ, તથા મિત્રનો પરિત્યાગ, એ ત્રણ દોષો તત્કાળ ક્ષય પમાડનારા છે" તેમ સતાજીની બાબતમાં પણ બન્યું. સદરહુ સાલે ખંડણી ઉઘરાવવા માટે નિકળેલું ઉદ્ધત મોગલ સૈન્ય ગઢગાજણે આવ્યું. તેમની સાથે વાતવાતમાંથી સતાજીને ભારે તકરાર થઈ પડી, જેથી એક બાજુથી પોતાના ચાર ભાઇઓ સહીત સતાજીએ શસ્ત્ર ચલાવી, ભારે કષ્ટ ઉઠાવ્યા પછી પાંચ મોગલ સરદારોને ઠાર કર્યા. જે પીર થયેલા છે ને તેમની ત્રણ મોટીને, પાછળ સાથે સાથમાં બે નાની એ પ્રમાણેની પાંચ કબરો અદ્યાપિ પર્યંત ગઢગાજણાના તલાવની પશ્ચિમ દીશાએ મોજુદ છે. આ પ્રસંગના બનાવનો દોહો લોકોમાં નિચે પ્રમાણે બોલાય છે.

( दोहा. )

**गंजी न शके गाजणे, पंच पीर प्रगट्ट;**
**दल्लि से दळ आविया भाग्यां जाय दोवट्ट.**

આ પ્રમાણેનું રમખાણ થયા પછી તુરત દીલ્હી સરકારની બીકે સતાજી પોતાના ચાર ભાઇઓ સહીત દુરનાં ગામોમાં નાશી સંતાયા, ને ગાજણામાં તથા જંત્રાલમાં જે ખેડ કરાવી હતી તેની ઉપજ ધુળ-

ઘાણી થઈ ગઇ. આ પ્રકારની હિંદુસ્તાનમાં કંપની સરકારનું રાજ્ય-સ્થપાયું તે પૂર્વેની રાજ્યનીતિ હતી. જ્યાં ત્યાં સત્તા તરવારની ધાર વડે સ્થાપન થઇ શકતી હતી. સ્વાર્થ માટે મનુષ્યસંહાર કરવામાં પાપ ગણાતું નહીં. દરેક જાગીરદારોને બાપીકી મીલક્તનો ભોગવટો કરવા માટે પણ ઉપરી સરકારની દયા મેળવવી પડતી હતી. તુટી પડતી ધાડચો, આવતાં લશ્કરો ને લુંટતા અધિકારીઓથી બચાત રહેવું મુશ્કેલ હતું. એક માણુસ ઘડીમાં નગરશેઠ બનતો, તો બીજી ઘડીએ રંક બની આવતી ટંકને માટે ટળવળતો જોવાતો હતો. ધાતુપાત્રો ઘણાંજ થોડી સંખ્યામાં હતાં, ને હતાં તેય પણ લોકોપયોગમાં ઘણાં થોડાંજ આવતાં. કારણકે લુંટારાઓની બીકે તેમને ધરતીમાતાના ખોળામાં છુપાવી મુકાતાં હતાં. અધર્મના ભણકાર વગરનો અણુદીઠ દીવસ જતો નહીં. ને વ્યાપાર કળા, વિદ્યાદિના ખેડાણ વગરની પુરૂષાર્થ હીણુ બનેલી પ્રજામાં, નવી જાહોજલાલીનાં જ્વલંત કીરણો સહિત પ્રવેશાવી અશકય થઇ પડી હતી. આ વાત આજકાલની બ્રીટીશશેનશાહત નિચેની પ્રજાના માન્યામાં કદાચ ન આવે તેવી છે, છતાં પણ હું ખાતરી પૂર્વક કહું છું કે હાલના સમયમાં જે શાંતિને સુખની સાધનાઓ સાધવામાં જે માત્ર થોડા ધ્નનોજ ભોગ આપવો પડે છે તે સાધનાઓ, બ્રીટીશ-રાજ્યપૂર્વે જીવન અર્પતાં પણ મળવી કે સાધ્ય થવી મુશ્કેલ હતી. એક નાનકડું ૭ માસનું બાળક પોતાની બાપીકી મીલકતને આજે જે સ્વેચ્છાનુસાર ભોગવી શકે છે, ને તેના વિરોધીઓને એક ક્ષણુવારમાં વગર જાતિયશ્રમે પરારત કરી શકે છે, એ બ્રીટીશરાજ્યનું ઐશ્વર્ય અને મોભો, ખરેખર આપણુને ઇશ્વરે આપણી અનંતકાળની ફરીયાદ સાંભ-ળીનેજ બક્ષીશ કરેલો છે, એમાં કોઈપણુ જાતનો શંસય નથી. ઠાકોર ભાણુજીને **ભોજરાજજી, સુજાજી** ને **જેતસિંહજી** નામે ત્રણ કુંવરે હતા, તેમાંમા પાટવી કુંવર **ભોજરાજજી,** ભાણુજી ઠાકોરના દેહોત્સવ પછી ગાદીએ આવ્યા, તે વખતે જેતસીંહનો નિર્વંશ થયો ને **સુજાજી** ને જીવારા પેટે ૫૦ વીઘાં જમીન આપવામાં આવી. ભોજરાજજી પછી તેમના કુંવર **જગમાલજી** ગાદીએ બેઠા પણુ તે થોડાજ વખ તમાં અપુત્ર દેવ થયા. તેથી ભોજરાજજીના સગાભાઈ **સુજાજી** ગાદીએ

બેઠા. તેઓ ઘણા ચંચળ અને રાજ્યનીતિજ્ઞ પુરૂષ હતા. તેમને **ગોવરધનજી મોટા, ભાવસીંહજી**ને **વજેસિંહજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર ગોવરધનજી મોટાને ગાદી સોંપી ઠાકોર સુજાજી દેવ થયા. આ વખતે ભાવસિંહજી તથા વજેસિંહજીની પાકટ ઉમર છતાં તેમને કાંઇ પ્રજા નહોતી તેથી તેમણે જીવાઇ નહી લેતાં જીવ્યા ત્યાં સુધી ભેગા રહી પોતાની જીંદગી પુરી કરી. ઠાકોર ગોરધનજી મોટાને **અખેરાજજી, પૃથિરાજજી, મેઘરાજજી, શેષમલજી, નાનાજી** ને **મીઠાજી** નામે છ કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર **અખેરાજજી** ને ગાદી સોંપી મહારાજ ગોરધનજી દેવ થયા. આ વખતે પણ બાકીના પાંચ ભાઇઓને પરંપરાના રીવાજ પ્રમાણે જીવાઇ પેટાની જમીન મળી. ઠાકોર **અખેરાજજી**નો સ્વભાવ ઘણોજ પરગજુ હતો. તેઓ જાત્રાઅર્થે કે તેવાજ બીજા કંઈ કારણ નીમિત્તે બ્હાર મુસાફરીમાં નિકળતા, ત્યારે તેમને જે જે જગ્યાએ માણસોને પાણી પિવાની હરકત જણાઈ ત્યાં તેમણે કુવા ખોદાવરાવ્યા હતા. તેમજ પોતાની ઠકરાતની સરહદમાંનાં નિચાણમાં આવેલાં ખેતરોમાં જ્યાં જ્યાં વરસાદનું પાણી ભરાઇ રહી નુકશાન કરતું જણાયું ત્યાં તેમણે પાણીને નીકળી જવાના માર્ગ ખણાવ્યા હતા. તેમને **ભાણજી, ભીમજી, જીંજીભાઇ** ને **અજબસિંહ** નામે ચાર કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર ભાણજીને ગાદી સોંપી ઠાકોર અખેરાજજી સ્વર્ગવાશી થયા.

**ભાણજી**—સંવત્ ૧૭૨૯ માં ગાદીએ બેઠા. ને ભીમજી, જીજીભાઇ તથા અજબસિંહને જીવાઇ મળી તે લેઇ તેમણે પોતાનો નોંખો વ્યવહાર ચલાવ્યો. ઠાકોર ભાણજી, ભલાને દેવાંશિ પુરૂષ હતા. તેમને સાધુ ગાયને બ્રાહ્મણ ઉપર ઘણી પૂજ્યબુદ્ધિ હતી. તેઓ વારંવાર બ્રહ્મભોજન કરાવતા હતા ને ફરતા અતિત સાધુઓને કાચુ અનાજ વહેંચાવતા હતા. એમના વખતમાં એક પ્રસંગ એવો બન્યો કે રામગઢના પટેલને તેમના ગામના બારૈયાઓ સાથે તકરાર થઇ તેમાં ફીકુ નામના બારૈયાએ પટેલને ઠાર માર્યો, ને પછી ત્યાંથી પોતાની રોકડપુંજી લેઇ તે નાસરડે નીકળી ગાજણે આવ્યો. તે વખતે ગાજણામાં છાંગજી કરીને એક બારૈયો હતો તે ઠાકોર તરફથી વળાવું ને આ-

રાનું રખોપું રાખતો હતો, તેની સાથે તેને મુલાકાત થઈ. તેથી છાંગજી બારૈયે પોતાની દીકરી તેને પરણાવી ગાજણામાં રાખ્યો. આ આરસામાં સરદાર મીરજાં મુસ્તફાકુલબેગ ફોજ લઈ ખંડણી ઉઘરાવતો ઉઘરાવતો *સાલોલમાં આવ્યો, ને તેણે ચાલુ રીવાજ પ્રમાણેની ખંડણી માગી. પણ તેનો કોઈએ જવાબ દીધો નહીં તેથી તેણે ક્રોધે ભરાઇ સાલોલના દોડીઆ રજપૂત પટેલને પકડીને કેદ કર્યો, ને પછી તેને પેશ્વાના નાના ભાઈ રાઘુબાદાદા અમદાવાદમાં રહેતા હતા તેમની હજુરમાં મોકલી દીધો. આ પ્રસંગે ગાજણા ઠાકોર તરફથી કોઇ, સાલોલના પટેલને છોડાવવા ગયા નહીં, તેથી સાલોલના પટેલના કુટુંબીઓએ પરભારી છાંગજી બારૈયાના જમાઇ કાકુબારૈયા સાથે સંધી કરી, તેમને સાલોલની પટલાઇનો હક લખી આપી તે બદલના જોઇતા રૂપીઆ લઈ તે વતી જમાબંધી ભરી, ને અમદાવાદ કેદ થઈ ગયેલા પટેલને છોડાવ્યા. ત્યારથી કાકુબારૈયાનું કુટુંબ સાલોલમાં રહેવા ગયું. ત્યારબાદ કાકુબારૈયાએ પોતાની દીકરીઓને રજપૂતો સાથે પરણાવવાની ગોઠવણો કરવા માંડી. આ કામમાં ગાજણાના ઠાકોર અખેરાજજીના નાના ભાઈ **નાનજી** ને **મોટાજી** મળ્યા. ને તેઓ જઇ તેની કન્યાઓને પરણી લાવ્યા, આથી કુટુંબમાં કલેશ જાગ્યો. ગાજણાના રજપૂતોએ ભેગા થઇને એ બન્ને ભાઇઓને એકડો કરી નાત બ્હાર કાઢયા, ને તેમનો હુકકો પાણી બંધ કર્યો. આ કામમાં **ભાણજી** ઠાકોર પણ સામેલ હતા, તેથી નાનજીએ તેમની ઉપર રીસ રાખી બદલો લેવાનો લાગ શોધવા માંડયો. એવામાં એક વખત ભાણજી ઠાકોર ચોરામાં બેઠા હતા તે વખતે નાનજીએ જઇ તેમના ઉપર બરછી નાંખી, પણ તે વખતે તેમના ભાઈ **ભીમજી** ત્યાં પાસે બેઠેલા હતા તેમણે ભાલાને એકદમ પોતાની છાતીમાં ઝીલી લીધો, જેથી તેઓ જોકે માર્યા ગયા પણ તે બદલ ભાણજી ઠાકોરનો જીવ બચી ગયો. આ પ્રમાણેનું કાળું કૃત્ય કર્યા પછી લોકોમાં તેમને માટે ઘણો તિરસ્કાર

* આ સાલોલ અસલથીજ ગાજણા તાબામાં હતું. પણ પાછળથી ઠાકોરે સાલોલ લગ્ન કર્યાં, ત્યારે તેમણે પોતાના સાળા દોડીઆ રજપૂતને સાળા કટારીમાં આપ્યું.

ઉત્પન્ન થયો જેથી નાનજી તથા મિઠાજી બંને ભાઇઓને ગાજણામાં રહેવું ભારે થઇ પડયું. તેથી તેઓ બંનેએ સંપ કરીને દરબારમાં અંબાજી માતાની એક સોનાની મુરતી રહેતી હતી તે ચોરી ત્યાંથી નાશી નિકળ્યા, તે જઈ કાનમ દેશના હરેરા ગામમાં વશ્યા, ત્યારથી તેમની ગાજણા તાબાની જવાઈની જમીન જપ્ત કરી ભાણજી ઠાકોરે પોતાને હસ્તક લીધી. આ વખતે જીજીભાઇ ને અજબસિંહે ઠાકોરની પક્ષે રહી સારી મદદ કરી હતી, તેમના વંશજો હજી પણ ગાજણા-માં છે ને તે પોતાને મળેલી જીવાઇ પેટાની જમીનનો ઉપભોગ કરે છે. આ પછી પોતાનો ભાઇ ભીમજી મરાયાથી ભાણજી ઠાકોરના હૃદયમાં નાનજી તથા મીઠાજી માટે જે રીસ હતી તે, તેઓ આંખ આગળથી દુર થયા તેથી કમી થઇ ગઇ, પણ સાલોલવાળો કાકુ બારૈયો આ સર્વે કારણનું મુળ હોવાથી, તેના તરફ તેમના હૃદયમાંનો વૈરનો અગ્નિ પ્રજવલિત થતો રહ્યો, તેને શાંત કરવાને ઠાકોરે પોતાની ઠકરા-તનો બંદોબસ્ત કરી, પોતે જુનાગઢના નવાબ સાહેબને ત્યાં લશ્કરી નોકરીમાં જોડાવા માટે ગયા. ત્યાં નવાબ સાહેબની હજુરમાં દાખલ થતાંજ તેમની બોલાચાલી ઉપરથી તેમજ મુખમુદ્રા ઉપરથી વિચિક્ષણ નવાબે તેમનું નોકરી આવવાનું કારણ કંઈક મુદ્દાસરનું જાણ્યું, જેથી તેમણે ઠાકોરને એકાંતમાં બોલાવી તેમનાથી સઘળી વાતની પુછપરછ કરી લીધી. ને પોતાની પુરતી ખાતરી થયેથી તેમને લશ્કરની એક ટુંકડી ને બે તોપો, ભાઇનું વેર વાળવા માટે મદદમાં આપી. તે લેઇ ભાણજી ઠાકોરે આવી ઉમલાવ ગામમાં મુકામ કર્યો ને પછી ત્યાંથી સાલોલ ઉપર તોપોનો મારો ચલાવવા માટે તેમણે નવાબી લશ્કરને હુકમ ફરમાવ્યો. જેથી લશ્કરે પિલુદરૂ ગામ ઉરાડી મુકી, સાલોલ તરફ વળવા માંડયું. આથી સાલોલના સઘળા લોકો ઘણા ગભરાયા ને તેમણે આવી ભાણજી ઠાકોરને નમ્રતાપૂર્વક સલાહની વિનંતી કરી, જે ભાણજી ઠાકોરે કબુલ રાખી. સલાહ પેટે સાલોલવાળાઓ જે ગાજણા તાબાની રખોપા બદલની પસાયતા જમીન દબાણ કરી ઘાલી બેઠા હતા, તે બદલ હવેથી તેમણે દરેક વિઘે એક રૂપીયો* સલામી ભરવાની કબુલાત

* કરાર વખતે આ જમીન સાલોલવાળાઓએ, ખુશીથી ભાણજી ઠાકોરને હવાલે સોંપવાને કહ્યું હતું પણ તે જમીનને કોઇ ખેડનાર નહીં હોવાથી, ઠાકોરે

આપી પરસ્પરની તકરારનો નિવેડો આણ્યો.

આ દૃષ્ટાંત ઉપરથી પણ દરેક વાચકને સ્હેજ ખ્યાલમાં આવી શકે તેમ છે, કે પ્રાચિન રાજ્યપદ્ધતિ કેવળ મનસ્વી હતી. પ્રજાનો પ્રાણાત્મા રાજા ગણાતો. વિદ્યાનો પ્રચાર બીલકુલ નહીં જેવો હતો. રાજાઓ કરડકણા જંગલી કુતરાઓ પેઠે, જ્યાં સુધી રાજી રહેતા ત્યાં સુધી તેઓ શીર સાટે રક્ષણ કરતા; પણ જો તેમાંથી તે કંઇક કારણસર પલટાઈ ખીજાઇ બેસતા, તો પાળેલી પ્રજાના પ્રાણ લેવામાં તેઓ ન્યાય અન્યાયનું ધોરણ બીલકુલ કબુલ રાખતા નહીં. મનુષ્ય સંહારથીજ મનુષ્યોને મોટાઈ પ્રાપ્ત થતી હતી. જાણવા જેવી તવારીખોના અહેવાલો લોકોની દંતકથામાંજ સમાઈ રહેતા. કુટુંબ કુટુંબની એક બીજાની તકરારો તે વખતના હયાત મનુષ્યો, પૈસા આપી પોતપોતાના વહીવંચાના ચોપડાઓમાં જમાં કરાવી રાખતા, જે ઉપરથી તે વંશમાં જો કોઈ બળવાન પુરૂષ પાકતો, તો તે ચોપડાઓ ઉપરથી હજારો વર્ષ પૂર્વેનાં વેરને નવેસરથી તાજાં કરી તેનો બદલો લેવાને પૂર જોસમાં કંપી ઉઠતો. એક બીજામાં ગાળાગાળી, મારામારીને ત્હારી મ્હારી કરી પરસ્પરમાં નુકશાન પહોંચાડવાનોજ તે વખતનાં મનુષ્યોનો રોજનો ખોરાક હતો. પેટ ભરવા જેટલો ઉદ્યોગ કરીનેજ સૌ સંતોષ માનતા,- ને વડવાઓના રીતરીવાજોનેજ ધર્મનું ખરૂ સ્વરૂપ માની બેશી, તેના વિરૂધ્ધના વર્તન સામે પોતાના પ્રાણનું બળિદાન આપતાં સુધી લઢતા હતા. આવી પશુ તુલ્ય જીવન ગુજારતી અણજાણ પ્રજાને ઉધ્ધારવા માટેજ પરમેશ્વરે કૃપા કરીને આજે આ આપણા ઉપર ન્યાયશીળ નીતિવાન બ્રીટીશ શહેનશાહતની અનુપમ નવાજેશ કરી છે. જેના પ્રતાપે આપણે સઘળી રીતે કેળવાઇ આગળ વધતા થયા છીએ. રાજ્યની ગમે તેવી કડક ઇચ્છાની સામે પણ આપણે આપણી જરૂરી ફરિયાદને તેના ખરા રૂપમાં રજુ કરી પોતિકી સ્વાતંત્રતાને નિર્ભયતા અર્પી શકીએ

---

જમીન સ્વાધીનમાં નહીં લેતાં તે જમીન જેના તાબામાં હોય તે ખેડે અગર ન ખેડે તો પણ તે દર વીઘાદીઠ એક રૂપીયો સલામીનો ભરે એવી શરત લખાવી લીધી. જેથી જમીન ઉપરનો હક સાલોલવાળાઓનો રહ્યો.

છીએ ને દેશ પરદેશ ચેન કરતા વેહેપારો ખેડતાં, દીવાની કોરટની સબળ સહાનુભુતિવડે વગર બીકે, આપણ એક બીજા ઉપર વિશ્વાસ કરતાં શીખી, હજારો રૂપીઆની લેવડ દેવડ કરી પોતિકી કમાણી ઉપર મુસ્તાક બન્યા છીએ. એ સઘળા રૂડા પ્રતાપને માટે, આપણે અને આપણો આ ભારતવર્ષ સદાને માટે બ્રીટન શહેનશાહતના અપૂર્વ ઉપકારી અને રૂણી છઇએ.

ભાણજી ઠાકોરે સલોલવાળા સામે ઉપર વર્ણવી ગયા તેવી રીતે વેર ચુકવ્યું, તે છતાં પણ તેમને શાંતિનો સમય નજીક આવ્યો નહીં, ને કંઇકને કંઇક તકરારોની ભાંગફોડ ચાલુ રહેવા લાગી. તેથી તેવી તમામ ઉપાધિઓથી મુકત થઈ પોતાની જાગીરનું યથોચિત રક્ષણ થાય તે માટે, તેમણે લાખા બારૈયાને પોતાના પક્ષમાં લેઈ તેની ખુબસુરત દીકરી સાથે પોતે લગ્ન કર્યાં. તેમજ લાખા બારૈયાના બીજા સગા સંબંધીઓને ઘર જમિનાદિ આપી રાજ્ય વફાદાર બનાવ્યા. જેથી તેઓમાંના કેટલાકે કંઇ કંઈ રાજ્ય જોખમો પોતાને માથે ઉપાડી લેઇ, ભાણજી ઠાકોરને નિશ્ચિંત કર્યા. આ પછી ઠાકોરે પોતાની બાકી રહેલી જીંદગીનો મોટો ભાગ પ્રભુભક્તિમાં અર્પણ કર્યો. તે વખતે ગામમાં કડવો બાવો કરીને એક મહાત્મા રહેતા હતા, તેમની સાથે ઠાકોરને બેસવા ઉઠવાનો ઘણો પ્રસંગ થયો. જેથી તેમનામાં પરસ્પર એક બીજાને માટે લાગણીમાં વધારો થતો આવ્યો. તેવામાં એક વખતે કડવા બાવાને સમાધિમાં ઠાકોરના આયુષ્યની પુર્ણાહુતિનુ ભાન થયું. જેથી ઠાકોર અપુત્ર ગુજરે, તો તે મારી સાથે બેઠા ને ના બેઠા એ બન્ને સરખુંજ ગણાય. એમ વિચારી તેણે બીજેજ દીવસે સવારમાં સ્નાનાદિ નિત્ય કર્મથી પરવારી લેઇ, પોતાનું બાકી રહેલું ચોવીશ વર્ષ ને બાર દીવસનું આયુષ્ય, ભાણજી ઠાકોરને નામે અર્પણ કર્યું, ને પછી ઠાકોરને બોલાવી તેમને એક કેદાર કંકણ આપીને કહ્યું કે આ કંકણની પૂજા કરજો એટલે તેના પ્રતાપે તમને પ્રભુ એક પ્રતાપી કુંવર આપશે. એમ આશીર્વાદ દેઈ મહાત્માએ સમાધિ લીધી જે સમાધિ સ્થળ હજી જુના ગામમાં છે ને લોકો તેના તરફ ઘણાજ માનભાવથી જુએ છે. આ બનાવ બન્યા પછી પુરા દશ માસે બા

સાહેબને પુત્ર અવતર્યો તેમનું નામ **કલ્યાણસિંહજી ઉર્ફે મોટાજી** રાખ્યું. તેઓ શુદના ચંદ્રની માફક દીનપ્રતિદીન વધતી કળાએ ખીલતા ગયા, તેમ તેમ તેમના નામ પ્રમાણેના ગુણો પણ વૃદ્ધિ પામતા ગયા. તેમને કોઇ પણ જાતનું વ્યસન નહોતું. હંમેશાં સચ્ચાઇને વળગી રહી ન્યાયનું રક્ષણ કરવામાં એકકો હતા. સુલેહ શાંતિને વિશેષ ચહાતા, ને તે બદલ કદાચ પોતાને કંઇ નુકશાન વેઠવું પડતું તો તે આનંદથી ઉઠાવી લેતાં આળસ કરતા નહીં. આ પ્રમાણે કુળદીપક પુત્ર જોઇ, પોતાનું આયુષ્ય પૂર્ણ થયે ભાણજી ઠાકોર દેહોત્સવ કરી ગયા.

**કલ્યાણસિંહજી**—તેઓ લગભગ પચીસ વર્ષની પુખ્ત વયે ગાદી ઉપર આવ્યા. પણ તેમને રાજ્યકારભારની ખટપટ કરતાં પ્રભુભકિત ઉપર વિશેષ અભિરૂચી વધતી ચાલી તેથી તેમના વિશ્વાસુ હજુરીઆઓને પેટ ભરવાનો સારો પ્રસંગ પ્રાપ્ત થયો. તેઓ પોતાનું ગજવું ભરાતું તો ખરા હકદારને દબાવી તેની જગ્યાએ કોઇક ભળતાનેજ બેસાડી દેતા ને પછી તેના માટે ભકિતપરાણ કલ્યાણસંગજી ઠાકોરને બે વાતો બેસતી ગળે ઉતારી ધાર્યું નિશાન સિદ્ધ કરતા. આ પ્રમાણેનો ગઢ ગાજણા જાગીરનો ખટપટી મામલો જોઇ સાલોલવાળાઓએ, ભીમજી ઠાકોરની કરેલી જુની નુકશાનીને સંભારી, તેનો બદલો લેવાના પ્રયત્નો કરવા માંડયા. ગાજણા તાબાના ખેડુતોનાં ખેતરોમાં તેઓ વખત બે વખત પેશી કાચુ તુલ કાપી નાંખતા, અને માર્ગમાં કોઈ ગાજણાનો રેહેવાશી એકલ દોકલ મળી જતો, તો તેને રંજાડતા હતા. આવી રોજ બેચાર ફરિયાદો ઠાકોર કલ્યાણસિંહજી આગળ આવવા લાગી, તેથી તેમણે આ સંબંધે સાલોલવાળાઓ સાથે સમજુતીથી કામ કરી લેવાનો માર્ગ પસંદ કર્યો. પ્રથમ તેમણે પોતાના મિત્ર દેહેવાણના ઠાકોરને આ તકરારમાં મધ્યસ્થ નિમ્યા. તેમણે સાલોલવાળાઓને તથા કલ્યાણસિંહજી ઠાકોરને દેહેવાણ બોલાવી સાલોલ પક્ષનાં મરાયેલાં મનુષ્યોના વેરના બદલામાં તેમને, ગાજણા ઠાકોર પાસેથી લુલાંભુલાં તલાવડીની આથમણી દીશા તરફની એંશી વિઘાં *હાડિયાં જમીનનો માલીકી પટો લખાવી આપી તકરારનો

નિવેડો આણ્યો. આ કામથી પરવારી ઠાકોર કલ્યાણસિંહજી, કઠોલ-વાળા વિરમજીભાઈ સાથે દેહેવાણથી નીકળી ગાજણા તરફ આવતા હતા, તેવામાં ગાજણાના ગગરેશ્વર મહાદેવના દેહેરા આગળ, અગાઉ એક બીલીયું કોળી મરાયેલું પણ તેનું વેર ચુકાવવું બાકી રહી* ગયેલું હોવાથી તેનો કુટુંબી આવી સંતાઇ રહયો હતો, તેણે આગળ ચાલતા વીરમજી ઉપર ઠાકોર જાણીને તીર માર્યું, તેથી તેઓ ચક્કર ખાઈ એકદમ ઘોડા ઉપરથી નીચે પડયા. આ વાત પોતાની પાછળ આવતા કલ્યાણસિંહજી ઠાકોરને જણાવવા માટે તેમણે પડતાં પડતાં બુમ મારી, કે બાપા મને માર્યો. આ બુમ સાંભળી કલ્યાણસિંહજી દોડતે ઘોડે વીરમજીની મદદે આવી પહોંચ્યા પણ તેટલામાં તો બીજો એક તીર સણણણણ કરતો આવી કલ્યાણસિંહજીની છાતીમાં વાગ્યો, તેથી તેઓ બંને એકી જગ્યાએ પડી રામશરણ થયા. આ પ્રમાણે બંને સ્વારોના નિચે પડી જવાથી ખાલી ગભરાઇ ગયેલી ઘોડીઓ દોડતી ગાજણામાં આવી, તેથી લોકોને આ અકસ્માત સંબંધી ખબર પડી. ને એકદમ ગામેરૂ વારે ચઢી ગગરેશ્વર મહાદેવ આગળ ગયું ત્યારે ત્યાં તેમણે ઠાકોરની અને વીરમજીની બે લાસો પડેલી જોઈ. તેથી તેની આજુબાજુમાં ગામેરાનાં માણસોએ દુશ્મનને શોધી કહાડ-વાની ઘણી મહેનત ચલાવી પણ કશો પત્તો લાગ્યો નહીં તેથી તેઓ બન્ને લાસો લેઇ ગાજણામાં આવ્યા ને પછી તેને હિંદુ ધર્મ શા-સ્ત્રની રૂએ અવલ મજલ પહોંચાડી. એમના વખતમાં સંવત્ ૧૮૦૯ માં પેશ્વા સરકારના ભાઈ રઘુનાદાદાએ સરકારી થાણું ઉઠાવી લેઇ ઘાસ દાણા બદલના રૂપીઆ બાંધી, કોટ કલ્યાણસિંહજીને સ્વા-ધિન કર્યો. આ ચાલતા રવૈયામાં પાછી સવંત્ ૧૮૨૫-૨૬ માં જ્યારે સુબેદાર આપાજી ગણેશની ફોજ આવી ત્યારે તેણે ફેરફાર કરી જમાબંધી માટે ભાટ લોકોની જમાની લેવાનું ઠરાવ્યું. તેમજ નાશી ગયેલી રૈયતને તથા ગરાશીઆઓને પાછા વસાવી, જમીનની વજે લેવાતી તેને બદલે તેણે વિઘોટીની ઉદ્ધડ રકમ ઠરાવી, ઉપરાંત

* મરેલા માણસના વેરના બદલામાં જમીન આપવામાં આવતી તેને હાડિયાં કહેતા હતા.

ભાયાતોનાં કુટુંબોમાં જે જીવાઇની જમીનો પળતી હતી તેની સલામી બાંધી *આપી. આ પ્રમાણે રાજ્યકારકીર્દી ચલાવતાં ઉપર જણાવવા પ્રમાણે ઠાકોર કલ્યાણસિંહજી એકાએક પરલોક ગમન કરી ગયા તેથી તેમની પાછળ તેમના કુંવર ગોવર્ધનજી ગાદીએ બેઠા.

**ગોવર્દ્ધનજી**—સંવત્ ૧૮૨૭ માં ગાદીએ બેઠા. તેઓ પોતાના પિતા જેવા ઇશ્વર ભકત ઉપરાંત શરીરે સુદઢ અને આત્મ વિશ્વાસુ પુરૂષ હતા. તેઓ ખાસ કાર્ય વગર કદી પણ કોઈને ઘેર જતા નહીં. એક ન્યાયકારે કહ્યું છે કેઃ—

**अतिपरिचयादवज्ञा संततं गमनादनादरो भवति ।**
**मलये भिल्लपुरंध्री चंदनतरुकाष्ठ मिंधनं कुरुते ॥**

(દોહરો.)

અતી પરિચય આદર્યે, નક્કિ અનાદર થાય;
જયમ કીમતી ભીલડીગૃહે, ચંદન કાષ્ટ બળાય.

"અતિ પરિચયથી તિરસ્કાર અને નિરંતર જવા આવવાથી અનાદર થાય છે, જેમકે મલય પર્વતમાં રહેનારી ભીલની સ્ત્રીઓ અતિ પરિચયને લીધેજ મલયાગર ચંદનની મહત્તા સમજી શકતી નથી તેથી તે એવાં કીંમતી વૃક્ષનાં લાકડાંને બાળવાની જગ્યાએ વાપરે છે." આ ઉક્તિ અનુસાર ઠાકોર ગોવર્ધનજી પણ મર્યાદા બ્હાર કોઇની સાથે ધાડો પરિચય જણાવતા નહી. ને જે વખત ફાજલ પાડી શકતા તેમાં પ્રભુ સ્મરણ કરી આત્માનું કલ્યાણ કરી લેતા, તેમજ ધિંગાણે ચઢવામાં પણ તેમના જેટલું બાહુબળ હાલમાં કોઈ ભાગ્યેજ બતાવીશકે તેમ છે. કહેવાય છે કે તેમની બીકથી ધ્રુજી ઉઠેલા પુનાના સુબાઓ તેમને રાજી રાખવા માટે ઘોડાં ને સુવર્ણનાં કડાંના સરપાવો કરતા હતા. જે હકીકત નીચેના એક જુના ગીત ઉપરથી સાબીત થાય છે.

(ગીત.)

**महीडो महावेर नह मुके, राढ मचावे दीनने रातः**
**सर पटके सबळ शत्रुवां, गोवरधन लुंटे गुजरात. १**

---

* આ સબંધનાં સરકારી મોહોર છાપનાં કરારનામાં નામદાર ગાજણા ઠાકોર સાહેબ મહારાણાશ્રી હિંમતસીહજી પાસે મોજુદ છે.

वळ नह मूके भूपतिवंको, प्रसण करण सदा प्रेमाळ;
[1]कलओत फेरवी [2] केकाणा, खाधी बधी चडोतर खाल. २
गढपत वश न थाय गोवरधन, फोजां नह फेरे [3]फरमाण;
पुने जइ हाकम पोकारत, धर मचवे नत ए [4]धोफाण. ३
सुबो कहे महीडाने मनावो, [5]पवंग कडां सरपाव करो;
मोटां शेर मारशे मोटो, हुवो प्राक्रमी [6]भाणहरो. ४

એમને ઘણા વખતથી ગાજણાનું ગામઠાણુ નાતંદુરસ્ત લાગતું હતું તેથી તેમણે ગાદીએ બેઠા તેને બીજેજ મહીને એટલે સંવત્ ૧૮૨૭ ના માગશર મહિનાની શુદી ૧૦ ના શુભ મુહુર્તે ઉંચાણુ જમીન ઉપર નવું ગામ વસાવ્યું. ને તેમાં જુના ગામમાંથી રૈયતને જેને આવવું હોય તેને, ને પોતાના ભાયાતોને લાવી વસાવ્યા. એમની રાજ્યકારકીદીમાં પેશ્વા સરકારના સુબા દિવાનશ્રી રૂદ્રરાજ ગરમાજી પંડિત ફોજ લેઇને સલામી ઉઘરાવતા ગઢગાજણે આવ્યા, તે વખતે પોતાના તાબાની જમીનની સલામી નહીં ભરી શકાયાના સબબે ઠાકોરના ભાયાતો માંહેના सबळाजी ने जोरा भाइ, ગાજણેથી નાશી છુટયા, તેથી સુબાએ તેમના હકની સઘળી જમીન જપ્ત કરી તે ઉપરની સલામી બદલના પૈસા લેઇ તે જમીન, સંવત્ ૧૮૩૭ ના કારતક સુદી ૧૧ ની મીતિનો મોહોર છાપવાળો કરાર કરી આપી ઠાકોર ગોવર્ધનજીના હવાલામાં સોંપી. પાછળથી નાઠેલાં બંને જણાઓનાં કુટુંબો ફરીને આવી ગાજણામાં વસ્યાં. તેમાંના સબળાજીના વંશજોને ઠાકોરે મેહેરબાની કરીને તેવણુની જીવાઇની જમીન દર વીઘે અઢી રૂપીઆ સલામીના ભરવા ઠરાવીને પાછી સોંપી. ને જોરાભાઇના દીકરાએ જમાબંધીના રૂપીઆ પેટે સંવત્ ૧૮૩૮ ના મહા વદી ૨ ને રોજ ભાઠાની જમીનનો વેચાણ દસ્તાવેજ શાહ જોગ લખી આપ્યો. તેથી ભાઠામાંથી વીશ વીઘાં જમીનને ઉપલાણુની પાટમાંનાં બાવીસ વીઘાં જમીન, દર વીઘે સલામીના અઢી રૂપીઆ

---

૧. કલઓત=કલ્યાણસંગજીના દીકરા. ૨. કેકાણુ=ઘોડા. ૩. ફરમાણુ=હુકમ. ૪. ધોફાણુ=ધિંગાણું. ૫. પવંગ=ઘોડા. ૬. ભાણહરો=ભાણજી પૌત્ર.

ભરે ત્યાં સુધી ભોગવટો કરવા માટે સોંપી. આ પછી સંવત્ ૧૮૪૪ માં જમાબંધી ઉઘરાવવા માટે સુબેદાર ભવાનીશંકરભાઇ ગઢગાજણે આવ્યા. તેઓ લશ્કરને સ્વછંદીપણે વર્તવા દેવામાં પોતાની મહત્તા સમજતા હતા. તેથી લશ્કરીઓ ઘણી લુંટફાટ કરતા, ને પ્રજામાં ત્રાસ ફેલાવતા હતા. સલામી ઉપરાંત તેમની જ્યાં બરાબર માવઝત થતી નહીં, ત્યાં તેઓ કંઇકને કંઇક પણ નુકશાનીની છાપ માર્યા સિવાય તેઓ આગળ જતા નહીં. એમને શરણે જવામાં કે સામે થવામાં એકી રીતે સુખ ન હતું તેમ લશ્કરી જુલમ માટે રાજ્યમાં કોઈ જવાબદાર પણ હતું નહી, તેથી લોકો હેરાનવેરાન થઇ જતા ને લશ્કર ગયા પછી બચતા તે પોતાને નવું આયુષ્ય મળેલું સમજતા હતા. આ પ્રમાણેની નબોદશાસ્ત્રમાં કેળવાયલી ભવાનીશંકરભાઈની ફોજે પણ ગઢગાજણે આવતાની સાથેજ કેર વરતાવી, પોતાના રાક્ષશીપણાનો પરિચય કરાવવા માંડયો. તેથી ઠાકોર સહીત સર્વે પ્રજા ત્રાસી, નાશી નાશી જઈ કોતરોમાં ભરાઇ પેઠી. આથી ખાલી થયેલું શેહેર લશ્કરીઓએ લુંટી લીધું, ને મથાળાં તોડી તેવડે પાણી પિવાના કુવાઓને, પુરી નાંખ્યા. આ વખતનો પુરાયલો હનુમાનીઓ કુવો હજી પણ એ વખતના અકરાકેરની સાક્ષી આપી ઉભો છે. આવી ભવાનીશંકર સુબેદારના લશ્કરની ગેરવર્ત્તણુકથી દીલગીર થયેલા ન્હાપાડના કુમાવીશદાર બાલાજીપંડિત, પોતે સંવત્ ૧૮૪૫ માં ઉજ્જડ પડેલા ગઢગાજણામાં આવ્યા, ને તેમણે સમજુતી કરી ઠાકોર ગોવર્ધનજીને હવે પછી કોઈપણ પ્રકારનો હરકતહેલો નડે નહીં, એવું સરકારી મોહોર છાપ સાથેનું કરારનામું લખી આપી, ફરીને ગાજણામાં વસ્તી હઠાવવાને વિનંતી કરી, તેથી નાઠેલી રૈયત સહીત ઠાકોરે આવી પોતપોતિકી જગાઓ સંભાળી લીધી, ને વગર હરકતે ઠરાવ પ્રમાણેની જમાબંધી દરવરસે ભરવા લાગ્યા. એટલામાં પાછો સંવત્ ૧૮૪૭ માં મોટો દુષ્કાળ પડયો, તેથી કુવાવગરની જમીનો ખેતીને માટે બીલકુલ નિરૂપયોગી થઈ પડી. તેમજ નાશભાગના અગાઉના મામલાઓથી કોઈની પાસે પુરાણું કંઈ સાંચ્યું સંગ્રહ્યું રહ્યું નહોતું, તેથી લોકોને પોતાનો જીવન નિર્વાહ ચલાવવો ભારે થઇ પડયો. ઘણાજણા તો મેહેનત મજુરી

કરી પેટ ભરવા માટે માળવા તરફ ગયા. આ પ્રસંગમાં ઉમેટાના ઠાકોરશ્રી નહારસંગજી વજેસંગજીએ પોતાની દીકરી નામે લાડીબાનું સગપણ કરવાનું ઠાકોર ગોવર્ધનજીને માગુ મોકલ્યું ને તે બદલ કેસરના રૂપીઆ પાંચ હજાર આપવાના કબુલ કર્યા. તેથી વખતનો વિચાર કરી ઠાકોરે ઉમેટાનું માગું સ્વિકારી લગ્ન કર્યાં. ને તે પેટે કેસરના જે રૂપીઆ મળ્યા તે વડે તેમણે નિરાધાર રૈયતને બચાવવાની યોજનાઓ ઘડી કાઢી. પ્રથમ માળવે જનારાઓને રોકયા, ને તેમને જોઇતી અનાજની મદદ આપવાનો બંદોબસ્ત કર્યો. કેટલાકોએ આવી રીતે મદદ લેવાની ના પાડી ત્યારે તેમાંનાઓને, ઠાકોરે ત્રીસ વિઘાંના મોટા ખેતરમાં એક મોટો કુવો ખોદાવવાનું કામ શરૂ કરી ત્યાં કામે લગાડયા. આ પ્રમાણે જેમતેમ વિકટ વખત વિતાડાવી રૈયતની આબાદાની સાચવી રાખી. એમની કારકીર્દીમાં બીજો એક બનાવ એ બન્યો કે દેહેવાણના ઠાકોર ભગવાનસંગજીને વડેચ ગામના પટેલો સાથે તકરાર ચાલતી હતી. તેમાં મદદ કરવા માટે દેહેવાણના ઠાકોરે, ગાજણે ખબર કરાવી. તેથી પોતાના સ્વારો લેઇ ગોવર્ધનજી ઠાકોર, દેહેવાણના ઠાકોરની મદદે ગયા. ને તેમણે જઇ વડેચના કોળીપાટીના પટેલને પકડી, ગામમાં લુંટ ચલાવી દેહેવાણના ઠાકોરનું પુરેપુરૂ વેરવાળી તેઓ સીમાડે આવ્યા. આ પ્રમાણેની પોતાના પક્ષની જીત થવાથી તેની ખુશાલીમાં દેહેવાણના ઠાકોરે ખુબ દારૂ પીઇ પોતાનું ભાન ગુમાવી નાખ્યું. આવી બેશુદ્ધિમાં તેમને ઘણી પાણીની તરસ લાગી, તેથી તેઓએ ઘોડી હાંકી રજપુતપાટીમાં આવી પીવાનું પાણી માગ્યું. તે રાજપુત પાટિલને દીકરે ખુશીથી આપ્યું છતાં બેભાન ઠાકોરે તેને શાબાશી આપવાને બદલે ત્યાંજ પુરો કરી નાંખવાનો વિચાર કરી, તેના ઉપર તરવારનો ઘા કર્યો. ચાલાક રજપુતપાટિલના દીકરાએ એ આવતો ઠાકોરની તરવારનો ઘા ચુકાવી, તેમની ઉપર પોતાની તરવારનો ઘા એવી રીતે કર્યો કે જેથી ભગવાનસંગજીની એક સાથળ કપાઇ, તેઓ ઘોડી ઉપરથી નીચે ઢળી પડયા. ત્યાંથી ચમકેલી ઘોડી દોડતી વગર સ્વારે, ગોવર્ધનજી ઠાકોર સીમાડે થોભ્યા હતા ત્યાં આવી તેથી સર્વેને અકસ્માતની ફાળ પડી. સર્વે ત્યાંથી આ બનાવનો તપાસ કરવા માટે ગામમાં આ-

વતા હતા એવામાં વેડચના ચોરા આગળના બુરજમાંથી કોઇકે એક બંધુકની ગોળી છોડી તે લાગલીજ આવીને ઠાકોર ગોવર્ધનજીને વાગી તેથી તેજ ઘડીએ તેઓ ઘોડી ઉપરથી નીચે પડી* દેવ થયા. સાથેના સ્વારો ઠાકોરના સબને ઉપાડી ભાગોળે લાવ્યા ને પછી ત્યાંથી એ લાસને એક ખાટલામાં ઘાલી તેને ઉપાડીને ગઢ ગાજણે આવતા રહ્યા. ફક્ત ઠાકોર ભગવાનસંગજીની લાસ વેડચમાં રહી તેથી તેને તે વખતના સરકારી મુજબ જંબુસરના હાકેમ પાસે મોકલાવવી પડી. ત્યાં જંબુસરના ભાટ લોકોએ હાકેમ પાસેથી સ્વાધિનમાં લેઈ તેના મોભા પ્રમાણે તેને અવલમજલ પહોંચાડી. ઠાકોર ગોવર્ધનજીને પ્રતાપસંગજી, હિંમતસંગજીને બાવાજી નામે ત્રણ કુંવરો હતા તેમાંના પાટવી કુંવર **પ્રતાપસંગજી** ગાદીએ બેઠા. ને બીજા બે ભાઇઓને શીરસ્તા મુજબની જીવાઈ મળી.

**પ્રતાપસંગજી**—તેઓ સ્વભાવે ઘણા તીખા અને બળવાન પુરૂષ હતા. તેમને પોતાના પિતાના ખુન માટે ઘણી લાગણી હતી, તેથી તેમણે ગાદીએ બેશીને તરતજ તે બદલનું વેર લેવા માટે પોતાની મદદમાં માણસો રાખી વેડચ નજીકમાં હેરા ફેરા મારવા માંડયા. જેથી વેડચના લોકોને ગામની બ્હાર નિકળવું ભારે થઈ પડયું. આથી કાયર થઇને ગામલોકોએ મળીને તે વખતના સરકારી સુબાને ગાજણા ઠાકોર સાથેનું વેર ચુકાવરાવવાની અરજ કરી. તે ઉપરથી સુબાએ આવી બંને પક્ષના માણસોને હિંગળાજ માતાની જગ્યામાં ભેગા કર્યા. ને પછી ઠાકોર પ્રતાપસંગજીને, તેમના પિતાના વેર બદલ સંવત્ ૧૮૯૦ ના જેઠ શુદી ૧૩ ને રોજ એકસો પંચોતેર વિઘાં જમીન, ને રૂપીઆ એક હજાર એકસો એકાવન દંડ બદલના અપાવી, તેમને તે બાબતનો વેડચવાળા પટેલો પાસેથી સરકારી રીવાજ પ્રમાણેનો દસ્તાવેજ કરાવી આપી તકરારની પતાવટ કરી આપી. આ મળેલી જમીનમાંથી ઠાકોર પ્રતાપસંગે પંચોતેર વિઘાં જમીન ગૌચરા માટે મુકી ને બાકીની જમીનને પોતાની જાગીર સાથે જોડી દીધી. જે સો કુમાં જમીનની ઉપજ હજી સુધી ગાજણાની ગાદીના વારસદારોને મળ્યે જાય છે.

---

* તેમનો પાળીયો હજી વેડચ ગામમાં છે ને લોકો તેમને માનતા ચઢાવે છે.

સંવત્ ૧૮૬૧ માં ખંભાતના નવાબ સરકારની ફોજ લેઇને સીધી ઉશમાન તથા લાલાભોલાનાથ જમાબંધી ઉઘરાવવા માટે ગઢ ગાજણે આવ્યા. તેમણે સંવત્ ૧૮૪૫ ના સરકારી ઠરાવ મુજબની શાંતિ પૂર્વકની ખંડણી વસુલ કરી ચાલતી પકડી. પછી સંવત્ ૧૮૭૪ માં ઇંગ્રેજી અમલ શરૂ થવાથી વસુલાત ખાતાના ઉપરી તરીકે મેહેરબાન કપ્તાન એલફીન્ટ રોબર્ટસન સાહેબ નિમાયા, તેમણે જુની પદ્ધતિની કડાકુટ ભરેલી જમાબંધીની રીત નાબુદ કરી તે બદલે હરેક ઠકરાતમાંથી ઉદ્ધડ આંકડે રકમ લેવી ઠરાવી. એ પદ્ધતિની રૂએ ગાજણાની ઠકરાત બદલના રૂપીઆ છસો ને છાસેટ ઠાકોર પ્રતાપસંગજીને ભરવાના ઠર્યાં. આ પછી જુલમી પિંડયાનો અંત આવી નવી જીંદગીની શરૂઆત થઇ. લોકોમાંથી લશ્કરી તોફાનની બીક મટી ગઈ તેથી તેઓ સ્થાઈ મકાનો બાંધી જાહોજલાલીને લગતી વસ્તુઓનો સંગ્રહ કરવા લાગ્યા. રાજા પ્રજામાં એખલાસ વધવા માંડી, ને તેઓ એકબીજામાં કુટુંબી માણસો તરીકે ભેળાવા લાગ્યા. આ પછી ઇ. સ. ૧૮૨૭ ના એક્ટ પ્રમાણે તા. ૨૧ નવેમ્બર ઇ. સ. ૧૮૨૭ ને રોજ એટલે સંવત્ ૧૮૮૩ માં નામદાર કંપની સરકાર તરફથી ઠાકોર પ્રતાપસંગજીને પોલીસ જમીદારના અખ્તિયારની સનંદ અર્પણ કરવામાં આવી. આ વર્ષે ગાજણાને લગતા મહિ નદીના વ્હેણમાં એક ભાઠુ નિકળ્યું. આ વખતે વાલુવડગામ ગાયકવાડ સરકારના આપાજીરાવ મોટાના ભાઇ બળવંતરાવ ગાયકવાડને આયદામાં મળેલું હતું, તેથી તેમણે તે ગામ ઉમેટાના બારૈયા ઠાકોર મારફતે વાલુવડના પટેલોને નરવા ઠરાવીને આપ્યુ હતું. તે પટેલોએ તથા તાપીદાસ વગેરે એ મળીને ઉપરના નિકળેલા ભાઠા ઉપર પોતાની હદ માલીકી દાખલ કરવાની બાજીઓ રચવા માંડી. તેથી ગાજણા દરબારને તેઓ સાથે લડાઈ થઇ ને તેમાં બન્ને પક્ષનાં કેટલાંક માણસો માર્યા ગયાં. આથી કંપનીસરકાર બંનેની વચમાં પડી અને તેમને કોરટદ્વારા ન્યાય લેવાની ફરજ પાડી. તે ઉપરથી સંવત્ ૧૮૮૨ માં ભાઠાની જરીફ કરી માપણી થઇ. આ વખતે રેવન્યુ અધિકાર ઉપરાંત દીવાની અખ્તિયાર પણ ખેડા જીલ્લાના મે. કલેક્ટર સાહેબના હાથમાં હતો, તેથી તેમણે રેવન્યુ ખાતાની રૂએ આ

ભાઠા સંબંધી બંને પક્ષની તકરાર સાંભળી તેની માલીકી ગાજણા દરબારની ઠરાવી. પરંતુ નારાજ થઈ સામા પક્ષનાઓએ ફરીથી દીવાની અખ્તિયારની રૂએ આ કેસને તપાસવાની મે. કલેકટર સાહેબને અરજ કરી, તેમાં તેમણે સામાપક્ષની માલીકીનો નિર્ણય આપ્યો. આથી અસંતુષ્ટ બની ગાજણા દરબારે સદરહુ કેસની, મુંબાઈ હાઈકોર્ટમાં અપીલ નોંધાવી. પણ સામા પક્ષવાળાને ગાયકવાડ સરકારની મદદ અને ભલામણ હોવાથી નામદાર જજસાહેબે સામાપક્ષના લાભમાં હુકમનામું કરી આપી, તે ઉપરાંત ખર્ચ બદલના રૂપીઆ ત્રણ હજાર પણ ગાજણા દરબાર પાસેથી અપાવ્યા. આ પ્રમાણે પોતાના પ્રિયભક્ત ઉપર ગુજરેલો અન્યાય જોઇ જગદ્જનનિ દેવિ મહિમાતા કોપાયમાન થયાં તેથી તેમણે પાણીની પ્રચ્ચંડ છોળ્યોરૂપ પોતાના બળીષ્ટ બાહુઓવડે સંવત્ ૧૮૮૪ માં આ તકરારી શીયાળવા નામના ભાઠાની જમીનને સમુળગી બોળી દેઈ, પોતાના પેટમાં સમાવી દીધી. તેમજ દક્ષણાતી બાજુએ ભાઠું હતું તેમાંથી પણ ચારસેં પચાસ વિઘાં જમીન રાખી; બાકીની અડધ ઉપરની જમીન સાફ કરી નાંખી. આ પ્રસંગ પછી ઠાકોર પ્રતાપસંગજીનું શરીર તાવથી શીકડાઈ ગયું તેથી તેઓ એજ માંદગીના ભોગ થઈ સંવત્ ૧૮૮૯ ના વૈશાખ વદી ૫ ને ગુરૂવારે દેવ થયા. એમના આ દુખદ અવસાન માટે ઘણા ભાટચારણ કવિઓએ પોતાની કવિતાદ્વારા દીલગીરી પ્રગટ કરી હતી. તેમાં વાલુવડના સુપ્રસિદ્ધ *કવિ ઉમેદ દેથાના બારમાસા, તે વખતમાં લોકોએ પ્રશંસાપાત્ર લેખ્યા હતા.—જેમાંથી માત્ર આસાડ માસનું વર્ણન નિચે વાનગીરૂપે પ્રગટ કરીએ છીએ:—

(दुहो.)

“ संवत अराड नेवासीए, वळ वैशाख मास;<br>
गुरुवार वद पंचमी, वैकुंठ करीयो वास. ”

(छप्पो.)

“ आडंबर असाड, वहे दळवदळ वेगे,<br>
गाजे गण अगाज, वीज चमंके अतवेगे;

* આ અષ્ટાવધાની કવિનું દકરાતોમાં સારૂં સન્માન થતું હતું.

मेह झड मचेव, ददर सर नेक डहक्के,
मोरां शोर मचाय, गाय मलार गहक्के;
वसुधा नील पहेरे अंबर, नवखंड तृण निलंबरे,
तण रत राणा पातल तुही, सपातरां उर सांभरे.”

ઠાકોર પ્રતાપસંગજીને नहारसिंहजी, केसरीसंगजी ने जीवावा નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર નહારસિંહજી ગાદીએ બેઠા, ને બાકીના બે ભાઈઓને રીવાજ મુજબની જીવાઇ મળી; જેમાંથી કેસરીસંગજી પાછળથી અપુત્ર ગુજર્યા એટલે તેમને આપેલી જીવાઇની જમીન ગાદીની સત્તામાં પાછી ફરી.

**नहारसिंहजी**–સંવત્ ૧૮૮૯ માં ગાદીએ બેઠા. તેઓ થોડાબોલા, વિવેકીને વિશ્વાસુ સ્વભાવના હતા. તેમને સરકાર તરફથી નં. ૫૭૮ ની તા. ૨૮–૭–૧૮૪૯ માં એટલે સંવત્ ૧૯૦૫ માં પોલીસ જમીદારની સનંદ આપી હતી. આપણે અગાઉ વર્ણવી ગયા તેમ મર્હુમ ઠાકોરે ભાઠાની તકરારમાં જે મોટું કરજ માથે ઉઠાવ્યું હતું તેમાંથી મુક્ત થવા ખાતર ઠાકોર નહારસિંહજીએ પોતાની જમીનમાંથી થોડો ભાગ ગીરવી મુકી દીધો કે જેથી તેમાં વ્યાજનો વધારો થાય નહીં. એ વખતમાં વસ્તીના વહેપારીઓ ઠાકોરને ઘર વેરો ભરતા હતા તે રીવાજ બંધ કરાવી સરકારે તે બદલ ઠાકોરને ઉંધ્ધડ રકમ આપવાનો નિર્ણય કરવા માટે ખેડે હાજર થવાનો હુકમ ફરમાવ્યો હતો, પણ જુના ખામીભર્યા શિક્ષણને યોગે ઠાકોર આ તકનો મુદતસર લાભ લેઇ શકયા નહીં, તેથી સરકારે તે કેસ માંડી વાળ્યો; જેથી તે ખાતાની આવતી રકમ તે દીવસથી બંધ પડી. આ ઠાકોરનાં લગ્ન, જંબુસર તાબામાં આવેલા શ્રી ગામના ઠાકોર પ્રતાપસંગજી અમરસંગજીનાં બ્હેન મહાકુંવરબા સાથે થયાં હતાં, તેમને रुपाळीबा નામે એક કુંવરી હતાં. તેઓ જન્મથીજ સાક્ષાત મીરાંબાઈ સરખાં પ્રભુ ભક્ત, શ્રદ્ધાળુને સહનશીલ યોગભ્રષ્ટ જીવ હતાં. તેમનું સૌંદર્ય, ઔદાર્યતા ને દિવ્ય ભાવનાના વર્ણન સંબંધે, ચારણીભાષાની પ્રાચિન સાહિત્યમાળામાં ઘણીએક કવિતાઓ સંગ્રહાયલી છે. તેમાંથી કવિ રતનભાઈ બાંણીદાસ મયાની રચેલી એક મનોરંજક કવિતા નિચે આપીએ છીએ–

(जांगडु.)

**शरम अंग सहेआं धरमरूप [1]दाजीसधु, मानघर वधु सनमान [2]महीडी;**
**रुपवा माप अनमान मेरु वभे, वजन दोयजा शके न [3]वरडी.**
**एवडो वधे अतमान थारो [4]अळा, चाव [5]मछरीक कळ साव चाहीं;**
**सुपिता पखो [6]सधराओ लग सोहवे, जनेता पखो [7]गरनार जेहीं.**
**वदां मख लाज मरजाद अंग शीळव्रत, सुक्रत क्रम सबुद्धि सधमसे ते,**
**साच दाखी अखे वाचमख [8]सपात्रां तारीया त्रेहु पख बाइ ते ते.**

તેમને માટે લોકોમાં બોલાય છે કે તેમને ઘણી વખત દેવદેવીનાં સાક્ષાત દર્શન પણ થયાં હતાં. તેમનામાં કુદરતી કાવ્યશક્તિ હતી, જે વડે તેમણે પ્રભુ ભજન સંબંધી ગીરધારીના મહીના, પ્રભુ લીલાની ગરબીઓ ને જીવને ઉપદેશ આપનારાં ઘણા ઘણાં પદો ગુજરાતી ભાષામાં જોડેલાં છે. આ પ્રમાણેની તેમની પ્રખ્યાતિ સાંભળી સામરખાના પ્રખ્યાત ચારણ કવિ કહાનદાસ મેહેડુ, પોતે ગાજણે આવ્યા ને તેમણે કુંવરીજીનું કાવ્ય વાંચીને પ્રમાણ કર્યું. પછી તેમાંથી થોડાં નમુનાનાં પદો લેઈ તેઓ ઉદેપૂર થઇ દેવગઢબારીઆ ગયા. તે વખતે ત્યાંની ગાદીએ મહારાજ પ્રથિરાજજી ગંગાદાસજી હતા. તેમની હજુરમાં જઇ કવિરાજે પોતાની કવિતા સાથે રૂપાળીબાનાં પદો પણ ગાઈ બતાવ્યાં. તે સાંભળી પ્રથિરાજજી ઘણા પ્રસન્ન થયા. ને તે ગર-

---

૧ ઠાકોર નહારસિંહજીનું બીજું નામ દાજી સાહેબ હતું તેથી આ જગ્યાએ દાજીસધુ એટલે દાજીબાવાની દીકરી કવિએ લખ્યાં છે. ૨ મહિડાકુળમાં ઉત્પન્ન થયેલાં. ૩ વરડી અથવા વરવડી જુનાગઢના પ્રાંતમાં દેવી થયેલાં છે. તે મુળે ચારણકન્યા હતાં તે એક વખત નવ વરસની ઉમરે એક કુલડી લેઇ તેમાં ખાવાનું કરવાની રમત રમતાં હતાં, ત્યાં આગળ થઇને પોતાના નવલાખ સ્વાર સહીત **નવઘણજી** નિકળ્યા. તેમણે આ દેવી ગણાતાં કન્યા પાસે ભોજન માગ્યું, તે તેમણે આ કુલડીમાંથીજ પુરૂ કર્યું હતું. તેઓ અગીઆર વર્ષની ઉમરે હિમાળો ગળવા ગયાં. તેમની કાઠીઆવાડમાં જ્યાં જ્યાં બેઠાં ઉઠયાં હશે તે સ્થળે મોટી માનતાઓ ચાલે છે. ૪ પૃથવિ. ૫ ચોહાણ. ૬ સીદ્ધરાજ જયસીંહ, ૭ જાદવકુળ ગીરનારી બાદશાહ કહેવાય છે. ૮. કવિ. ૯. ત્રણેય પખને તાર્યા છે.

બીઓમાં છેલ્લુ નામાચરણ વળે છે તે બાઇ ક્યાંનાં છે; એ સંબંધી ખુલાસો માગ્યો. તે વખતે કવિએ રૂપાળીબાના ગુણ વર્ણનનું નિચે પ્રમાણેનું પોતે એક ગીત રચીને ગાઇ બતાવ્યું—

(गीत.)

माहा जाण परवेण करभाण वजमातरी पाण परमाण वाखांण पखता;
मा मेहराण हिंदुवाण भाखे मखे नवेखंड सजरा कीया नखता. १
मगट लेहलूर लज शील ध्रम पारखी भवानी सारखी शतरु भाखे;
आपथी पीरसधराव राखे अंजस भलपरा आप संसार भाखे. २
मुंछ हथ नाखे जदुराण मुंशाळमां राव चहुआण अहंकार राखे;
उमा अवतार रुपकुंवरी तप तेज अत दोयजा समोवड कसो दावो;
अटळ अजवाळ त्रहुवां पख उक्रसे पोरसे टुक गरनार पावो. ३

આ પ્રમાણેનાં उमा अवतार रुपकुंवरीનાં વખાણ સાંભળી તેમજ તે ગાજણાના નાહારસિંહજી ઠાકોરનાં કુંવરી છે એમ જાણી તેમની સાથે લગ્ન કરવાની રાજાજી એ કવિરાજને પોતાની ઇચ્છા જણાવી, જેમના જવાબમાં કવિરાજે કહ્યું કે મહારાજ એ વાત બનવી ઘણીજ અશક્ય છે કારણ કે ગાજણાવાળાઓ કચ્છદેશમાં જાદવકુળ સિવાય બીજી શાખામાં પોતાની કુંવરીઓને પરણાવતા નથી. તેમજ તેમનો ભાયાતવર્ગ પણ જાડેજાઓમાંજ પોતાની દીકરીઓ વરાવે છે કે જે કુળમાં આપ સરકારના વડીલો દીકરી આપતા હતા. આ સાંભળી રાજાજીએ કહ્યું કે આપણા રણવાસમાં મોગરના ઠાકોરનાં કુંવરી છે તેમજ બાપુજી વાઘેલાની બ્હેન પણ છે કે જેઓ ગાજણાવાળાના સગોત્રી થાય છે. એટલે તેમને તમો અહીંથી તહીં જઇને આ વાત સમજાવી જે તે પ્રકારે મારી ઇચ્છા પૂર્ણ થાય એવી ગોઠવણ કરો હું તમને તેના બદલામાં મોટે *હોદ્દે રાખીશ, ને હું થોડે ખર્ચે લગ્ન કરી ગાજણા પક્ષને પણ રાજી કરીશ. આ પ્રમાણેની બેવડી લાલચથી તેમજ ઉત્તમ સ્થાનનો લાભ જોઇ કવિરાજે આ કામ કરવાની હીંમત બીડી. ને આશા આપી તેમની પાસેથી આ સંબંધીનો કોલકરાર એક કાગળ ઉપર લખાવી તેના ઉપર

મોહોર શીકકો કરાવી લીધો. ને તે સાથે રાજાજીના હાથની હિરાની વિંટી નિશાની તરીકે માગી લેઇ કવિરાજ ગાજણે આવ્યા. ને પછી તેમણે યુક્તિપુરઃસર આ સઘળી વાતથી ઠાકોર નાહારસીંહજીને જાણીતા કીધા. પણ પ્રથમ તો તેમણે આ વાતમાં હા ભણી નહીં, પણ જ્યારે કવિએ તેમને પ્રથિરાજજીના ગુણવર્ણન વિષેની પ્રખ્યાત ગઢવિ કવિ માવલજી ગગાભાઈ દેથાની રચેલી નિચેની મિષ્ટ કવિતા ગાઈ બતાવી ત્યારે તેમણે આ કાર્યમાં પોતાની સંમતિ પ્રગટ કરી.—

(સપાખરુ ગીત.)

पंगीक्रता धरासरे अनवेग संगे जंगे पणां
करे गणां डाण बंका करेही सकाज;
वडाही आखरां जाण भाखरां धकावे वीरा
पात्रां ही पवंगां भडां पाळे प्रथिराज. १

करें ग्रंथां तणा अर्थां पाणी पंथाको धराजी
मति ज्ञाझी मंडे बाजी आजीमे अभंग;
समजे भेदरा भारी वेगरा अतीशे शूरा
गणां पुरातरी भडां इखे तणो गंग. २

मगना गंभीर धीर हनुबीर वले पाथ
धीखणां सधीर रेण आतुरी जोधाण;
आसरी जेहाज भारी वेगकारी भीमआस
चातुरी साकरां सुरां राचे ही चुवाण. ३

कीरतीका वंचे जेम रंभा न चे संचेक्रीत
जंपे गीत गजां धडे काजका जहाज;
देव अंशी जसीक पिडाण तसी जुध दाखे
राखे एवा शुर साखे राजाहीधिराज. ४

આ પ્રમાણેના સગુણશાળી જમાત્ર મળવાના યોગથી ઠાકોરે પાછળથી પોતાની પ્રસન્નતા પ્રગટ કરી સંવત્ ૧૯૦૧ માં લગ્ન કરવાનું ઠરાવ્યું, ને તે સંબંધી કુંકુંમ પત્રિકાથી દેવગઢબારીએ જણાવ્યુ. એ

ઉપરથી તેઓએ મહુર્ત ઉપર ડંકા નિશાન સ્વારી સાથે મેનો લેઈ પોતાના ભાઈ મોટાજીને, જાગેશ્વર ગોરને ને અમરતલાલ કારકુનને ગાજણે સમર લેવા માટે મોકલ્યા. તેમની સાથે ગાજણેથી ઠાકોર નાહારસીંહજી, પોતે પોતાના રામસીંગજી, ઇશ્વિરસીંહજી, હરીસંગજી, ભગવાનસંગજી, ને તખતસંગજી એ પાંચે કુંવરો સાથે દેવગઢબારીએ ગયા ને ત્યાં જઈ રાજાજીને યથાવિધી કન્યાદાન આપ્યું. ને પહેરામણી પેટે બે હજાર એક રૂપીયા રોકડા; સોનેરિ સાજ સાથે ઘોડો, એક ઉંટ, બે દાસ, બે દાસીઓ, પચીસ સોના મોહોર, મંડીલ, સેલું, શીરપેચ, દુગદુગી, અને એક ભારે મોતીનો તોરો એટલું રાજાજીને અર્પણ કર્યું, ને તેમના શીરબંદીઓને બસેં પાઘડી સીરપાવની તેમજ હજુરીઆઓને અને બ્રાહ્મણોને દક્ષણાના મળી બીજા બસો રૂપીઆ મોજ આપી, કસુંબો કરી પચાસમણ સાકર વહેંચી. તેથી રાજાજીપોતે અને મેહેમાન આવેલા બીજા સરદારો વગેરે, સર્વે ખુશી થયા. પછી ઠાકોર નાહારસિંહજીએ ગાજણે આવવાની રાજાજી પાસે રજા માગી તે તેમણે નહીઆપતાં એક મહિનો વધુ રેહેવાનો અત્યાગ્રહ કર્યો તેથી તેઓના હુકમ પ્રમાણેની મુદત સુધી ત્યાં રોકાવું પડયું. પછી મુદત પુરી થયે નાહારસીંહજીને રાજાજીએ વિદાયગીરીમાં સારો સીરપાવ આપવા માંડયો, તે નાહારસિંહજીએ નહીં લેતાં કહ્યું કે હિંદુ ધર્મ શાસ્ત્રમાં દીકરીના ઘરનું અનાજ સુદ્ધાં ખાવાનું પણ ના પાડયું છે તો હું આપના તરફથી સીરપાવ કેવી રીતે લેઇ શકું તેનો આપ વિચાર કરી જુઓ. રાજાજી પોતે આ પ્રમાણેના નાહારસિંહજીના જવાબથી અવાચ્ય બની ગયા, તેથી તેમણે ઠાકોર નાહારસિંહજીને પોતાનું વચન આ રીતે નહી તો બીજી રીતે કબુલ રાખવાની ફરજ પાડી, ને તે પેટે તેમના પાટવી કુંવર રાયસિંહજી પાસે, પોતાના ખર્ચે ભવાનજી ચોપદારને છડી સાથે રાખવાને સોંપ્યા. તેમજ ગાજણેથી આવેલા હજુરી નોકરોને પણ ઘટીત પોશાક આપ્યા. તે પછી ઠાકોર નાહારસિંહજી પોતાનાં માણસો સાથે ગઢગાજણે આવવા નીકળ્યા, તેમને રાજાજી, દેવગઢબારીઆને ભીને દરવાજે વાવ છે ત્યાં સુધી વળાવવા માટે આવ્યા, પછી જુદા પડતી વખતે ફરીને રાજાજીએ, ઠાકોર નાહારસીંહજીને કહ્યું કે હવે આપ

અહીંથી વિદાય થાઓ છો માટે તે પ્રસંગે આપે અમને કંઈક વિદાયગીરીમાં આપવું જોઇએ, એ સાંભળી નાહારસિંહજી ઠાકોરે જવાબ આપ્યો કે મહારાજ હવે અમે આપને કન્યાદાન આપ્યું એટલે આપ અમારા માથાના મુરબ્બી બન્યા છો, ને હું તથા મારા આ સર્વે કુંવરો આપના તાબેદાર છઇએ; એટલે હવે આપને અમારી પાસે માગવાનું રહેતું નથી પણ માત્ર હુકમ કરવાનુંજ રહે છે. માટે આપ સુખેથી હુકમ ફરમાવો તે ઉઠાવવાને હમો તૈયાર છઇએ. રાજાજીએ કહ્યું કે જો આ આપનાં વચનો સાચાં હોય તો તમારા આ કુંવર ભગવાનસીંહજીને મારી પાસે રહેવા દેવાનું વચન આપો. કારણ કે મને તેમની ઉપર બહુ પ્રેમ આવે છે તેથી તેમને હું અહીં રાખી તેમની આજીવિકાનો બંદોબસ્ત કરીશ, તેમજ તેમને માટે હવેલી, નોકર, ચાકર વગેરે આપી મારા કંઠના હાર પ્રમાણે રાખીશ. ઠાકોર નાહારસીંહજીએ, રાજાજીનું આ વચન ઘણી ખુશીથી કબુલ રાખ્યું ને ભગવાનનસીંહજીને તેમને સ્વાધિન સોંપ્યા. તેમને રાજાજીએ સારીયા ગામ પરંપરાની જીવિકા માટે આપ્યું, ને વાવડી પાસે તેમને રહેવા માટે એક સુંદર નવી હવેલી બંધાવી આપી ત્યાં રાખ્યા, ત્યારથી તેમનું કુંટુંબ ત્યાં વિસ્તર્યું. આ પ્રમાણે રૂપાળીબાનાં લગ્ન કરી ઠાકોર નાહારસીંહજી ગઢગાજણે આવ્યા તે વખતે આ રાજ્યની સરહદમાંથી ખુશકી માર્ગે જનારા માલનું દાણ લેવાતું હતું તે રીવાજ બંધ કરાવી તે બદલ સરકારે ગાજણા દરબારને અમુક ઉદ્ધડ રકમ ઠરાવી આપી જે રકમ અદ્યાપી પર્યંત બોરસદ કોરટમાંથી તેમને મળ્યે જાય છે. આ પ્રમાણે સચ્ચાઇ અને શાણપણથી રાજ્યની આબાદાનીમાં તથા જનપ્રતિષ્ઠામાં વધારો કરી સંવત્ ૧૯૦૮ ના આસાડ શુદી ૧૫ ને રોજ ચઢતે પહોરે ઠાકોર નાહારસિંહજી કૈલાસવાશી થયા.

**રાયસિંહજી**—સંવત્ ૧૯૦૮ માં તેઓ પિતાજીના દેહોત્સવ પછી ગાદીએ બેઠા. તેમને બ્રીટીશ શેનશાહતના ગૌરવ માટે બહુ સારૂં અભિમાન હતું. તેઓ જ્યારે પ્રાચિન ઇતિહાસમાં વર્ણવાયલા જુલ્મોને યાદ કરતા હતા ત્યારે પોતાને ઇંગ્રેજી રાજ્યની છાયા નિચે મુકાયલા જોઇ પોતાનું અહોભાગ્ય સમજતા, તેમજ એવા સુખશાંતિ ભર્યા ઈશ્વરી

રાજ્યનો અમલ આ દેશમાં મોકલ્યા બદલ તેઓ પરમેશ્વરનો અનંત ઉપકાર માનતા હતા. તેમને સરકારે નં ૫૨૮ તા. ૧૬-૩-૧૮૫૩ માં એટલે સંવત્ ૧૯૦૯ માં કુટુંબમાં અગાઉથી અપાતી આવતી પોલીસ જમીનદારાની સનંદ આપી હતી. સંવત્ ૧૯૧૪ માં જ્યારે આખુ હિંદુસ્તાન નાના સાહેબ તથા તાતિયા ટોપીના જુલમી બળવાથી અશાંત બની ગયું હતું, અને ઠેરેઠેર ત્રાસ ફેલાવી બળવાખોરો તરફથી ન્યાયિ બ્રીટન સરકારની સત્તાને જડ મુળમાંથી ઉખેડી નાંખવાની હીલચાલો વિદ્યુત વેગે અમલમાં મુકાઇ ચુકી હતી, તે વખતે આપણા ધૈર્યપૂર્ણ કંપની સરકાર બહાદુરે પોતાના સ્વર્ગિય તેજના અલૌકિક પ્રભાવથી, દેવો જેમ રાક્ષસોનો એક ક્ષણમાં પરાજય કરી નાંખે છે, તેમ આ દેશનું રૂધિર ચુસનારી એ પીશાચી ટોળીઓનો સ્વલ્પ વારમાં નાશ કરી નાંખી, દુષ્ટોનાં કાવતરાંથી ધગધગી ઉઠેલી ધરતી ઉપર ફરીને પોતાના અમલની અમૃતજળ વૃષ્ટિ કરીને દુનિયાંને પોતાના ન્યાયિ બળનો ને ઈશ્વરી મેહેરબાનીનો અનુપમ મહિમા પ્રત્યક્ષ બતાવી આપ્યો હતો. તે વખતે નામદાર સરકારના જાણવામાં એમ આવ્યું હતું કે આ ગુજરેલા અમાનુષિક કૃત્યમાં મહીકાંઠા ઉપરના કેટલાક કોળી ઠાકોરોએ પણ ા હતો. એ ઉપરથી તેઓ નામદારના નિમેલા એક પ્રતિનિધિએ વેરાવાસદના મુકામે એ સંબંધી કામકાજની તપાસ ચલાવી, અણુધરના પગી કુંવરસંગજીને તોપે બાંધી ઉરાડવાનો, તથા કોટવાળ રઘનાથને તેમજ ખેરડાના ઠાકોર જેસંગબાવાને અને ખેરવાડના ઠાકોર પથીભાઇને દેશનિકાલની સજા કરવાનો હુકમ ફરમાવ્યો હતો. અને તે પછી થોડા વખત બાદ મહીકાંઠા પરની સઘળી ઠકરાતોનાં હથીઆરો લેઇ લેવાનો પણ હુકમ કર્યો હતો. આ ઠરાવની રૂએ બીજી ઠકરાતોની સાથે ગઢગાજણા સ્વસ્થાનનાં હથીઆરો પણ તુરતમાં લેવાયાં હતાં, પણ પાછળથી જ્યારે નામદાર સરકારની ગાજણા ઠાકોરની રાજ્યવફાદારી વિષેની ખાતરી થઈ ત્યારે તેમણે મેહેરબાન ખેડાજીલ્લાના કલેકટર સાહેબની મારફતે, ઠાકોર રાયસિંહજીને એક બેનાળી બંદુક, બે ટોટાદાર બંદુકો, દશ તરવારો અને જમૈયા કટાર પિસ્તોલ વગેરે હથીઆરો પાછાં આપી તે વાપરવાની છુટ સંબંધીનો સરકાર લેખીત

પરવાનો કરી આપ્યો હતો. આ પ્રમાણે ઉપરી રાજ્યના અંતરમાં અને પોતાના રક્ષણ નિચેની પ્રજાના અંતરમાં ઠાકોરે પરમ હિતચિંતકપણાનું ને હેતસ્વીપણાંનું ચિરસ્થાઇ સ્થાન મેળવ્યું હતું. જે બદલ ઘણાક કવિઓએ તેમના ગુણાનુવાદ ગાયેલા છે જેમાંથી ગઢવી રતનભાઇ બાણીદાસ મયા નામના એક ચારણ કવિની સુરસ કવિતાનો નમુનો નિચે આપીએ છીએ—

(गीत.)

दळां डोहिया मेंगळां भाले झपटंन झाले दुजा, दोधारो हमेलें<br>
अरां साले जमदुत;<br>
चोडे भीम गदा भालें ममरो सुद्र संचाले, कोदीओ धकाले<br>
रायांसंग वाळोकुंत. १

लुंथां जुथ वुथां खुंते योद्रो वेरु थळोधां खडखाट मातो जोधो<br>
दुथां सरे खेल;<br>
रोसेलरा पकी वाथां पाथां रोके मंडराजे समरा ब्राजे राणा<br>
हाथे आसोसेल. २

धिंगाणां मचावे धरा अरांपरां माचे ध्रींह बखुटो सांकळां शीरधी<br>
हमे बंबाळ;<br>
बळरंदे यंतो भीह रामजीह छुटोबाण छाकीएल आमां राण<br>
एरहो छडाळ. ३

सीमाडीयां पाडे त्रास ओद्रां नमावे सास, ओसांके आ<br>
आसपाश उबंधां उखंड;<br>
वाहु वथां बकोदरं अंदरं सम्रथं बज्र भरथां नाहरासतंजी<br>
पणो भुडंड. ४

એઓએ પોતે ત્રણ વખત લગ્ન કર્યાં હતાં. તેમાં પ્રથમ માતરના ઠાકોર પ્રથ્વીસિંહજીનાં કુંવરી રામબા, બીજાં ઠકરાણી સ્વસ્થાન ઘોડાસરના ઠાકોર અજબસંગજીનાં કુંવરી બાઈજીબા, ને ત્રીજાં ખેરડાના પરમાર ઠાકોર રાધરસંગજીનાં કુંવરી પ્રતાપબા હતાં. પણ તેમાંથી કોઇને

કુંવર કે કુંવરીની સંતતિ નહોતી. તેમજ તેમનું પોતાનું શરીર દીવસે દીવસ ક્ષય રોગથી લેવાતું જતું હતું. જેથી તેમણે ભવિષ્યમાં પણ પ્રજા થવાની આશા છોડી દેઈ પોતાના કુટુંબમાંનાં એક કુંવરને દત્ત પુત્ર લેઇ ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો. પણ કારભારીઓએ તેમને એવી રીતે બીજાને હાથ ગાદી નહીં સાંપવાની સમજુત કરી, ને તે બદલ રજવાડી ખટપટો પ્રમાણે પુત્ર પેદા કરી લેવાની ગુપ્ત સલાહ આપી. આ સલાહ ઠાકોરને બીલકુલ રૂચી નહીં કારણ કે તેઓ સમજતા હતા કે એવી વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિથી આખા કુળનું ઉચ્છેદન થઇ જાય છે, તેથી તેમણે એવી સલાહ આપનારાઓને શ્રીમદ્ ભગવદ્‌ગિતાના પહેલા અધ્યાયના ચાળીસમા શ્લોકથી ચુંવાળીસમા સુધીના શ્લોકો અર્થ સહીત સમજાવ્યા કે—

कुलक्षये प्रणश्यंति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टेकुलं कृत्स्नमधर्मोभिभवत्युत ॥

દોહરો.

લય પામે કુળ નાશથી, પુરાણ જે કુળધર્મ;
ધર્મ નાશથી કુળ બધે, વ્યાપી જાય અધર્મ.

---

अधर्माभिभवात्कृत्ष्ण प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥

(દોહરો)

અધર્મના જોરે કરી, કુળ સ્ત્રીઓ દોષાય;
કૃષ્ણ દુષ્ટ સ્ત્રીઓ વિષે; સંકર વર્ણજ થાય.

---

संकरो नरकायैव कुलन्घानां कुलस्य च ।
पंतति पितरो ह्येषां लुप्तपिंडोदकक्रियाः ॥

(દોહરો)

કુલઘાતિના વંશને, સંકર નરકર્થેજ;
ક્રિયા લ્પ્ત એના પડે, પિતરો પણ નરકેજ.

---

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंतेजातिधर्माः कुलधर्माश्चशाश्वताः ॥

(દોહરો)

સંકર કારક દોષ જે, કુળઘાતીના એહ;
હુએજ તેથી જાતિકુળ, ધર્મો શાશ્વત જેહ.

उत्सन्न कुल धर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम् ॥

(દોહરો)

કુળધર્મોથી ભ્રષ્ટનો, વાસ નરકમાં સાર;
થાય નિત્ય હરિ એ અમે, સાંભળીએ નિરધાર.

આ પ્રમાણેના ધર્મબોધથી ઉલટાસલાહકારો સૌ અવાચ્ય થઈ ગયા. ને ઠાકોર શ્રીએ, પોતાના સગાભાઇ ઇશ્વિરસિંહજીના કુંવર હિંમતસિંહજી કે જેઓ પોતાનાં માતા બચપણમાં કૈલાસવાસી થયેલાં હોવાથી દેવગઢબારીએ બાસાહેબ રૂપાળીબા પાસે ઉછરતા હતા, તેમને ગાદી લાયક ગણી તેમને, ગાજણે તેડાવવા સંબંધીનો પત્ર દેવગઢબારીઆના રાજાજીસાહેબ ઉપર મોકલ્યો. આથી રાજાજીસાહેબ ઘણા પ્રસન્ન થયા. ને તેમણે તરત હિંમતસીંહજીને માફામાં બેસાડી તેમને અમરસંગ ચોધરી, પ્રભુદાસસ્વાર તથા બે મકરાણી સીપાઇઓ સાથે ગાજણે મોકલી આપ્યા. આ પછી ઠાકોર રાયસિંહજીએ તેમને પોતાની પાસે એક વર્ષ સુધી રાખી પોતાના કુળધર્મનું યથાર્થ અધ્યન કરાવ્યું. ને પછી સંવત્ ૧૯૧૫ના આસાડ વદી. ૧ ને રોજ હિંદુધર્મ શાસ્ત્રની રીત પ્રમાણે માતરવાળાં વડાં ઠકરાણી પક્ષઘાતના રોગથી પિડીત હોવાને લીધે, ઘોડાસરવાળાં ઠકરાણી બાઈજીબા ઉર્ફે સાહેબ રાણીને ખોળે, શુભમહુર્તમાં હિંમતસીંહજીને બેસાડી વિદ્વાન બ્રાહ્મણોને હાથે દત્તવિધાન કરાવ્યું. તથા તે સંબંધીનો સરકારી સ્ટામ્પ ઉપર રૂલરવૈયા મુજબનો દસ્તાવેજ કરી આપ્યો. આ ક્રિયા સર્વે આનંદપૂર્વક પાર પડયા પછી રાત્રીથી ઠાકોર રાયસીંહજીની શારિરિક પ્રકૃતિ છેક લડથડવા લાગી ને બીજેજ દીવસે પ્રાતઃકાળમાં તેઓ પોતાના સઘળા કુટુંબને આશ્વાસન આપતાં સ્વર્ગ લોકોને પામ્યા. આ તેમની દુખદ મરણ તિથીની સ્મૃતિ આપતો સામરખાના સુપ્રસિદ્ધ કવિ બાપુભાઇ બનેસંગ બરસડાનો રચેલો એક સુંદર છપ્પો. નિચે નજર કરીએ છીએ—

(છપ્પો.)

**सवत ओगणी साल, गणा ब्रष पनर गहीजे,**
**असाड विद चत्रदशी, लेखी शुभ महुरत लीजे;**
**उणदिन रायांसंग, आप हथ्थ तिलक सुअप्प्य,**
**कळरुप कुंवर हिंमतेशकुं, थरु अधिकार सु थप्प्य,**
**अणभांत राजदीनो अचल, भुवन शब्द जे जे भयो;**
**तण बाद राण नाहर तणो, गोलोक वास स्वरगे गीयो.**

આ પ્રમાણે ગુજરેલા પ્રસંગ પછી કુંવર હિંમતસીંહજી નાના હોવાથી સઘળા રાજ્ય વહીવટની લગામ બાઈજીબાએ પોતાના હાથમાં લીધી. તેમણે ઠાકોરના ક્રિયા ખરચ ઉપર પોતાનાં સર્વે સગાં વ્હાલાં તેમજ સ્નેહીસંબંધીઓને આમંત્રણ મોકલી તેડાવ્યાં હતાં, તેથી તે ઉપર મોગરના ઠાકોર અંદરસંગજી નારણજી, ભેટાશીના ઠાકોર કેસરીસંગજી, નાપાના ઠાકોર અભેસંગજી તથા ગેમલસંગજી, નાપાડના ઠાકોર બાવાજી ભવાનજી; નાનાબાવા તથા અભેસંગજી, ઘોડાસરના ઠાકોર અભેસંગજી સરદારસંગજી; માતરના ઠાકોર હિંમતસીંહજી પ્રથિસીંહજી, શ્રીગામના ઠાકોર ફતેસંગજી પ્રતાપસંગજી તથા દાદાબાવાસાહેબ, સિંધરોટના ઠાકોર બાવુસાહેબ બાજીભાઈ, ઉમેટાના કારભારી શેઠ પાનાચંદ મકનદાસ, અહિમાના ઠાકોર જીતસંગજી. ભુપતસંગજી, શીહોરાના ઠાકોર નાહારસીંહજી સામંતસંગજી તથા પરતાપસંગજી, ખેરડાના ઠાકોર સરદારસંગજી, એકલબારાના ઠાકોર જેસંગ બાવા બાધરસંગજી, દહેવાણના ઠાકોર ફતેહસંગજી રૂપસંગજી, તથા તેમના પ્રથમના પિતા લક્ષ્મણસંગજી, ઉપરાંત ખાંધાના ઠાકોર સાહેબ, મીયાં ગામના ઠાકોર સાહેબ તથા તેમનું કારભારી મંડળ, અડાસના ગરાશીઆ જીવાભાઈ, અલારસાના મહીડા, પાદરાપિંપળીના ઠાકોર કુંવરસંગ બાપુજી, કઠોલના ભાઇ માવસંગ કશળસંગ, ડબકાના ચુવાણ તથા બારડ, તથા વેડચના ભાઇ સુરમાબાપુને માનસંગ રૂપસંગ વગેરે સદ્ગૃહસ્થો પધાર્યા હતા. તેમજ ભાટચારણ કવિઓ અને દસોંદીઓ સારી સંખ્યામાં હાજર થયા, બાદ સરવણીને દીવસે આ સર્વે આવેલા મેહેમાનો સમક્ષ, મર્હુમ ઠાકોર શ્રી રાયસિંહજીના ઓરમાન ભાઈ હરીસંગજીએ આવીને તકરાર

નાંખી કે ગુજરનાર ઠાકોરનો હું નાનો ભાઇ છું તેથી તેમના પછી વારસ નહીં હોવાને સબબે ગાદી ઉપર મારો હક પહોંચે છે, માટે આજે હીંમતસીંહજીને પાઘડી શીરપાવ નહીં આપતાં મને આપવો જોઇએ. આ તકરાર સામે બા શ્રી બાઇજીબાએ, મર્હુમ ઠાકોરના હાથનો કરેલો દશ રૂપીઆના સ્ટામ્પ ઉપરનો દસ્તાવેજ પોતાના કારભારી કલ્યાણદાસ પ્રભુદાસ મારફતે આવેલા સરદારો આગળ રજુ કરાવી, તે વાંચી બતાવરાવ્યો. તેથી સર્વે સરદારોએ હરીસંગજીને કહ્યું કે સરકારી કાયદાની રૂએ હિંદુ ધર્મશાસ્ત્રના રીવાજ મુજબ દત્તવિધાન કરીને મર્હુમ ઠાકોરે પોતાના વારસદાર હિંમતસીંહજીને ઠરાવેલા છે, જેથી તેમાં હવે અમારાથી કંઈ ફેરફાર થઈ શકે તેમ નથી, તેથી અમો તો આજે હિંમત સીંહજીનેજ પાઘડી શીરપાવ કરીશું. આ પ્રમાણેનો જવાબ સાંભળી સભામાં હરીસંગજીના પક્ષના દેહેવાણના ઠાકોર ફતેહસંગજી રૂપસંગજી, સિંધરોટના ઠાકોર દાજીસાહેબ સરદાર સાહેબ, સાલોલનો બારૈયા વર્ગ, તથા દેહેવાણના ઠાકોરના સગા બનેવી ભેટાશીના ઠાકોર દાદા બાવા દલપતસંગજી બેઠેલા હતા તેમણે ભરાયેલી સરવણીમાંથી જુદા પડીને કહ્યું કે એમ દસ્તાવેજ કરી લેવાથી હરીસંગજીનો હક કાંઈ રદ થઇ શકે નહીં, માટે અમો તો આજનો પાઘડી શીરપાવ હરીસંગજીને આપીશું. એમ કહીને તેમણે બધી સભાના દેખતાં હરીસંગજીને પાઘડી શીરપાવ કર્યો. ને પછી ત્યાંથી વગર જમ્યે તેઓ પોતાને ઘેર ચાલ્યા ગયા. તે દીવસથી વારસહક માટે સરકારમાં તકરાર નોંધાઈ, જે સંબંધી સર્વે હકીકત બોરસદ તાલુકાના મામલતદાર સાહેબે, ખેડા જીલ્લાના કલેકટર સાહેબને જણાવી. તે ઉપરથી તેઓ નામદારે એક જમિદાર અધિકારી નીમી તેની દેખરેખ નીચે, તકરારનો નિવેડો આવે ત્યાં સુધી ગઢગાજણા સ્વસ્થાનના કુલ વહીવટની સુપરત કરી. ને બંને હકદારોને અમદાવાદની જજકોર્ટમાંથી ન્યાયની રૂએ વારસાનું સર્ટિફીકેટ મેળવી લેવાનું ફરમાન કર્યું.

આ વખતે હિંમતસીંહજીની ઉમ્મર ઘણી નાની હતી. ને બા શ્રી બાઇજીબા સાહેબ ઓઝલ પડદે રહેતાં હોવાથી તેઓ બ્હાર નીકળી શકતાં નહીં. તેથી ગામના લોકો મોટે ભાગે હરીસંગજીની તરફેણમાં

થવા લાગ્યા. તેમાં મુખ્યત્વે કરીને થોડા વખત પહેલાં કારભારી થઈ ગયેલો ઠક્કર દયાળજી લાલદાસ. નથુભાઈ, ભાઇબા અનોપસંગ, ઉમેસંગરણછોડજી, પરમાર રૂપશા બાધર, અણંદસંગ.વખતસંગ, દલાભાઇ વખતસંગ, ને સુતાર નરોતમ ભીખા વગેરે હતા. તેઓ હંમેશાં હરીસંગજીને આગળ કરીને જ્યાં ત્યાં ફરતા ને એક સોજીત્રાની ગુણિકા રાખી હતી, તેના નાચની મીજલસ ભરીને પછી ત્યાં હિંમતસીંહજીનું પેટ ભરીને ભુંડું બોલતા હતા. તેમજ ગામના જે જે લોકો હિંમતસીંહજીની તરફેણમાં હોય તેમને હરકોઇ બ્હાને રંજાડવાની યુક્તિયો શોધી કાઢતા હતા. આવા ઉઘાડા ત્રાસથી લોકોમાં તેમને માટે ઘણુંજ ખરાબ બોલાતું હતું. ને જેઓ તેમનાથી દબાતા નહીં તેવા કેટલાકો તો તેમને મોંઢે ચઢીને પણ ઘણી વખત તેમને ચંડાળ ચોકડી માંહેલા કે કપટી કૌરવના કુળના કહીને ધિક્કારતા હતા. આ પ્રમાણેના બંધાયલા વિરોધી ટોળામાં ખરેખરી રીતે તો હરીસંગજી ને ઠક્કર દયાળજી લાલદાસ એ બેજ મોટા અગ્રેસરો હતા. તેમના સંબંધે તે વખતના એક ચારણ કવિએ એક નિચે પ્રમાણેનું જોડકણું જોડી સાક્ષી ભરી છે કેઃ—

( છપ્પો )

ता दीनसें हिमतेश जके खत्रवाट जमायो,
हरीयंद खोरहराम लालच राजही लपटायो;
वंठल एक वणीक दयाळ प्रधान सुदखे,
नमक हरामी नीच राजप्रति द्वेषही रखे,
दाखवे द्वेष कोइ दिन प्रति, खुटल हुवा खुवार युं;
चाळके असव ठोकरे चाडी, पोचाया भव पार युं.

આ વખતે હિંમતસીંહજીના પક્ષમાં મુખ્યત્વે કરીને તેમના મુળપીતા ઇશ્વરસિંહજી, પ્રથમ કારભારૂ ચલાવી ગયેલા બાવાજી ગોરધનજી, અભેસંગજી બાવાજી, પરોત જીભાઇ અંબારામ, પંડયા જીભાઇ પરસોતમ, ગોર ગંગારામ કેશવરામ, પરવતસંગજી પોતે તથા તેમનો પરિવાર, વીરસંગ સદાભાઈ, અમથાભાઇ નારણજી, સિંધા નથુ વસ્તા, સિંધા પથુ વસ્તા, જુના પરાના પથુભાઈ દાદાભાઇ, દાદાભાઈ બાવાજી,

બાવાભાઇ બાવાજી, વજેસંગ રતનસંગ, શાંમભાઈ રૂપસંગ, દીપસંગ માનભાઇ, બેચરબાવા સાહેબસંગ, ઠક્કર રણછોડ દેવરાજ, પિતામ્બર, હરજી જેઠા, ગોપાળ રામજી, નથુ વાઘજી, સારસ્વત બ્રાહ્મણ જોશી જેઠારામ નારણજી, બારૈયા રઘા રામા, બારૈયા નાના રામા, રામા કુવેર, ગલાબ કુવેર, દુધો, જીવો, નારો, અનોપ બાધર, પાઢા ભાઇજી, કલ્યાણ ભાઇજી, પગી હમીર અમરા, અને દાદા અમરા વગેરે હતા. તેમને સામા પક્ષના વિરોધીઓ તરફથી ઘણું ખમવું પડતું હતું. તેમનાં સુનાં ખેતર વખતે તેઓ કાપી નાંખતા કે ઘર સુનું જણાતું તો તેમાં ચોરી કરતા કે છેવટે દેવતા મુકતા. છતાં આ પક્ષનાઓ પોતાની દૃઢ હિંમતથી, ગમે તેવા નુકશાનને નહીં ગણકારતાં પોતાની જીંદગી સુધી એક નેક અને ટેકથી હિંમતસીંહજીનેજ વળગી રહ્યા હતા.

ઉપર પ્રમાણેની સંખ્યાબંધ ઉપાધિઓમાંથી બાશ્રી બાઇજીબાએ મુક્ત થવા ખાતર મેહેરબાન કલેકટર સાહેબના હુકમ પ્રમાણે હિંમતસીંહજીના નામનું વારસા સર્ટિફીકેટ મેળવવા માટે, ખેડાસાના શાહ ગુલાબચંદ ઇશ્વરને પોતાના નામનું કુલ મુખ્તિઆરપત્ર લખી આપી અમદાવાદ જજકોર્ટમાં અરજ આપવા મોકલ્યા, જે ઉપર બંને પક્ષના સાહેદોનો બોરસદ મુનસફ કોર્ટમાં તપાસણી શરૂ થઇ. વાદી તરફથી વકીલ મોતીરામ ને પ્રતિવાદી તરફથી વકીલ નારણરામ હાજર થયા. હિંમતસીંહજીના પક્ષમાં દેવગઢ બારૈયા, ઉદેપૂર, આલી, નાંદોદ, સંજેલી; રાજપૂર, ને લુણાવાડાના રાજાઓની મેજર આવેલી હતી તે, અને સ્વસ્થાન રાજપુર મોગરના ઠાકોર સાહેબ વગેરે જે જે સરદારો સરવણી વખતે હાજર હતા તેમની સાક્ષીઓ મુકાએલી હતી. અને પ્રતિવાદી તરફથી દેહેવાણના ઠાકોર ફતેસંગજી, ભેટાશીના ઠાકોર દાદાબાવા, નાપાના મોટાજી રાજભા, દાદો ચાવડો, ફતેસંગજી ને સાલોલનો બારૈયાવર્ગ કે જેઓ ભરી સરવણીમાંથી જુદા પડયા હતા તેઓની સાક્ષીઓ મુકાએલી હતી. મુનસફ સાહેબ જોરાભાઈ દ્વારકાંદાસે બંને પક્ષના સાક્ષીદારોની જુબાનીઓ લેઇ તે પછી તે સંબંધી પોતાના મત પ્રમાણે દત્તવિધાનની શાસ્ત્રસિદ્ધ મર્યાદાનું વજન, સગા અને ઓરમાન ભાઈના ભેદો તથા ગુજરનાર

ઠાકોરના દસ્તાવેજના મુદ્દાઓ વગેરે બાબતોની રીમાર્કો કરી તે સઘળા કાગળો અમદાવાદની નામદાર જજ સાહેબની કોર્ટમાં મોકલી આપ્યા. તપાસણી વખતે વાદી તરફથી મહુધાના વકીલ દેશાઈભાઈ કાળીદાસ ને હાજર રાખવામાં આવ્યા હતા. તેમણે નામદાર જજ સાહેબને આ કેસ સંબંધે બોરસદના મુનસફ સાહેબે જે જે ટીપ્પણો તથા રિમાર્કો કરેલી હતી તે ખુલાસાવાર સમજાવી, તેથી નામદાર સાહેબે સામા પક્ષકારની તકરાર રદ કરી, હિંમતસીંહજીને વારસા સર્ટિફિકેટ આપ્યું. જે લઇને કુલમુખ્તિયાર ગુલાબચંદ ઇશ્વરે તે મેહરબાન ખેડા જીલ્લાના કલેકટર સાહેબની હજુરમાં રજુ કર્યું, તે ઉપરથી તેઓ સાહેબે ગાજણા સ્વસ્થાન ઉપરથી પોતાની જપ્તી ઉઠાવી લેઇ, સઘળા કારોબારની કુલસત્તા બા શ્રી બાઈજીબા ઉર્ફે રાણી સાહેબને સ્વાધિન કરી. ત્યારથી તેમણે તેનું યથાવત પાલન કર્યું. તેઓએ સંવત્ ૧૯૨૭ માં અને સંવત્ ૧૯૩૧ માં એમ બે વખત, હિંદુઓમાં પુજ્ય ગણાતાં કાશી, ગયાજી, મથુરાં; પ્રયાગરાજ ને જગન્નાથ આદિ સર્વે તીર્થોની જાત્રા કરી હતી, અને તેના ગંગાપૂજનમાં ભારે ખર્ચ કરી બ્રાહ્મણોને સંતુષ્ટ કર્યા હતા. તેમજ ગાજણામાં ગૌતમેશ્વર મહાદેવનું દેવળ ચણાવવામાં તેમણે ત્રણસેં ઉપરાંત રૂપીઆનો ખર્ચ કર્યો હતો. આમ એક બાજુથી તેમણે ધાર્મીક કાર્યો કરી પોતાના જીવનનું સાર્થક કરવા માંડયું હતું, ને બીજી તરફથી જાગીરની સંભાવના કરવા માટે દેવગઢના પ્રસિદ્ધ જોશીને તેડાવી સંવત્ ૧૯૧૮ના વૈશાખ શુદી-૧૨ ઘડી-૧૩-પળ ૧૪ રવિવારે, ૧૮૮૪ સાલીવાહન શાકે, હસ્તઘડી ૧૭ પળ ૨૯ વૃષભ લગ્ને ઘટી ૯ ને ૭ પળ પરે સિદ્ધિ યોગે, બાલવકરણે, પંચાંગશુદ્ધિ મેશસંક્રાંતિ ગતો શા. ૨૯ તે દીને સૂર્ય ઉદ્યાત ઘટી ૪ પળ અગીઆરના સુમુહુર્તે અપૂર્વ ઠાઠમાઠથી, દેવગઢ બારીયાના કારકુન મોતિલાલ, કાકા ભગવાનસંગજી, પુરોહિત મહાશંકરભાઈ, ઘોડાસર સ્વસ્થાનના કુંવર અભેસંગજી. ઉમેટા સ્વસ્થાનના કારભારી સાહેબ, શ્રીગામના ઠાકોર સાહેબ અને એકલબારાના ઠાકોર સાહેબ સમક્ષ મહારાણા હિંમતસીંહજીને રાજ્યાભિષેકની માંગલિક ક્રિયા કરવામાં આવી તે વખતે તેમની લગ્ન કુંડળી નિચે પ્રમાણે હતી:—




રાજ્યાભિષેક વખતે શીરપાવમાં દેવગઢબારીયાના રાજ્ય તરફથી એક ઘોડો અને શેલુપાઘડી, ઘોડાસરના ઠાકોર તરફથી એક ઘોડો અને શેલુપાઘડી, ઉમેટાના કારભારી તરફથી શેલુપાઘડી, એકલબારાના ઠાકોર તરફથી પાઘડી, શ્રીગામના ઠાકોર તરફથી શેલુપાઘડી અને ગાજણાના લુવાણાઓના પંચ તરફથી ચોળો કરાવ્યો હતો. દરબાર વખતે પાન સોપારી તથા સાકર એલચી વહેંચાઇ હતી. અને વાલુવડના પ્રસિદ્ધ ચારણ કવિઓએ અનુપમ કવિતાઓ રચી સમારંભને આનંદમાં ગરકાવ કરી દીધો હતો. તે પ્રસંગની ગઢવી કવિ માવલજી ગગાભાઇ દેથાની રચેલી કવિતા આ નિચે નમુના દાખલ આપીએ છીએઃ—

( सपाखरु. )

गाढो आजरे समैये कळी फरंगाणे कीयो घेर,
वडा राव्र राणा सरे चुकी ग्या रवाज;
वंदा खेल अेण टाणे गजां ठेल चुके बया,
असा क्षतं खेल राणे ग्रह्या चंत्र आज. १

मोहणी नागेन्द्र वेण मृघानेण चंद्रमुखी,
गेहणी गजेन्द्र गती चंद्रकळा घ्रण;
डगे इंद्र चंद्र देखी कोकदी जोगेन्द्र डगे,
डगे नै नरेन्द्र कदी हिंदवा दीवाण. २

घेंघुवे फोजरी छटा मेहरी ज्युं बणी घटा,
हुक्कळे हे थटा शुर जुवे थटा हुरः
झुटे वीर खाग झटा नारदं खेखटा,

**जुए क्षात्र घटा बीच दाखे खेत्रवटा शुर. ३**
**रजे वेद वाकरणं चीत्र गांन धांन रजे,**
**पाकडे कबांन तरी संगीतं पढेल;**
**वैद वाजी गीत नृतं नाटकं ज्योतिष बंकी,**
**अठे खटं विद्या बंकी सोलंकी आंठेल. ४**
**अेंण वेळा रायांनंद मोंजरा समंद्र ओपे,**
**सोहंड सुभट्टा मेळा उधोळा समाज;**
**थावे दहुं वेळा भेळा रंगरा झकोळा थावे,**
**मोंजरा हिलोळा आवे खतरीआंरी माज. ५**
**मनोजे सोहंड ब्राजा हिंदवाणा तणी माझा,**
**घाघरटं भीम साजा, समाजा गणेश;**
**इयण सधारे काजा चारे खेल ग्रह्या आजा,**
**तपो दीह घणा जाझा राजा हिंमतेश. ६**

આ સઘળો અદ્દભૂત રાજ્યરોહણ પ્રસંગ, ને કવિઓના થતા સત્કારથી કવિતા દ્વારા ફેલાતી કીર્તિ હરીસંગજી તથા તેમના પક્ષવાળાઓ તરફથી દેખી ખમાઈ નહીં તેથી તેમને સંસ્કૃત સાહિત્યકારો કહે છે કેઃ—

**निर्विषेणापि सर्पेण कर्तव्या महती फणा ।**
**विषमस्तु न चाप्यस्तु फटाटोपो भयंकरः ॥**

(દોહરો.)

છતાં ન વિષ ફુફવાટતા, સર્પથી સૌ ક્ષોભાય;
ફટાટોપથી એ રીતે, ડાહ્યા પણ ડર ખાય.

“જેમ વિષ વગરનો સર્પ, પોતાનામાં વિષ નહીં હોવા છતાં પણ ફેણ ચઢાવે છે ત્યારે તેના એ ફટાટોપ–ખોટા ડોળથી સમજુ માણસો પણ ડર ખાઈ જાય છે’ તેમ ખોટા ડોળથી ડરાવવા ખાતર તેમણે આ પ્રસંગે તાલુકા ફોજદાર ઉપર સુલેહભંગની એક અરજી મોકલી હૃદયની બળતરાને બુઝાવી. અરજી મળવાથી બોરસદ તાલુકાના ફોજદાર સાહેબ, માજીષ્ટ્રેટ સાહેબ પાસેથી ચોકસ હુકમ મેળવી ગાજણે

આવ્યા. ને તેમણે હરીસંગજીની તથા તેમની પાસેની ચંડાળ ચોકડી-ની શીખવણીથી વગર સમજણે હિંમતસીંહજીના પક્ષ તરફ આવેલા મેહેમાનોને હુકમ બતાવી તાલુકે મામલતદાર સાહેબ આગળ રજુ કર્યા. ફોજદારની આ પ્રમાણેની ગેરવર્ત્તણુકથી મામલતદાર સાહેબે તેમને ઘણા ધિક્કાર્યા, ને કહ્યું કે તમે હુકમનો ઉલટો ઉપયોગ કરી શાંત રીતે પોતાનું કાર્ય કરનારાઓને પકડી આણ્યા છે, તેથી હું તેમને સરવેને નિર્દોષ ગણી છોડી મુકું છું. એ પ્રમાણેના હુકમથી પકડાઈ તાલુકે ગયેલા રાજવંશી પરોણાઓ આનંદપૂર્વક ફરીને ગાજણે આવ્યા, ને બે દીવસ રહી પછી પોતપોતાને સ્વસ્થાને સિધાવ્યા. આ પ્રમાણે એ દુર્જન મંડળીએ પોતાનાથી બન્યું તેટલું કર્યું છતાં છેવટે તો "સત્ય હોય ત્યાં જય વસે, અસત્યથી અળપાય; સાચે રાચે રામજી, કુદરતનો એ ન્યાય." પુરવાર થયું.

બીજી તરફથી માગતા વાળાઓએ પણ હરીસંગજીની શીખવ-ણીથી પોતાનો નીતિ ધર્મ છોડી દીધો હતો. તેનાં બે દૃષ્ટાંત આ સ્થળે હું લખવાં યોગ્ય ગણું છું. અગાઉ સંવત્ ૧૮૮૩-૮૪ માં જ્યારે આ સ્ટેટને, મહીસાગરમાંના નિકળેલા ભાઠા સંબંધે વાલુવડના પટેલો સામે કોરટે ચઢવું પડ્યું હતું ત્યારે નડીઆદના શેઠ ભાઇજી રામદાસ, બારોટ રણછોડજી ઘેમલસંગ, બારોટ જેઠા લાલજી, શેઠ શામળ શીવલાલ, શેઠ દ્વારકાંદાસ નંદલાલ, તથા *ગામ નારના બારોટ શીવા-ભાઇ ભગવાનજી, દલુભાઇ ભગતસંત, ને બનેસંગ ભાઇજી વગેરેનું કેટ-લુંક વ્યાજુકુ દેવું હતું. તેમને હરીસંગજીએ કહ્યું કે અહીં સેન્ટલમેંટ ખાતુ દાખલ થશે તો તમારૂ લેણું ફોક થશે એમ ભંભેરીને પોત-પોતાની લેણી રકમો વસુલ કરવાની દરખાસ્તો બજાવરાવીયો. તેથી તેમનું દેવું ચુકવવા માટે ઠાકોર હિંમતસીંહજીનાં વાલી બાશ્રી બાઇજી બા ઉર્ફે સાહેબરાણીએ, ગીરો જમીનવાળાઓ પાસેથી જમીન ઉપર ચઢાવાના રૂપીઆ લેઈ તે રૂપીઆ હરાજીની મુદતને દીવસે બોરસદ કોર્ટમાં વસુલ ભર્યા. પણ લુચ્ચા વાણીઆએ તે દીવસની મુદતના હરા-

---

* આ લોકો હરીસંગના ઉશ્કેરવા છતાં પણ પોતાના મનનો કાબુ ખોઇ બેઠા નહોતા, તેથી તેમણે દરખાસ્તો બજાવી નહોતી.

જીના હુકમનામામાં જમે નહીં કરતાં આવતી મુદતની હરાજીના હુકમ નામામાં જમે ભરી આપ્યા, ને પછી તે દીવસે સાયંકાળે ગાજણે આવીને સાઠ વિઘાં જમીનની લીલામી કરી લીધી. તેથી તેમની સામે મુનસફ કોર્ટમાં દાવો કર્યો પણ મુનસફ સાહેબ નડીઆદના વતની હોવાથી તેમણે સ્વવતનીની પક્ષ તાણી અરજદારની અરજ કાઢી નાંખી, થયેલી હરાજી કાયદાસરની ગણી કાયમ રાખી. જેથી તે હુકમની નકલો લઇ આ સ્ટેટને ખેડા ડીસ્ટ્રીક જજ સાહેબની કોર્ટમાં અપીલ માટે જવું પડયું. પાછળથી પંચ મારફતે ફેંસલો કરવાનું બોરસદના મુનસફે કહેવરાવ્યાથી છેવટે તેની રૂએ નિવેડો લાવી, જમીન હરાજ રાખનાર બારોટ રણછોડજી ગેમલસંગને રૂ. ૫૦૦) આપી, તેની પાસેથી તે જમીન ઉપરનો મળેલો હક રદ કર્યા સંબંધીનો દસ્તાવેજ લખાવી લેવો પડયો. આ પ્રમાણે ખોડી બીલાડી અપશુકનમાંથી ન જાય તેમ આખરે તો હરીસંગજીના સાથીઓ, ઠાકોર હિંમતસીંહજીને ખર્ચમાં ઉતારી ચુકયા છતાં નિસ્તેજજ રહ્યા, ને લેણદારોને પોતાની ઉતાવળને માટે પાછળથી ગંભીર પસ્તાવો થયો.

બીજુ દૃષ્ટાંત એ બન્યું કે જંત્રાલના વાંટાનું કુવાવાળું દશ વિઘાંનું ભાગોળીઉં ખેતર સદરહુ ગામના પટેલ ગરબડ નરોતમ તથા બાવાજી નરોતમને ત્યાં ગીરો મુકેલું હતું, તે ઉપર નડીઆદના બારોટ રણછોડજી ગેમલસંગના દીકરા દામોદરે, પોતાના લેણાના ત્રણસેં રૂપીઆનું હુકમનામું કરાવીને ટાંચ મારી, તેથી તેમનું દેણું પતાવવા માટે બાઇજીબા તરફથી ગીરેદારો પાસેથી ત્રણસેં ચાળીસ રૂપીઆની વધારાની રકમ લેઇ તેમને દસ્તાવેજ કરી આપવાનો ઠરાવ થયો. પણ રોકડા રૂપીઆ નહીં હોવાથી તે પટેલો વતી બારોટે પોતે રૂપીઆ કબુલી લીધા, તેથી તેમને દસ્તાવેજ કરી આપ્યો. બારોટને એ રીતે તેના માગતાનો જવાબ દીધો એટલે હવે કોરટમાં મુદત ઉપર જવાની જરૂર નથી એમ સમજીને બાઈજીબાનો મુખ્તિઆર મુદત ઉપર બોરસદ ગયો નહીં. એટલે બારોટભાઇને પોતાના બારે કોઠને સ્વછંદે ફડફડાવવાની આ ઉમદા તક હાથ લાગી. તેણે મળેલા રૂપીયાની કોરટમાં વસુલ પહોંચ નહીં આપતાં, મુદતની સાંજે નાજરને જંત્રાલ લેઇ જઈ વગર હરાજી

બોલાવ્યે, ગીરેદાર પાસેથી વધારાનો અવેજ લેઇ સદરહુ જમીન તેને નામે હરાજીમાં દાખલ કરાવી આપી. આ કામ બહુ છુપી રીતે કરવામાં આવ્યું. પણ હરાજીમાં વધારે લખેલા દશ રૂપીઆ વસુલ કરવાને કોરટ તરફથી જ્યારે સમન્સ નિકળ્યો, ત્યારે આ વાતની સર્વેને ખબર પડી. તેથી તે સંબંધી બાઇજીબાના મુખ્તિઆરે ગીરેદારોને ખુલાસો પુછયો, ત્યારે મલીન હૃદયના બાવાજીએ શાહુપણાનો ઢોંગી પીછોડો ઓઢી ઠાવકે મોંઢે એવો જવાબ આપ્યો કે તમો બારોટના રૂપીયા ચુકવશો એટલે હું તમારી આ જમીન તમારે સ્વાધિન કરી દઇશ. માત્ર ખેતર ઉપર કોઈ હરાજી લાવે નહીં તે ખાતરજ મુદત ઉપર હાજર રહીને હરાજીમાં મેં મારૂં નામ દાખલ કરાવ્યું છે. આ વખતે આ જમીન ઉપર વીરસદના અમીન લાલજી વિઠ્ઠલભાઇ, અને શામળ વિઠ્ઠલભાઇ ગીરોહકે રૂ. ૫૦૦૦) આપવાને તૈયાર હતા; પણ થોડી રકમમાં મુકેલી જમીન ઝટ છોડાવી શકાય એવી આશાથી તે રૂપીઆ લીધા નહોતા. તેમ બીજી તરફથી મનુષ્યોનાં આચરણ જોયા સિવાય તેમના ઉપર વિશ્વાસ મુકવામાં આવ્યો હતો, તેથી જુજ રકમમાંજ તે જમીન પાટીદારોના હાથમાં રહી. પાછળથી પાટીદાર બાવાજી, દલીલ સહીત સમજાવે છે તે વાત ખરી છે કે નહીં તેની ખાતરી સારૂ મુખ્તિઆર તરફથી તે જમીન રાણા હિંમતસીંહજીને નામે દાખલ કરાવવાને ખેડાના મેહેરબાન કલેકટર સાહેબને અરજ કરવામાં આવી હતી, પણ વિશ્વાસઘાતી પટેલ બાવાજીએ, ઠાકોર સાથેના કરેલા મોંઢાના ઠરાર પ્રમાણેનો જવાબ લખાવ્યો નહીં; તેથી તે જમીન તેની માલીકીની ઠરી. આવા અધર્મો પ્રત્યે તિરસ્કાર દૃષ્ટિએ એક સાહિત્યકાર કહે છે કેઃ—

मन्यते पातकं कृत्वा न कश्चिद्वेत्ति मामिति ।
तदेव वेत्ति भूतात्मा यश्चैषांतरपूरुषः ॥

( દોહરો. )

ગુપ્ત પાપ કરી જન કદી, જગમાં શાહુ જણાય;
પણ પ્રભુ આગળ ના કદી, છુપવ્યે તેહ છુપાય.

"તેઓ પાપ કરીને અમને કોઇ જાણતું નથી એમ સમજે છે

પણ જાણતા નથી કે સર્વ ભૂતના આત્મારૂપ અંતર્યામિ ઇશ્વરથી એ વાત કદી પણ અજાણી રહેતી નથી.” એમ જાણતા હોવા છતાં આ લોકના ક્ષુદ્ર લાભને ખાતર તેઓ અનંતકાળનો નર્કવાસ વેઠી, મનુષ્ય જીવનના મળેલા અમુલ્ય પ્રસંગનું લ્હાણું એળે ગુમાવી નાંખે છે. પણ ભવિષ્યની જીંદગીનો વિચાર કરતા નથી એ તેઓને માટે ઘણુંજ ધિક્કાર ભરેલું અને નિંદનિય વર્ત્તન કહી શકાય.

સંવત્ ૧૯૨૦ માં ભાદરવાના રાણા જાલમભાઇ જોરાભાઈનાં બેનનું સગપણ કરવા માટે, ભાદરવાનાં બા સાહેબ સાહેબારાણીની, ગઢગાજણે બાશ્રી બાઇજીબા ઉપર ભલામણ આવી. તે વિવાહ વિના–આનાકાનીએ બાશ્રી બાઇજીબાએ કબુલ રાખ્યો તેથી ઠાકોર હિંમતસીંહજીને એ વાતની સંપૂર્ણ અનિચ્છા છતાં, વડીલબાશ્રીની આજ્ઞાને લીધે માન્ય રાખવી પડી. આ વખતના હિંમતસીંહજીના બાલ્યકાળમાં કારભારી ગુલાબચંદ ઇશ્વરે, આ ઠકરાતનાં કોર્ટોમાં ચાલતાં કામકાજની તરફેણમાં સારી સેવા બજાવી હતી, તે બદલ બાશ્રી બાઇજીબાએ તેમને દશ વિઘાં જમીન ઇનામ પેટે આપી, તે બાબતનો કાયદેસરનો દસ્તાવેજ કરી આપ્યો હતો. છતાં એટલાથી સંતોષ નહીં થતાં બાઇજીબાને વારંવાર સમજાવી તથા આજુબાજુનાં માણસો દ્વારા કહેવરાવી, તેણે પોતાના માગતા ચોદસો રૂપીઆ પેટે વડેચ ગામનો વાંટો લખાવી લેવાની હા પડાવી. આ વાત ઠાકોર હિંમતસીંહજીને રૂચી નહી છતાં વડીલની આજ્ઞા નહીં ઉલંઘાયાને લીધે તેમણે આ ગીરો ખત સંબંધીનો સરકારી દસ્તાવેજ પણ કરી આપ્યો. આ પ્રસંગમાં એક વખત એમ બન્યું કે ઠાકોર હિંમતસીંહજીને ગુલાબચંદ બંને જણા સોગટાંબાજી રમતા હતા. તેમાં ગુલાબચંદનાં બધાં સોગટાં પાકી ગયાં હતાં. માત્ર એકજ સોગટી કાચી હતી, તે પણ છેલ્લી વખતે જો પડેલા દાણામાંથી પો ખાઈ જાય તો સોગટી પાકી જાય એમ હતું; તેથી ગુલાબચંદ પો ખાઈ જઇને સોગટી પકવવા ગયો, તેથી હિંમતસીંહજીએ તેને સોગટી ખડી કરવાનું કહ્યું. પણ ગુલાબચંદે એ વાત માની નહીં ને હું જીત્યો હું જીત્યો કહીને ચાલવા માંડયું. તેથી હિંમતસીંહજીએ તેને પગ પકડીને બેસાડવા માંડયો. એટલે

લાગલોજ તે તો રડતો રડતો બા સાહેબ પાસે ફરીયાદ ગયો, ને ત્યાં જઇ તેણુ પોતાને માર્યાની વાત કરી, તેથી હિંમતસીંહજીને બા સાહેબ તરફથી ઘણો ઠપકો મળ્યો. આ પ્રમાણુ એક પછી એક કારણો બનતાં જવાથી બંનેના મનમાં જુદાઇના અંકુરો ઉત્પન્ન થવા માંડયા.

એક વખત ચોમાસામાં હિંમતસીંહજી, હેતબાઇ ગોરાણીના ધંધુકાવાળા ભાણેજ નાગરભાઇ તથા સીપાઇ કાલુમીયાં સાથે ઘોડીઓ લેઇને તળાવમાં નવરાવા ગયા; ત્યાં ઉપર બેશીને ઘોડીને તરાવતાં લગામ તણાયાથી ઘોડી ઉભી થઇ ગઈ ને તેથી હિંમતસીંહજી પાણીમાં પડી ગયા. પણ તેમના હાથમાં લગામ પકડાઇ રહેલી હતી તેથી, તે ડુબી નહી જતાં ઘોડી સાથે સાથે તણાવા લાગ્યા. આ બનાવ તળાવને કાંઠે બાજરૂ જવા માટે આવેલા ઠક્કર કાનજી રણછોડે જોયો, તેથી તેણુ એકદમ દોડી આવી પાણીમાંથી ઘોડી સહિત હિંમતસીંહજીને બહાર કાઢયા. આ વખતે હિંમતસીંહજીની આંખોમાં પીળાશ આવી ગઇ હતી ને શરીરમાં નાકૌવતી દાખલ થઇ ચુકી હતી, છતાં તે હિંમતથી ઘોડી ઉપર ચઢી ઘેર આવવા નિકળ્યા ને પોતાના સોબતીઓને આ વાત કોઇને નહીં કહેવા માટે પંચપીરના સોગંદ દીધા; તેથી સોબતીઓમાંના કોઇએ આ વાત આવીને ગામમાં કરી નહીં. પણ રસ્તે ચાલ્યા આવતા કોઇકે આ હકીકત જોયેલી તેથી તેણુ તે વાત હરીસંગજી આગળ કહી, ને કહ્યું કે તમારા શત્રુને કાનજી ઠક્કરે આજ મરતો બચાવ્યો. આ વાત સાંભળીને હરીસંગજીના હૃદયમાં ઝાળ ઉઠી, ને તેમણુ તરત જઇને કાનજી ઠક્કરને ના કહેવાની લાખો ગાળો ભાંડી મારવા માંડયો. તેથી તે ધમાચકડીથી હકીકત તુરત બાઇજીબાને કાને આવી પહોંચી; ને તેમણુ તે સંબંધીની પુછપરછ કરી પછીથી ફરી હિંમતસીંહજીને તળાવ ઉપર નહીં જવા દેવાનો પાકો બંદોબસ્ત કર્યો.

શાસ્ત્રકારો કહે છે કેઃ—

**अभियुक्तं बलवता दुर्बलं हीनसाधनम् ।**
**हृतस्वं कामिनं चोरमाविशंति प्रजागराः ॥**

(હરીગીત છંદ.)

બળીઆ તણા વેરી અને, સાધન વિનાના દુર્બળા,
ધન હરણ થયેલા ધનિકને, લલનાતણા લંપટ ભલા;
વળી પર ધને તન પોષવા, જે ચિત્ત હરનિશ ચ્હાય છે,
ઉજાગરામાં એમની, જીંદગી બધી આ જાય છે.

"બળીઆ સાથે વેર કરનારને, સાધન વગરના દુર્બળને, ધન-હરણ થઇ ગએલા મનુષ્યને, પર સ્ત્રી લંપટને, અને ચોરવાની વૃત્તિ-વાળાને હમેશ ઉજાગરા થયા કરે છે." તેમ હરીસંગજીને પણ હિંમતસીંહજીની ચઢતી જોઇને રાત્રી દીવસ ઉજાગરા થવા માંડયા. તેથી તેમણે કારભારી દયાળજી લાલદાસ સાથે મળીને જુના પરાના રહેનાર પાડસંગ માવસંગને ઇનામ તરીકે બાર વીઘાં જમીન ને સાતસેં રૂપીઆ રોકડા આપવા ઠરીને તેને, ઠાકોર હિંમતસીંહજીને ઠાર મારવા માટે ઉભો કર્યો. પ્રથમતો પાડસંગે દરબારમાં થોડા દી-વસ આવજાવ કરી, ને પછી હિંમતસીંહજી મેડી ઉપર સુવે છે એ વાત સમજી લેઈ, તે મેડીમાંથી બહાર નિકળે તેવાજ ઠાર કરવા એવી આશાએ, મેડી નિચે હાલ જ્યાં ઘોડીનો સામાન મુકાય છે તે કોટડીમાં, પુહેલાં અંબાજી માતાની પૂજા હતી, તેનું એક બારણું મેડીવાળી પરસાળમાં ને બીજું બારણું ઉગમણા વાડામાં પ-ડતું હોવાથી તેની સાંકળ ઉઘાડી તેમાં તે ખુબ દારૂ પીઇને, તથા દયાળજીએ તરતની સીકલ કરાવી આણી આપેલી તરવાર હતી તે લઇને, રોળી કોળી વખતે ભરાઇ પેઠો. પણ તેમાં તે ફતેહમંદ થયો નહીં પણ ઉલટું ધર્મશાસ્ત્ર જેમ કહે છે કેઃ—

यान्ति न्यायप्रवृत्तस्य तिर्यञ्चोऽपि सहायताम् ।
अपन्थानं तु गच्छन्तं सोदरोऽपि विमुञ्चति ॥

(દોહરો.)

સંચરતાં સન્માર્ગમાં, પશુપક્ષિ દે સાહ્ય;
સગો ભાઈપણ સોડથી, અન્યાયે દુર થાય.

"ન્યાયને રસ્તે ચાલનારા પુરૂષને પશુ પક્ષાદિયો પણ મદદ કરવાને

તત્પર રહે છે અને અન્યાયને રસ્તે ડગલાં ભરનારને તેના સગા ભાઇ હોય છે તે પણ અલગ મુકી દે છે." તેમ તેની પણ બાબતમાં બન્યું. તે એવી રીતે કે આ કોટડી નજીકની પરસાળમાં રૂપસંગ કરીને એક ઘરડો ચાકર સુઇ રહેતો હતો. તેને આ કોટડી ઉઘડતી વખતે તેની ખડખડતી સાંકળનો જરા અવાજ કાને પડયો; તેથી તેણે જાણ્યું કે ઓરડી ઉઘાડી રહી ગયેલી હોવાથી માંહે કુતરૂ પેશીગયું હશે, માટે લાવ તેને હાંકીકાઢું, એમ વિચારીને તે કોટડી પાસે આવીને જોવા લાગ્યો તો તેને માંહેની સાંકળ વાસેલી હોવાથી કોઇ હરામખોર પેશી બેઠાનો શક ગયો. તેથી તેણે આસ્તેથી તેની ઉપરની સાંકળ ચઢાવી દીધી. ને પછી ચોર છે ચોર છે એમ કહીને મોટેથી બુમ મારી. તે વખતે ચકલામાં ઘુમરડીઆ રમતા હતા તેથી ત્યાં ઘણાલોકો જોવા માટે ભેગા મળેલા હતા તે સઘળા આ બુમ સાંભળીને તરત દરબારમાં દોડી આવ્યા, ને પછી ઓરડીને ચારે બાજુથી ઘેરી, કોટડીનાં કમાડ ઉતરાવી નંખાવી માંહે જોયું, તો તેમાં ઉઘાડી તરવાર લેઇને પાડસંગને ઉભો રહેલો જોયો. તેને સઘળાએ મળીને તરવાર નહીં મુકી દે તો ઠાર મારવાની ધમકી આપી, તેથી તેણે સામે ભરાઇ ઉભેલા ઘણા માણસોને જોઇને તરવાર નિચે મુકી દીધી, ને ઇંચાર્જ મુખીએ તેને પકડી કેદ કર્યો તથા તે સંબંધીનો તાલુકે રીપોર્ટ કર્યો. જેથી ફોજદાર ગઢગાજણે આવ્યા. તેમની રૂબરૂ તપાસમાં પુછતાં પાડસંગે, દયાળજી ઠક્કરના કહેવાથી, તથા તેમણે મને આ ડબકા ગામના સરાણીઆ પાસેથી ઉતારાવી મંગાવેલી તરવારથી મારે, હિંમતસીંહજીનું ખુન કરવાનો ઇરાદો હતો એમ સ્પષ્ટ કબુલ કર્યું. તેથી ફોજદારે આ કેશ ખુન કરવાની કોશેશ અને ધારણાનો ચાર્જ મુકીને ગુનેગારને તરવાર સહીત મેહેરબાન આસિસ્ટંટ કલેકટર તરવર સાહેબ પાસે કમીટ કર્યો. પણ તરવાર સીકલ કરનારાઓ ગાયકવાડી રાજ્યના હોવાથી તેમને સમન્સ ઘણા મોડા પહોંચ્યા, તેથી ત્રણમાસ સુધી કેશ લંબાઇ છેવટે વીણા હાથજને મુકામે કેશ ચાલ્યો. તેમાં દયાળજી ઠક્કરને નુકશાન કરે એવું કેશનું રૂપ જોઇને, તે વખતે વીણામાં દયાળજી ઠક્કરનો સાળો રહેતો હતો તેણે ખરચ બદલના ત્રણસેં રૂપીઆ હિંમતસીં-

હજીને આપવાના કરીને કેશને ચુંથી નંખાવવાનો ઠરાવ કર્યો. પણ તેમાં ગુલાબચંદ કારભારીને કંઈ આપવાનું ઠર્યું નહીં, તેથી તેણે હીંમતસીંહજીને કહ્યું કે ઠાકોર સાહેબ આ કેશની માંડવાળ કરશો નહી. આપનું માથુ કાપી નાંખ્યું હોત તો પછી એ રૂપીઆ આપણને શુ કામ લાગવાના હતા, માટે હવે તો કોરટની રાહે જે થાય તે ખરૂં, એમ કહીને એક તરફથી ઠાકોરને ઉશ્કેર્યા, ને બીજી તરફથી દયાળજી ઠક્કરના સાળા પાસેથી ઠરાવેલા ત્રણસેં રૂપીઆ લાંચ પેટે લેઇને સરાણીઆઓ પાસેથી, દયાળજી ઠક્કરે તલવાર સીકલ કરાવ્યા સંબંધીનો જે કાગળ હતો તે લેઇને ફાડી નાંખ્યો. તેથી સરાણીઆઓ પોતાની જુબાનીના પુરાવામાં કાગળ રજુ કરી શકયા નહીં. જેથી સાહેબે પ્રત્યક્ષ પુરાવાના અભાવે આ કેશ નાસાબીત ગણીને છોડી મુકયો. આવી રીતે શત્રુ વર્ગ તરફથી અને પોતાના લુચ્ચા અંગત કારભારીઓ તરફથી ઠાકોર હિંમતસિંહજીને બાલ્યકાળમાં ઘણું શોષવું પડયું હતું, પણ પોતાની નિર્મળ નીતિ અને ધાર્મિક શ્રદ્ધાથી તેઓ એવાં અનેક વિઘ્નોને તરીને ભવિષ્યમાં તેમણે ગઢગાજણાના રાજ્ય સિંહાસનને, શુદના ચંદ્રમાના વૃદ્ધિ પામતા અમૃત વર્ષણી તેજની માફક સકળકળા સંપૂર્ણ શોભાવી દીધું છે. તેમજ નામદાર બ્રીટીશ સરકારે પણ તેમની રાજ્ય ચલાવવાની અનુપમ યોગ્યતા જોઇ આસિસ્ટંટ કલેકટર મી. સ્ટુવર્ડ સાહેબદ્વારા સંવત ૧૯૧૯ માં તેમને પોલીસ જમીનદારના હોદ્દા ઉપરાંત સને ૧૮૬૧ ના પચીસમા આકટની બાવીસમી કલમ પ્રમાણે, સેકંડકલાસ માજીસ્ટ્રેટનો પાવર બક્ષી, નામદાર બ્રીટીશ સરકારની તેમના ઉપરની નિગેહબાની સાબીત કરી બતાવી છે. એમના હાલના ધર્મરાજ્યનું વર્ણન, જેઠીદાન બાપુજી વસ્સડા નામના સામરખાના એક ચારણ કવિએ પોતાની મધુર વાણીમાં નિચે પ્રમાણે વર્ણવ્યું છે:—

( कवित छंद. )

पाइ प्रभुताइ जनकाहु महलाते रची,<br>
काहु धनसंग्रहको यत्न निरधार्यो है;<br>
काहु सत्संबंधी निज कुटुंब कबिलाकोसु,<br>
कीनो सुहीत तामे वडपन विचार्यो है;

काहु निज नात जात पुत्र परिवारज्युंको,
स्वारथ सुधार्यो तामे धर्म सत्य धार्यो है.
पर्म पद पाइ हिंमतेश महाराणाज्युंको,
कीनो परमार्थ पर स्वारथ सुधार्यो है.
भानको महान जोलुं मंडल जहान मध्य,
मंडल महान जोलूं अमृत निधानको,
जोलुंहि रहावे ज्योति मंडल अखंड चंद;
जोलुंहि सुमेरु चंड मंडल जहानको;
बिधीना विधान जोलुं संमत पुरानबेद,
जोलुंही रहावे ग्यान ध्यान सुमहानको;
जेष्ट युं भनंत तोलुं हिंमत महेन्द्र ज्युंको,
ध्रुवलो बिराजो एही राज्य सुखदानको.
सागर सतोगुण के जाहिर जहान मध्य,
परमकृपाळ गुनग्राहक सुजान हो,
काव्यकळा मायकसु पुरन प्रतापवंत;
धरम मर्याद वर सागर समान हो,
अरिनके दंडन त्युं मंडन महितलके;
खंडन अधर्म तम सोलंककुल भानहो,
जेष्टकवि धन्य धन्य भूप हिंमतेश आज;
लायक सकळ बात, सुक्रत निधान हो.

આ પ્રમાણે તેમની અનેક કવિતાઓમાં ગવાતી અનુકરણિય રાજ્યનીતિનાં સર્વોપરી ગાન સાંભળવાને પરમાત્મા તેમને દિર્ઘાયુષી કરે, તથા તેમના કુલાવતંસ પાટવી કુંવર શ્રી મેહેરામણસીંહજી સાહેબના તથા કુંવરશ્રી ગોપાળસીંહજી સાહેબના હૃદયમાં પિતૃધર્મ સમુદાય સ્થિત કરી તેમની વંશવેલી અવિચળ કરે એવી શુભેચ્છાઓ સહીત વિરમીએ છીએ.

# પાંચમા પ્રકરણમાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

દુધાજી નાના
(સં. ૧૪૮૦ માં નાપાની ગાદીએ દેવ થયા.)



નહારસિંહજી

રાયસીંહજી ઇશ્વરસંગજી હરીસંગજી ભગવાનસંગજી તખતસંગજી

(સં.૧૯૦૧ સારીઆગામે રહ્યા) !

**હિંમતસીંહજી** ચંદરસંગજી ભીમસંગ છતરસંગ

(રાણા રાયસીંહજીના દત્ત થઇ ગાદી ઉપર બેઠા) (હ) (હ)

હઠીસંગજી પરતાપસંગજી

(હ) (હ)

મેહેરામણસીંહજી લાલજી ગોપાળસીંહજી

(પાટવીકુંવર) !

(આ વંશવૃક્ષમાંના ભાયાતવર્ગનું પેઢીનામુ આ પછી વર્ણવેલું છે તે જોવું.)

---

અદાજી

(રાણા પહેલા અખેરાજજીના આઠમા કુંવરનો પરિવાર.)

માંડણજી દુધાજી

!

સતાજી સવૈજી

!

અતબળજી ભાઇબા કેસરજી ગોદડજી તાંતીજી

! 

વીરાજી ગુલાબસંગ બાધરસંગ કરારજી

! 

રતનસંગ દોલતસંગ મોટાજી

ધુળાજી મોકમ અનોપસંગ દાજીભાઇ

! 

માધોજી બીમજી સોમાભાઇ માવસંગ

(હ) ગેમલસંગ

(હ)

દલપતસંગજી નરેરસંગજી અદેસંગજી નહારસંગજી

- દલપતસંગજી
  - પાઢસંગ — ૦
  - સબળાજી
    - દાદાજી
      - સાહેબસંગ
        - ખેચરબાવા
          - બાવાજી
            - શીવસંગ (હ)
            - સદુજી (હ)
            - કેસરીસંગજી — ૦
          - મોહનબાવા
            - સાહેબસંગ (હ)
      - પથુભાઇ
  - દુધાજી
- નરેરસંગજી
  - કુવેરજી
  - મોકમજી
    - હમીરસંગ
      - બાધરજી
      - જેસાજી
      - ઉમેદજી
      - સરદારજી
      - પરબતજી
    - પરતાપસંગ
      - વજેસંગ
        - ખોડભાઇ
      - જીતસંગ
        - જેસંગજી
        - બાધરજી
    - અભેસંગ
    - કેસરીસંગ
      - રાજભા
      - બદુજી
  - વખતસંગ
- અદેસંગજી
- નહારસંગજી
  - તખતસંગ
  - જેસંગજી
  - અમરસંગ







( આ સિવાયના ભાયાત વર્ગનું વિશેષ વંશવૃક્ષ આ પછીનાં પૃષ્ઠોમાં જોવાથી મળી શકશે. )


દુધાજી
(દલપતસંગજીના ત્રીજા દીકરાનો પરિવાર)
ભાઇબા
જીભાઇ
જેતસંગ
ભગુજી
જગાજી
સુરસંગ
બાજી
(હ)
કાભાઇ
નારભાઇ
દેવોજી
રામસંગ
અભેસંગ
(હ)
અદેસંગજી
(અતબળજીના ત્રીજા દિકરાનો પરિવાર)
કલ્યાણજી
ભગવાનજી
જોરાભાઇ
જાલમજી
બાપુજી
તેજાજી
કેસરજી
(સતાજીના ત્રીજા દિકરાનો પરિવાર)
દુલજી
જેઠીભાઇ
માનભાઇ
ગુમાનસંગ
રતનસંગ
કેશરસંગ
રૂપસંગ
દીપસંગ
વજેસંગ
ગજાભાઇ
સોમભાઇ
પ્રભાત
છીતોજી
બાવાજી
માધસંવગ
ભાઇબા
(હ)
(હ)
ગુમાનસંગ
(દુલજીના ત્રીજા દીકરાનો પરિવાર)
બલુજી
કુવેરસંગ
મહોબતસંગ
પરબતસંગ
(હ)
મુળજી
માવજી
રાયસંગ
(હ)
(હ)
(હ)
વશરામજી
(રાણા અખેરાજજી પહેલાના અગીઆરમા કુંવરનો પરિવાર)
કરશનજી
નારણજી
વીરમજી
ધીંગાજી
વીરજી
ગુમાનસંગ
મેલાજી
ખેંગારજી
રણછોડજી
અભેસંગ
ઉમેદસંગ
રૂપસંગ
સુરસંગ
અમરજી
નાગજી
ગમીરસંગ
જીતાજી
બેચરજી
પ્રભાત
(હ)
(હ)
(હ)
દેવોજી
અભેસંગ




નારણજી
(વશરામજીના બીજા દીકરાનો પરિવાર)

સારંગજી

બાપુજી

ભીખાજી — કાનભાઇ — બાવાજી
અનોપજી
જગમાલજી
વજેસંગજી
જેતસંગજી

માનસંગ
નારસંગ
ભાવસંગજી

અભેસંગ — કાળોજી (હ)
સવજી
કરારજી

ખુમાનસંગ
ગુમાનસંગ — ગલાજી
સોમાજી
પહાડજી

જગોજી
રૂપસંગ (હ)

દાજીભાઇ — લખમણ — જેસંગ — હીમતસંગ
બાજીભાઇ — રામસંગ — અમરસંગ (હ)
મનભાઇ — અંદરસંગ
પરતાપસંગ
વખતસંગજી

મોકમ
ભીમસંગ (હ)
ગેમલસગ
માધવસંગ (હ)
ભુપત (હ)

( વિશેષ વંશવિસ્તાર હવે પછીનાં પૃષ્ટોમાં છે. )

**સગરામજી**
(રાણા અખેરાજજી પહેલાના ચોથા કુંવરનો પરિવાર)

- જેમલજી
  - માનજી
    - રૂપસંગ
      - જીતસંગ
        - સદુભાઇ
          - જોરાભાઇ
    - ગજાજી ૦
  - અજાજી
    - રામસંગ
      - ભગતસંગ
        - ઇંદ્રભા
          - હરીભાઇ
            - અદેસંગ ૦
            - દાજીભાઇ ૦
            - પરભાત ૦
          - સોમભાઇ ૦
      - લાખોજી
        - ભીમજી
          - રામભાઇ
            - સેજાભાઇ
              - કેસરજી
                - પરતાપસંગ (હ)
                - મહીજી (હ)
                - માનાજી (જતા રહ્યા)
                - જેઠાજી (હ)
              - સજાણજી
                - ભીખાજી (હ)
            - કાભાઇ
              - નારણજી
                - ફુલજી ૦
            - ખુમાનસંગ
              - કુવેરસંગ
                - કલ્યાણસંગ (હ)
              - હિંમતસંગ
                - તખતસંગ (હ)
                - પરભાતસંગ (હ)
        - જીભાઇ ૦

**શેષમલજી**
(રાણા મોટા ગોરધનજીના ચોથા કુંવરનો પરિવાર)

- વખતાજી
- જીતાજી
  - ઉદેસંગ
    - દોલતસંગ
      - માવસંગ ૦
    - ગંભીરસંગ
      - નથુજી ૦
      - એચરજી
        - ગુમાનસંગજી
          - જેઠીસંગ
          - અદાજી
        - જીતસંગજી ૦
      - ભગવાનજી ૦
      - દુલજી ૦
- ભોજજી ૦
- ગુમાનસંગજી
  - સેશાજી

**નાનાજી**
(રાણા મોટા ગોરધનજીના પાંચમા કુંવરનો પરિવાર)

- હઠીસંગજી
  - સુજાજી
    - બાવાજી
      - કાભાઇ
        - નહારસંગજી ૦
        - રતનસંગ ૦
        - સાહેબસંગ
          - માધોજી ૦
        - વજેસંગ ૦


સેશાજી
આંદરજી નારણજી રૂપસંગ
સોમભાઇ અમથાભાઇ
મોહનસંગ
(હ)
માધવજી ભીમજી દલપતસંગ
(હ)
ભીમજી
(રાણા અખેરાજજી બીજાના, બીજા કુંવરનો પરિવાર)
ગુલાબસંગ ચાંદાજી
મુગલજી જેઠીજી
જીજીભાઇ
(રાણા બીજા અખેરાજજીના ત્રીજા કુંવરનો પરિવાર)
ભાંખરજી
વખતસંગજી જગાભાઇ
નથુભાઇ વજુભાઇ
અમથાભાઇ
(હ)
હીંમતસીંહજી
(રાણા નાના ગોરધનજીના બીજા કુંવરનો પરિવાર)
એચરબાવા ગુલાબસંગ દલપતસંગ
અદેસંગ પરભાતસંગ કાળુભા હમીરબાવા
બાધરસંગ માધવસંગ જીતસંગ
મહીજી કેસરજી
મીઠાજી
(રાણા મોટા ગોરધનજીના છઠ્ઠા કુંવરનો પરિવાર)
પાડસંગજી
દાદોજી
અદોજી એચરજી
કાળોજી ભગાજી
મહીજી (હ)
(હ)
અજબસંગજી
(રાણા બીજા અખેરાજજીના ચોથા કુંવરનો પરિવાર)
નહારસંગજી
રતનસંગજી ભાઇબા
માવસંગ કુવરસંગ
ગુમાનસંગ
બાવાજી
(રાણા નાના ગોરધનજીના ત્રીજા કુંવરનો પરિવાર)
અભેસંગ પરબતસંગ ગેમલસંગ
મુળજી માધવસંગ
એચરસંગ
ભુપતસંગ કલ્યાણસંગ (હ)
પરતાપસંગ
(હ)
અંદરસંગ મુળસંગ કેસરીસંગ હમીરજી
(માતર રહેછે)
શીવસંગ
(હ)




હરીસંગજી
(રાણા નહારસંગજીના ત્રીજાકુંવરનો પરિવાર)




( छप्पो. )

न्यायधर्म नृपनीत परमगुन सबविधि लायक,<br>
परम धीर गंभीर सतत रैयत सुखदायक;<br>
सकल दुष्टजनदमन विमळनृपति निज मंडन,<br>
चलन सुपथनिरधार कुपथ पाखंडहि खंडन,<br>
प्रतिदीन हि भूप महिडांपति प्रणित जनहि संकट हरन;<br>
कहे जेष्ट धन्य हिंमत नृपति परहीत परमारथ करन.

ઇતિશ્રી સોલંકીવંશની ગોધરા શાખાના ઇતિહાસનું<br>
પંચમ પ્રકરણ સમાપ્ત.

## પ્રકરણ ૬ ઠું.




### વાલુવડ શાખા.

અ ગાઉ ચોથા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ સ્વસ્થાન નાપાના **મોટાજી, જોધાજી, સોમાજી** ને **અજાજી** નામે ચાર કુંવરો હતા તેમાંના પાટવી કુંવર **મોટાજી** જ્યારે નાપાની ગાદીએ બેઠા તે વખતે ત્રીજા કુંવર **સોમાજી** ને વાલુવડ, અરડી, ધુંટેલી, નરસંડા, બામણોલી, દંતેલી, ઢુંડાકુવા, ગામડી, જીડવુંપરૂં, કસારી, દંતાલી, ભાદરણુ,[1] વેરા, *કાવિઠા, સુણાવ, બાંધણી, દેદરડા, લાંભવેલ, કરોળી,

---

૧ વાસદ પાસે છે તે. * આ વખતે કાવિઠાને કૃષ્ણપુર પણ કહેતા, ને તે પૂર્વે પશ્ચિમ ધામોટતળાવથી પિપટપુરા, ને ઉત્તર દક્ષીણ વડેકદેવીથી સુગરી માતા સુધીના વિસ્તર્ણ વિસ્તારમાં હતું. તે સંવત્ ૧૫૧૩ માં વાલુવડના મહીડારાણા સારંગજીયે પોતાના સાળા ગેંદાલજીને સાળાકટારીમાં આપ્યું હતું. તેની કામાંધતા ને બીજા અનાચારોથી વસ્તી ત્રાસ પામીને ઘણી ભાગી ગઇ. તે વખતે એટલે લગભગ સંવત્ ૧૫૩૮ ના આરસામાં પિંપળાતાના કુશળજી પંડ્યો કાશીથી કર્મકાંડિ બનીને પાછા વળતાં ત્યાં આવ્યા. તેમણે પિડાતી પ્રજાની પ્રાર્થનાથી યજ્ઞદ્વારા વિધુતપ્રભા નામની દેવી ઉત્પન્ન કરી ગેંદાલજીનો નાશ કર્યો. તે યજ્ઞસ્થાનને લોકો ગેંદાલગડબ્યાનો ટેકરો કરીને કહેતા. તે જગ્યા ઉપર પાછળથી સંવત્ ૧૮૩૪ માં અહલ્યાદેવી પોતાના પતિ પાછળ સતી થયાં તેથી તે ઉપર તેમના પુત્ર બચાબા પંડિતે અહલ્યેશ્વર મહાદેવની સ્થાપના કરી ત્યારથી તે દેવળને લોકો સતીના દેહેરાના નામે ઓળખે છે. ગેંદાલજીના નાશના સમાચાર વાલુવડ પહોંચ્યા તેથી રાજકુંવર જયમલજી કાવિઠે આવ્યા ને તેમણે વર્ષાસન બાંધી આપી કુશળજીને પ્રસન્ન કર્યા. ત્યારથી પિંપળાતા પંડયાનું કુટુંબ કાવિઠામાં અધવારે વસ્યું ને દેવ તરીકે ઓળખાયું. પાછળથી માનમહીડો મરાતાં વર્ષાસન લુપ્ત થયું, ને પિંપ- ળાતિયા જગુમહીડે પરલોક વાસ કર્યો ત્યારથી વલવદેવ પંડયાનું મન પિંપળા- તેથી ઉંચું થયું તેથી તેઓ ત્યાંના અધવારાનો ત્યાગ કરી અખંડ કાવિઠામાં વસ્યા. આ સુપ્રસિદ્ધ વંશનો ઇતિહાસ આ સ્થાને સુચનમાત્રથીજ વિરમે છે, વંશવૃક્ષ સામેલ છે. વિશેષ જાણવાની ઇચ્છાવાળાઓને એજ પ્રાતઃસ્મરણિય પૂર્વજોનો વંશજ (આ ગ્રંથ લેખક) ભવિષ્યમાં વિશેષ વિવરણથી તૃપ્ત કરવાની આશા આપે છે.

આશી, કઠોડા, ખાંધલી, કુંજરાવને આણુંદ અડધું એ પ્રમાણે સાડી-ચોવીસ ગામની જાગીર જીવાઈ પેટે મળી તે લેઈ તેમણે મહિડા-રાણાનાં સઘળાં રાજચિન્હ ધારણ કરી સંવત્ ૧૪૮૦ માં પોતાની ગાદી વાલુવડ (વાલવોડ) માં સ્થાપી.

**સોમાજી**—એમનો પ્રથમનો થોડો વખત મકાનો વગેરે બાંધ-વાની વ્યવસ્થા કરવામાં ગયો. ત્યારબાદ તેમણે રાજયવ્યવસ્થાના ઉપાયો હાથમાં લીધા. તે વખતે હાલની પેઠે દરેક ઠકરાતનું દીવાની ફોજ-દારીખાતું વડીસરકારના હાથમાં નહોતું, તેથી તેવાં સઘળાં ખાતાંનું એક સરખું કામ રાજસત્તા ધારણ કરી બેઠેલા રાજાજીનેજ ઉથલાવવું પડતું હતું. માત્ર ઠરાવ પ્રમાણેની જમાબંધી ભરી, આવેલા લશ્કરને ખુશી કરે એટલે પછી તે પોતાની પ્રજા ઉપર ગમે તેવો જુલમ ગુજારતો હોય છતાં કોઈ તેને પુછતું કે છંછેડતું નહીં. આવી સ્વતંત્રતાના વખતમાં પણ હિંદુરાજાઓએ પ્રજાના હૃદયમાં જે પ્રભૂત્વ મેળવ્યું છે તે સઘળો પ્રતાપ તેમના સલાહદાતા પુરોહિતોનો છે. કારણકે તેઓ બ્રાહ્મણો હોવાથી હમેશાં સાદી અને સાચીજ સંમતિ પ્રગટ કરતા હતા. એ પ્રમાણેના કુળપરંપરાના રવૈયાને માન આપી ચાલનાર ઠાકોર સોમાજીએ પણ પોતાની પ્રજાનાં દરેક જાતનાં દુઃખોનો નાશ કરવા તરફ લક્ષ આપી અબાલવૃદ્ધના મુખમાંથી પોતાની રાજ્ય કારકિર્દી માટે વાહ્વા બોલાવી હતી. તેમને **સારંગજી, ભીમજી, સતાજી** ને **જેસંગજી** નામે ચાર કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર **સારંગજી** ને ગાદી સોંપી, રાજ્યકારકીર્દીના પચીસમે વરસે સોમાજી દેવ થયા.

**સારંગજી**----સંવત્ ૧૫૦૫ માં ગાદીએ બેઠા. તે વખતે **સતાજી** ને ગામ ગામડી તથા કસારી, **ભીમજી** ને ગામ દંતેલી, ને **જેસંગજી** ને ગામ સુણાવ જીવાઈ બદલ આપવામાં આવ્યાં તે લઈ તેઓ પોતાના કુટુંબ સહીત ત્યાં રહેવા ગયા, ત્યારથી તેમની શાખા ત્યાં ફેલાઇ. ઠાકોર **સારંગજી** ને સારા મદદનીશો મળી ગયેલા હોવાથી તેઓ રાજ્ય ખટ્પટનો મોટો ભાગ ઉપાડી લેતા હતા તેથી ઠાકો-રને તે વિષે લાંબી પંચાતમાં ઉતરવું પડતું નહીં. તેઓ ઘણા પ્રભુ ભક્ત અને સત્યવક્તા હતા. તેમને **જેમલજી** નામે એક કુંવર હતો

તેને રાજ્ય ગાદી સોંપી સંવત્ ૧૫૪૫ ના આરસામાં તેઓ દેવ થયા.

**જેમલજી**—તેઓ એક વીરલ યોદ્ધા તરીકે ગણાયા છે. તેમને જન્મથી તરવારના પટા ખેલવાનો બહુજ શોખ હતો. તેમજ દરેક જાતના હથીઆરની વપરાશનું તેમનામાં કુદરતી જ્ઞાન હતું. તેમને લુણાવાડાના રાજા **ભાણજી** સાથે ઘણી સારી મીત્રતા હતી. એક વખતે એ બંનો મિત્રો મળ્યા, ત્યારે તે વખતે ઠાકોર જેમલજીએ, ભાણજી સાહેબને ઘણા દીલગીરીમાં જોયા; તેથી તેનું કારણ પુછતાં તેમણે જણાવ્યું કે મારે કુંભારાણા સાથે વેર છે તે વળે નહીં ત્યાં સુધી મારૂં જીવ્યું સફળ થાય નહીં. આ વાત સાંભળી ઠાકોર જેમલજીએ એજ પળે દાંતાના કુંભારાણા ઉપર ચઢાઈ કરી, તેને ઓચિંતો ઠાર કર્યો. ને તેનું માથું રતોવાઇ કાપી લાવી ભાણજીના હાથમાં મુકયું. એવા તે મિત્ર હિતચિંતક હતા. તેમને **માનજી, સોમાજી** ને **મેહેરજી** નામે ત્રણ કુંવરો હતા તેમાંના પાટવી કુંવર **માનજી** ને ગાદી સોંપી તેઓ દેવ થયા.

**માનજી**—સંવત્ ૧૫૬૫ ના આરસામાં તેઓ ગાદીએ આવ્યા. તેમને બાંધકામ ઉપર ઘણી પ્રીતિ હતી. હાલમાં તળાવ ઉપર જે મહાદેવનું દેરૂ તથા મોટો કુવો તથા દરવાજો છે તે આ ઠાકોરના વખતનાં બંધાવેલાં કહેવાય છે- એમના વખતમાં મોરવાડ અને ભુજ તરફથી કેટલાક ચારણો ભુખમરાને લીધે વાલુવડમાં આવ્યા તેમને માનજી ઠાકોરે ઘર તથા જમીન વગેરે આપી, જુદુ માનપરૂ વાસી તેમાં સન્માનપૂર્વક વસાવ્યા. આ પ્રસંગનું એક પ્રાચિન ચારણ કવિત નિચે પ્રમાણે લોકોમાં બોલાય છે.

(છપ્પો.)

मुरघर छोड मलक, आव सोघर बंध आशा,
चारण नेह सुचाव, बसे वाळोवड वासा;
महीडो राज महीप, [1]दणी [2]ग्रह आश्रय दीधो,
चावो नाम जगचार, कळां जश अमर कीधो;

---

૧. પૃથવિ. ૨. રહેવાનાં ઘર.

**अणाभत सब्बे चारण अठे, करत अनंद सकाजही;**
**जशवास पास बाढयो जबर, रजवट सोळंकी राजही.**

ત્યાર બાદ તેમણે એક સારો રાજબુરજ ચણાવ્યો હતો. જેનું ખંડેર હજી વાલુવડમાં સાક્ષીભૂત છે તે ઉપર પરદેશી રાજ્યપરોણાઓનું આતિથ્ય થતું હતું. ત્યાં એક વખતે ઇડરના રાજ્યકુમાર [૩]કલ્યાણમલજી, માનજી ઠાકોરના ભાણેજ હોવાથી આવી ઉતર્યા, તેઓ જન્મથી ઇશ્કી અને રમતિઆળ હતા તેથી તેઓ આખો દીવસ અહીયાં પોતાના એક હજુરી ભાટ સાથે રમત ગમત કરતા હતા. એ આરસામાં એક દીવસે લાખાજી ચારણની દીકરી જેતબાઇ એ બુરજ આગળ થઇને પાણી ભરવા નિકળ્યાં, તે કલ્યાણમલજી ભાણાની દૃષ્ટે પડયાં. મુળે આ બાઇનું સ્વરૂપ એટલું બધું સુંદર હતું કે સ્ત્રીઓ સ્ત્રીઓમાં પણ તેમના રૂપની અદેખાઇ ચાલતી હતી. એવા દૈવી તેજ ગમ ખેંચાતાં કલ્યાણમલજીના હૃદયમાં તેમના માટે દુર્વાન્છના પ્રગટ થઇ. આ સઘળી વાત પાસે બેઠેલો હજુરી બારોટ સમજી ગયો તેથી તેણે કલ્યાણમલજીને રાજી કરવા માટે તેમની દુર્વાન્છનામાં ઉશ્કેરણી કરીને કહ્યું કે મહારાજ એક ચારણની દીકરીને પરમેશ્વરે શું નુર આપ્યું છે; ખરેખર મારા ધારવા પ્રમાણે તો આ બાઈ એક ચારણનું ઘર માંડવા યોગ્ય નથી; પણ ખાસ આપના જેવા રાજવંશીના રણવાસને શોભાવા યોગ્ય છે. આ સાંભળી કલ્યાણમલજીએ તેને કહ્યું કે આપણે તો ઘણાએ એને ચાહીએ છીએ, પણ તે આપણી વાત કેમ કબુલ રાખે ? બારોટે કહ્યું કે મહારાજ ખાતરીથી માનજો કે જે સ્ત્રીઓ રૂપાળી હોય છે તે ઇશિકી પણ હોય છે, તેથી આપ તેના તરફ કંઇ ચીજ ફેંકી જુઓ એટલે તે આપના તરફ જોઇ પોતાનો પ્રેમ પ્રગટ કરશેજ. અમુલ્ય સરખી રાજકુંવરની દૃષ્ટિએ દેખાતી બારોટની સલાહનો તેમણે તરત ઉપયોગ કરી, પોતે કેરી ચુસતા હતા તેનો ગોટલો કાઢી જેતબાઇ તરફ ફેંકયો, તે જઇને બાઈની પુઠ ઉપર વાગ્યો. આથી જેતબાઇએ પાછુ વાળીને જોયું તો ખરૂં પણ આજુબાજુમાં કોઇ જણાયું નહીં, માત્ર

---

૩. કહેવાય છે કે આ બનાવના પ્રસંગે કલ્યાણમલજીની ઉમ્મર લગભગ ૧૮-૧૯ વર્ષની હતી.

રાજ્યબુરજ ઉપર ભાણુસાહેબ કલ્યાણમલજીને બેઠેલા જોયા તેથી જેતબાઇએ જાણ્યું કે રાજયવંશીકુંવર કંઈ આવું અટકચાળું કરે નહીં પણ તેમનાથી અણજાણતાં ફેંકાએલો ગોટલો મને આવી વાગ્યો છે એમ સમજી તે પાણી ભરવા ગયાં. પણ ત્યાંથી પાછાં ફરતાં ફરીને પાછાં જેતબાઇ જ્યારે રાજયબુરજ આગળ આવ્યાં ત્યારે કલ્યાણમલજીએ તેમની મુખમુદ્રાપર કોઈ જાતનો ક્રોધ જોયો નહીં; તેથી તેમણે મનમાં માન્યું કે આ બાઇને મારી સાથે પ્રેમ જોડવાની ખુશી જણાય છે એમ સમજી ફરીને તેમણે એક ઇંટનો નાનો ટુકડો લેઇ તે જેતબાઇના બેડા ઉપર નાંખ્યો. તેથી જેતબાઇના માથા ઉપરના માટીના ઘડામાં ઝીણો છેદ પડયો ને તેમાંથી ઝરઝર પાણી વહેવા માંડયું. આ પ્રમાણેના ઉપરાચાપરીના આ બન્નો પ્રસંગોથી જેતબાઇના હૃદયમાં મહાન ક્રોધ ઉત્પન્ન થયો; તેથી તેમણે શાપ દેતાં કહ્યું કે—*ઓ દુરાચારણી રાજ્યકુમાર તેં જો કંઇ કુડમાં આમ કીધું હોય તો મારા બેડામાંથી જેમ પાણી ગળે છે તેમ તારા મસ્તકમાંથી બંને નેત્રો નિકળી પડજો. આ શાપ થતાની સાથેજ કલ્યામલજીની બંને આંખો નીકળી પૃથ્વિ ઉપર પડી; જેથી હસવાના સ્થાનક ઉપર એકદમ કમકમાટનું વાવાદળ છવાઇ ગયું. હજુરી બારોટ અને મીયાંએ દોડાદોડ કરી આ હકીકત ઠાકોર માનજીને જણાવી, ને તેથી તેઓ પણ બેબાકળા બની જઈ ત્યાં આવ્યા ને બનેલા બનાવ માટે અપૂર્વ આક્રંદ કરવા લાગ્યા. કારણકે પોતે કુંવરના મોશાળપક્ષના હોવાથી પોતાને માથે આ બાબતની ભારે કાળીટીલી ગણાશે એમ માન્યું. પછી તેમણે આ બનાવ બનવાનું અથ ઇતિ કારણ સમજી લેઇ જાણ્યું કે જેતબાઇને છેડવાથી

* આ પ્રસંગ સંવત્ ૧૫૮૭ ના પાંચમને શનીવારને રોજ બન્યાનું એક પ્રાચિન કાવ્યમાળાના આ દોહામાં જણાય છે. "સંવત પંદર સતાસીઓ, થાવર પંચમવાર; જેતલ જમહર જો ચઢે, (તો) ભોરંગ ન ઝીલે ભાર." વળી આ શાપ દીધો ત્યારે જેતબાઇએ ઇંટને, ભાટને, ને આંબાને પણ શાપ આપેલો છે.

(ગાહા)

"वाळूचड थानक वंचाया, सो घर परठी मुळ सवाया,
इंट भाट अरू अंब उडाया, मेहडु कुळ प्रगटी महामाया."

આ દશા આવી છે તેથી તેમણે તરત હુકમ કરી સઘળા ચારણોને ભેગા કરાવ્યા ને પછી તેમને કહ્યું કે તમને મેં અહીં આશ્રય આપી રાખ્યા તેના બદલામાં તમારા તરફથી મને મારા જમાત્રપક્ષનું જીવિતપર્યંતનું આ ભાણુભાઇને મરાયાનું મેણું માથે રહી જાય એ વાત ઘણી બુરી થાય છે માટે તમો સરવે મળી જેતબાઈને સમજાવી કરીને ગમે તે રીતે આ અમારા ભાણુભાઈની આંખો હતી તેવી કરાવી આપો, નહીં તો પછી હું પણ એક ક્ષત્રી છું તેથી મરતા સુધી આ વેર ભૂલીશ નહીં, એ ખાતરીથી સમજજો. માનજી ઠાકોરના આ કહેણથી ચારણો ઘણા ગભરાયા ને તેમણે જેતબાઈ પાસે અનેક રીતે કરગરી શાપનું નિવારણ કરવા વિનંતી કરી; પણ જેતબાઇએ કોઇ રીતે માન્યું નહીં ને વધારામાં કહ્યું કે તમો કોઇ ગભરાશો નહીં; માનજી ઠાકોર પોતે પોતાના ભાણેજનો વાંક જાણવા છતાં જો તમારા ઉપર જુલમ ગુજારવાનું કહે છે તો જાઓ એનું રાજ્ય પણ નાશ પામશે. આ પ્રમાણેનો બીજો શાપ સાંભળી ચારણો ગભરાયા ને તેમણે જેતબાઇને કરજોડીને કહ્યું કે માનજી ઠાકોરનું રાજ્ય જશે તો પછી અમારી શી દશા થશે? ત્યારે જેતબાઈએ કહ્યું કે તમારાં સો ઘર છે તેમાંથી એકે વધશે નહીં તેમ એક ઘટશે નહીં એ મારૂં વચન છે. આ પ્રસંગનો એક સોરઠો નિચે પ્રમાણે હજી લોકોમાં બોલાય છે—

> " ते पाताळे परठिया, सो घर मुळ हठा;
> जेती जायना, वचन तारां विसरी. "

આ પ્રમાણે જેતબાઇએ ક્રોધી બની કોઈ રીતે શાપનું નિવારણ કર્યું નહીં તેથી આંખો નિકળી પડયાના દરદે પિડાતા *કમધજ કલ્યાણમલજી મરણ પામ્યા. આ બનેલા પ્રસંગના સાક્ષીભૂત જેશાદેથા નામના વાલુવડના એક પ્રખ્યાત ચારણકવિના રચેલા ત્રણ છપ્પા, તેમના અપ્ર-

---

* કમધજ એટલે રાઠોડ. આ પ્રસંગનો એક સોરઠો નિચે પ્રમાણે બોલાય છે—

> ते कमधजनी काढियुं, बाइ आंख्युं बे;
> कडवी मीट करे, जोवा पाखे जेतबाइ.

સિદ્ધ કાવ્યગ્રંથમાંથી ચુંટી સ્મરણ માટે આપીએ છીએ—

( છપ્પો. )

दाखां नवलख देव, चारु कळ प्रगटे चारण,
मारु धराथी प्रथम, काळ पडते कोय कारण;
नेह सातसो नकी, वाळोवड गाम वसाया,
महीडे राखी मान, गुणीजन सरस गवाया.
गावीया सजश रहिया गुणी, खट सो पाछा खेलीया;
सोघरां रही अविचळ सही, मानव पाछा मेलीया. १

भूप तणो भाणेज, कलांण राठोड कहावे,
मीयां भाट लै महोल, अंबफळ बरद युं लावे;
जळ भरवा जुगतंब, तेयां निकळे जेताइ,
बोल्यो भाट बचंन वेहदरुप त्रिया वताइ.
वताइ ग्लोल गोळी वडे, गोळो मार्यो गोधलो;
कमीट जोइ कमधज कहुं, आंखे थाजे आंधळो. २

अधतप सुणे अभंग, भठयो चारण पें भूपत,
ताकुं काढुं तेल, लहुंछुं सो घर लुंटत;
महीडो बोल्यो मान, एटले देवी आखे.
करमान न अहंकार, सोय घर सुरज साख्ये.
सूरज साख सोघर सदा, गढपत राज गमावीओ;
बीलपाड स्वप्न खातु बेहद, पाट नगरनो पाइयो.

( दोहा. )

कमधज कांकरको नाख्यो, त्यां फुटयां नेयण;
एवड अंधथीयो, जोवा कारण जेतबाइ.

આ પ્રમાણેનો અણચિંતવ્યો ઉતપાત ને બેવડા શાપનું માઠું પરિણામ આવ્યાથી માનજી ઠાકોરને, ચારણોને પરસ્પરમાં ભયંકર કલેશ શરૂ થયો. આ આરસામાં કોઠીઆખાડ અને ગંભીરા વચ્ચે મહી નદીમાં એક બાઠુ નિકળેલું હતું; તેમાં કોઠીઆખાડની હદ સામેના

ભાગનું ભાઠું માનજી ઠાકોરના તાબાનું હતું ને ગંભીરાની હદ્દ તરફનું આવેલું ભાઠું ગઢગાજણા દરબારની હદમાં હતું; તેથી આ જમીન ઉપર બંને ઠકરાતની તકરાર ચાલતી હતી. તેનો નિવેડો લાવવા માટે માનજી ઠાકોર પોતાનાં થોડાં માણુસોને લઇને તે ભાઠામાં ગયા, ને ફાગણ માસના જુલમી તાપના બફારાને લીધે મુકામ પણ ત્યાંજ રાખ્યો. અને પછી તેમણે ગઢ ગાજણા દરબારને માણુસ મોકલી કહાવ્યું કે આપણે બંને ભેગા મળી આ ભાઠાની તકરારનો ખુલાસો કરી લેઇએ માટે તમો અત્રે જરૂરથી આવજો. આ પ્રમાણે જે દીવસે ગઢગાજણે માણુસ મોકલ્યું તેજ દીવસે રાત્રે ગામ દીલપાડના* લુંટારા બારૈયા ખાતુ ને, જેતબાઇ માતાએ સ્વપ્નામાં જઈને કપાળે કંકુનો ચાંલ્લો કરીને કહ્યું કે, જા મહી નદીના ભાઠામાં વાલુવડના ઠાકોર માનજી મહીડો મુકામ નાંખી પડયા છે તેમને ઠાર મારી તેમનું સઘળું રાજ્ય તું સ્વાધિન કર; હું તને એ કામમાં આજ સહાય આપીશ, આ પ્રમાણેના અદભૂત સ્વપ્નથી જાગી ઉઠેલા ખાતુબારૈયાએ તખતામાં પોતાનું મોં જોયું તો તેણે પોતાને કપાળે તાજો કંકુનો ચાંલ્લો થયેલો જોયો. તેથી તેને સ્વપ્ન ઉપર પાકો ઇતબાર બેઠો; એટલે તરત હાથમાં ભાલો લેઈ તે ભાઠામાં ગયો. તો ત્યાં આ વખતે માનજી ઠાકોર ન્હાવા બેઠા હતા, ને તેમને એક હજામ ચોળીને નવરાવતો હતો. તે સિવાયનાં બીજાં માણુસો આમ તેમ નિકળી પડેલાં હોવાથી કોઈ ત્યાં હાજર નહોતાં. આ લાગ જોઇને ખાતુબારૈયાએ એકદમ માનજી ઠાકોર ઉપર ધસી જઇ તેમની છાતીમાં જોરભેર ભાલો માર્યો, જેથી તેઓ તેજ પળે

*એના પૂર્વજો અસલ ગઢગાગેરણથી આવી મુળીના પરમારોને આશરે વસ્યા હતા. તેમાંનો એક બારીઓ જોઝણજી, વેજલ પરમારને જ્યારે ભેટાશીની ચુંવાળીસ ગામની જાગીર મળી ત્યારે તેમની સાથે ભેટાશી આવ્યો હતો. તેને ભેટાશીના ઠાકોર જોધાજીએ, પોતાના ફટાયા ભાઇ જસંગજીને માર્યા બદલ આઠ ગામની જાગીર ઇનામમાં આપી હતી ત્યારથી તે આઠ ગામની જાગીર ગામ દીલપાડમાં સ્થાપીને રહેતો હતો. તેના કુટુંબમાં ઝુઝણજી, ચાંપો, ગાંગજી, મુગલ ને તે પછી આ ખાતુબારૈયો થયો હતો. આ સંબંધી ઇતિહાસ આગળ ભેટાશી શાખા પરત્વે વર્ણવાશે.

સંવત્ ૧૯૩૧ માં ત્યાંજ ભાઠામાં રામશરણ થયા. આ પછી ખાતુબારૈયાએ ત્યાંથી વાલુવડમાં આવી રાજબુરજ ઉપર માતાજીની ધજા ચઢાવી ને આ જાગીરને પોતાના લુંટારૂ ટોળાથી ઘેરી લેઇ સઘળે પોતાના નામની દુવાઇ ફેરવી. આ પ્રમાણે એક શક્તિઅંશી ચારણ કન્યાના શાપથી, આજના અલ્પાશયિ મનુષ્યોના માન્યામાં ન આવે એવી રીતે વાલુવડની રાજશાખાનો હૃદયભેદકરીતે અંત આવ્યો.

માનજી ઠાકોર દેવ થયા ત્યારે તેમને એક અડાસનાં, ને બીજાં વાસદીઆ પરમારનાં એ પ્રમાણે બે ઠકરાણી હતાં. તેમાં અડાશવાળાં ઠકરાણીને એક ધાવણો કુંવર હતો તેથી તેમના તરફ પ્રજાજનોને ઘણીજ લાગણી હતી. તેથી તેઓ ખાતુબારૈયાની ફેરવાતી દુવાઇ સાંભળી ઘણા દુઃખી થયા. પણ માતાજીના શાપની બીકે અને લુંટારૂઓના ત્રાસે તેમને રોકી શકયા નહીં; કે કોઇ રીતે આ ધાવતા રાજકુંવરને મદદ કરી શકયા નહીં. જેથી નિરાધાર થયેલાં અડાસવાળાં ઠકરાણીએ બીજાં મનુષ્યો કરતાં શાપ આપનાર દેવી જેતબાઇનું શરણ લેવાનું યોગ્ય ગણ્યું. તેમણે જે વખતે જેતબાઇ ગાયો અડવવા જતાં હતાં તે વખતે પોતાના કુંવરને લાગ સાધી ગાયોની પગરવટમાં મુકી દીધો, તેથી તે ગાયોની દોડાદોડથી રોવા લાગ્યો. આ જોઇને જેતબાઇએ તેને દુરથી દોડી જઈ ઉંચકી લીધો ને તેને માથે હાથ મુકી આઇની રક્ષા કહી. આ વખતે દુર જઈ ઉભાં રહેલાં અડાસવાળાં ઠકરાણીએ માતાજી પાસે જઇને કહ્યું કે દેવી જ્યારે હવે તમે કુંવરને માથે હાથ મુકયો છે તો તેનું હવે રક્ષણ તમારે કરવું જોઇએ. આ સાંભળી સતી જેતબાઇએ કહ્યું કે જાઓ બાઇ તમો અહીંથી તમારા કુંવરને લેઇને પીએર જતાં રહો એટલે ત્યાં કુંવરને મારો શાપ નડશે નહીં; ને તેમનું કલ્યાણ થશે. આ પ્રમાણેનો સતીનો આશિર્વાદ ઠકરાણીએ ખોળામાં ઝીલી લીધો ને પછી તે પોતાના કુંવરને લઇને પોતાને પિયેર અડાસ જઇ રહ્યાં. પણ બીજાં વાસદીઆ પરમારનાં ઠકરાણી હતાં તેઓ વાલુવડમાં ખાતુબારૈયાની આણ વરતાવાથી ને માનજી ઠાકોરના મરાવાથી સક્રોધ હૃદયે વાસદ જઈ પોતાના ચાર ભાઈઓને કહ્યું કે તમારા બનેવીને

ગઢ ગાજણુવાળાઓએ દગો કરીને મરાવ્યા છે માટે મારા એ હેવાતન લુંટનારાઓને તમો જઇ ઠાર કરી નાખો. ને જો તે કરી શકવાની તમારામાં હીંમત ન હોય તો લ્યો તમો મારી આ ચુડીયો પહેરો ને મને તમારી ઢાલ તરવાર આપો, કે જે સજી હું ગઢગાજણુવાળા સામે જઈ મારા ભરથારનું વેર વાળું. આવા સખત શબ્દોના પ્રહારથી ચારે ભાઈઓના શરીરમાં લોહી ઉકળ્યાનો ઝણેણાટ વ્યાપી ગયો. તેથી તેઓ તેજ પળે હથીઆર સજી માનજીમહીડાનું વેર વાળવા નિકળી પડયા. તેમને ગઢ ગાજણુવાળા પણ સગા બનેવીજ થતા હતા, છતાં પણ બ્હેનની સક્રોધ ઉશ્કેરણીના આવેશમાં તન્મય બની ગયેલા હોવાને સબબે તેમણે તે સંબંધી કંઇ પણ વિચાર ન કરતાં ગઢગાજણે આવી, તેમની સાથે જ્યારે ઠાકોર ક્ષેમકુશળતાની ખબર પુછવા બેઠા ત્યારે બંને બાજુથી તેમને ઘેરી કટાર વડે રેંશી નાખ્યા. આવો હૃદયસુન્ય પરમારોનો જુલુમાટ જોઇ ગઢગાજણાનાં દરબારી માણસો પણ ખુબ વેગ પર આવી ગયાં ને તેમણે પણ તે વખતે પોતપોતાની શક્તિનો ઉપયોગ કરી આ આવેલા પરમારોને પુરા કરી નાખી ઠાકોરની સ્થીતિએ પહોંચાડી દીધા. એવી રીતે એક સ્ત્રીની અવિચારી ઉશ્કેરણી ઉપર વજન રાખવાથી એક ઠાકોરનો નાશ કરતાં આખા પરમાર કુટુંબની પાયમાલી થઇ.

માતાજીનો આશિર્વાદ લેઇ અડાસ રહેવા ગયેલાં ઠકરાણીના કુંવર કલ્યાણમલજી આશરે દશ બાર વર્ષની ઉમ્મરના થયા એટલે તેઓ પોતાનાં માતાને લેઇ નરસંડે રહેવા ગયા. જ્યાં તેમને ભેટાશીના પરમાર ઠાકોર હઠીસંગજીએ પોતાની હીરાંજી નામે કુંવરી હતી તે પરણાવી, ને તેના કન્યાદાન પેટે તેમને વેરા ગામ અર્પણ કર્યું; ત્યારથી એટલે સંવત્ ૧૬૪૩ ના અરસામાં તેઓ નરસંડેથી પોતાનો મુકામ ઉઠાવી;વેરામાં આવીને વશ્યા. આ પછી તેમની ક્રમેક્રમે ચઢતી થતી ચાલી. આ અરસામાં અડાસ ગામ ભાયાતને આપેલું હતું ને અડધું ભેટાશીની સત્તા નિચે હતું; તે અરધીઆણમાં હઠીસંગ પરમારનો દીકરો **લુણકરણજી** રહેતા હતા, તેમને ત્યાં એક દીવસ સંવત્ ૧૬૫૨માં **કલ્યાણમલજી** મેહમાન ગયા. ત્યાં બન્ને સાળાબનેવીને સોગટાંબાજી રમવાનો ભાવ થઈ આવ્યો. ત્યારે લુણકરજીએ કહ્યું કે શરત વગરની ચો·

પટ ઢાળવી મને રૂચતી નથી, માટે જો કંઇ ચોકસ શરત ઠરાવો તો આપણે ખેલીએ. આ ઉપરથી તે વખતે બંનેએ મળી હારજીત બદલ ૪૦૦૦ ) ચાર હજાર રૂપીઆની સરત નકી કરી, ઠરાવ્યું કે આ રકમ હારનાર જો દીવસ આથમતા અગાઉ ન ભરી શકે તો તેણે તે રૂપીઆ પેટે પોતાની જીવારાની જાગીર જીતનારને સ્વાધિનમાં સોંપવી. આ પ્રમાણેના કોલકરાર નક્કી કરી બન્ને રમવા બેઠા તેમાં લુણકરણજી હાર્યા, તેથી તેમણે સરત પ્રમાણેના આપવાના રૂપીઆ લેઇ આવવા માટે પોતાના ગોરને ગામ વડોદ મોકલ્યા. તેઓ આ શરતથી સર્વે રીતે માહીતગાર હતા છતાં તેમને ભવિષ્યે ભુલાવ્યા, તેથી તેઓ જરવજર રહેલા બાકીના થોડા દીવસને હજી ઘણો લાંબો દીવસ છે એમ સમજી માર્ગમાં કલ્યાણમલજી તરફનાઓએ કરાવેલાં મિષ્ટાન જમવા બેશી ગયા. આથી જમેલા બ્રાહ્મણના ગાઉ લાંબા થઈ પડયા, ને દીવસ અગાઉ જવાની તક ચુકી ગયા તેથી નાઇલાજે લુણકરણજીએ, પછી કલ્યાણમલજીને વડોદ ગામ લખી આપી કરેલી સરત મંજુર રાખી. આ પછી ટગુમગુ ચાલતા ગોર મહારાજ રૂપીઆ લેઇને આવી પહોંચ્યા, પણ તેમણે તક ગુમાવી તેથી લુણકરણજીને તેમના ઉપર ઘણોજ ક્રોધ વ્યાપી ગયો હતો તેથી ઉમરા ઉપર જેવો ગોર મહારાજે પગ મેલ્યો તેવાજ લુણકરણે તરવારના ઘાથી તેમના બે ટુકડા કરી નાંખ્યા; ને પછી એ થયેલી બ્રહ્મહત્યા બદલ તેમણે અડાસની પોતાથી ઠકરાત તાબાની ૮૦૦ ) આઠસેં વીઘાં જમીન ગોચર મુકી પાપનું નિવારણ કર્યું. આ બનાવ બન્યા પછી કલ્યાણમલજી વડોદ આવીને વશ્યા, ને જમીનને કેળવાવી વાર્ષીક આવકમાં દીન પ્રતિદીન સારો વધારો કરતા ગયા. આ અરસામાં બાદશાહી શમસેરસાહીની શરૂઆત થઈ તેથી તેમના પ્રવર્ત્તાવેલા રવૈયા મુજબ વડોદમાં પણ વાંટા તળપદના બે ભાગ પડયા; પણ તેમાં એટલું ઠીક થયું હતું કે તે વખતે વાંટા બદલનું કંઇ પણ નજરાણું ભરવું પડતું નહોતું. આ પ્રમાણે ભાગ્યોદયની ખીલતી કળીના પ્રતાપથી, વાલુવડની ગુમાવેલી જાગીરવાળા માનજી મહીડાના કુંવર કલ્યાણમલજીએ, વડોદમાં પોતાની ઠકરાત સ્થાપી, ત્યાં પોતાની સુખી જીંદગી ગુજારી, બાદ સંવત્ ૧૬૬૧ ના અરસામાં તેઓ દેવ થયા.

**જોગીદાસજી**—પિતાના દેહોત્સવ પછી ગાદીએ બેઠા. તેઓ દેવીભક્ત હતા. તેથી દર વર્ષે હોમાત્મક નવચંડી કરાવતા અને તે પાછળ બ્રહ્મ ભોજનમાં પણ સારો ખર્ચ કરતા હતા. તેમણે સંવત્ ૧૬૬૪ માં ચંચાઈ માતાનું દેહેરૂં બંધાવ્યું તથા એક કુવો ખોદાવ્યો. સ્વભાવે તેઓ ઘણા ઝાંઝી હતા, તેથી તેમને સંવત્ ૧૭૦૨ ના આરસામાં જમાબંધી ઉઘરાવવા આવેલા મીરજાંમુસ્તફાકુલબેગના લશ્કરીઓ સાથે બોલાચાલીમાંથી ભયંકર લઢાઈ થઇ, તેમાં તેઓ પોતાના મદદનીશો સહીત કામ આવ્યા. તેમને **અદેભાણજી, માધવસંગજી, ઝગડુજી** ને **મનોરજી** નામે ચાર કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર અદેભાણજી પોતાના પિતાના દેહોત્સવ પછી ગાદીએ બેઠા. ને બાકીના ત્રણભાઇઓને રીવાજ મુજબની જીવાઈ મળી.

**અદેભાણજી**—સંવત્ ૧૭૦૨ માં ગાદીએ બેઠા તેઓ ઘોડે ચડવામાં તેમજ પ્રજા પાલનમાં ઘણા પ્રશંસાપાત્ર ગણાયા છે. વ્યભિચારી અને માંસાહારિઓના તે કટ્ટા શત્રુ હતા, ને ગમે તેવો ગુનેગાર પણ જો તેમના આગળ ખરેખરી વાત કહી દેતો તો તેઓ તેના ઉપર ખુશી થઈ તેને તેનો ગુન્હો માફ કરતા હતા. તેમને **અમરસંગજી, જગમાલજી, જાયમલજી મેઘરાજજી, જોધાજી, સબળસંગજી, હરીસંગજી, રડમલજી,** ને **બાદેજી** નામે નવ કુંવરો હતા. તેમાં પાટવીકુંવર **અમરસંગજી** ને ગાદી સોંપી તેઓ સંવત ૧૭૧૬ માં દેવ થયા.

**અમરસંગજી**—ગાદીએ બેઠા. તે વખતે તેમણે પોતાના ભાઇઓને જીવાઇ પેટાની જમીનો આપવા માંડી, પણ ભ્રાતૃભક્ત ઠાકોર અમરસંગજીનો પ્રેમ તેમના સર્વેના ઉપર એટલો બધો ગાઢો હતો કે તેઓએ જીવાઇની જમીન નહીં લેતાં ભેગા રહીનેજ અરસપરસમાં મદદ કરી ગાદીને શોભાવવી ઠીક ગણી. તેમના મીલનસાર ગુણથી પરંપરાના વૈરીઓ પણ તેમના તાબેદાર બની રહેતા હતા, ને તેમને અમરસંગજી પોતાના સગાભાઈ તુલ્ય લેખતા હતા. આ પ્રમાણે તેર વર્ષ લગભગ બડોદની ઠકરાત ચલાવી ઠાકોર અમરસંગજી સંવત ૧૭૩૦ માં અચાનક અપુત્ર દેવ થયા. તેથી તેમની પાછળના આઠે

ભાઈઓએ પોતપોતાની ગાદી ઉપર હક સાબીત કરાવવાની યુક્તિઓ રચવા માંડી. આ પ્રમાણેના માંહોમાંહેના કુસંપથી પ્રજામાંના પાંચ સારા માણુસોએ મળી આ તકરારનો નિવેડો આણવા માટે પેટલાદથી ગંગાદાસ પચાંણજીને તેડાવ્યા; પણ પાછળથી તેમને આ ભાઇઓમાંના કોઇ એક જણે પરભાર્યા માણુસ પાસે મારી નંખાવ્યા ને પછી રાજસત્તાની બીકે તેઓ સઘળા અનગઢમાં જઇને ભરાઇ બેઠા. ને પછી ત્યાંથી તેમણે બાવીસ વર્ષ સુધી બારવટુ ખેડયું તેમાં માત્ર **જગમાલજી** ને **જાયમલજી** સિવાયના બધા ભાઇઓ કામ આવી ગયા. પાછળથી જાયમલજી ઉમેટાના બારૈયા ઠાકોર વજેસંગજીનાં કુંવરી પતાપકુંવરબા વેરે પરણ્યા હતા, તેથી વજેસંગજીએ તે બંને ભાઇઓને સમજાવી સરખે ભાગે વડોદની જાગીર વહેંચી આપી સંવત્ ૧૭૫૩–૫૪ માં ઠામ પાડયા. આ પછી બંને ભાઈઓએ વાંટામાં જુદી જુદી પોતાની ઠકરાત ચલાવી. એ અરસામાં તળપદના પાટીદારોને ઠાકોર સાથે કંઇક કારણુસર અનુરાગ બંધાયા તેથી તેઓ એકબીજાનાં વિના કારણુસર છીદ્રો શોધવા લાગ્યા; તેમાંથી ગરાશીઆઓએ ચીઢાઇ એક વખત પટેલોને કેટલુંક નુકશાન કર્યું તેની તપાસ ચાલી તેમાં ઠાકોરોની કનડગત માલમ પડી તેથી તે વખતના હાકેમે બંને ઠાકોરોને વડોદ પાસેના મોગર નામના નાના ગામડામાં પોતાની ગાદીઓ સ્થાપવાનો હુકમ કર્યો. તેથી રાણા **જગમાલજી** ને રાણા **જાયમલજી** બંનેએ સંવત્ ૧૭૭૪ માં વડોદમાંથી પોતાની ગાદીઓ ઉઠાવી મોગરમાં સ્થાપન કરી. એટલે તે પછીનો ઇતિહાસ આ પછી સાતમા પ્રકરણમાં વર્ણવાશે.



# પ્રકરણ છઠ્ઠામાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

દુધાજી નાના

( સં. ૧૪૮૦ માં નાપાની ગાદીએ દેવ થયા. )




ઇતિશ્રી સોલંકી વંશના ગોધરા શાખાના ઇતિહાસનું છઠ્ઠું પ્રકરણ સમાપ્ત:

(પ્રકરણ છઠ્ઠામાં વર્ણવાયલા પિંપળાતા પંડ્યા કુશળદેવજી કે જેમણે કાવિઠામાં ત્રાસદાયિ રાજકર્ત્તા ગેંદાલજીને માન્ત્રિક શકિતથી પરાસ્ત કરી, વાળુવડ રાજ્યસ્થાન તરફથી રાજ્યાશ્રય સહિત દેવપદ મેળવ્યું; તેમની અગીઆરમી પેઢી પછીના પરિવારનું વંશવૃક્ષ.)

- હીરજી
  - નાગજી
    - વલ્લભરામ
      - નાથારામ ૦
        - વેણીરામ
          - દયારામ
            - પુંજારામ
              - અંબાલાલ
                - ગંગાશંકર (તેમને સંતાન નહી હોવાથી વિદ્યારામના વડીલ પુત્રને દત્તક લીધા)
                  - ચુનીલાલ
                    - કાન્તીલાલ
                    - જયંતિલાલ
                - વિદ્યારામ
                  - ચુનિલાલ (ગંગાશંકરના દત્તક થઇ પેટલાદ વસ્યા)
                  - કવિ ભાઇશંકરજી
                    - ચિમનલાલજી
                    - ન[illegible]રપ્રસાદજી
                  - પંડિત માણિકયશર્મા
                - પ્રભાશંકર
                  - દુર્ગાશંકર ૦
                  - મણિલાલ
                  - પરશુરામ
          - મયારામ
          - જેઠારામ ૦
          - હરીરામ ૦
      - મીઠારામ
        - ગણેશજી
          - ભાઇજી
            - છગનલાલ ૦
          - મકનજી
            - એચરમોટા ૦
            - જગજીવન
              - સોમનાથ
                - માણેકલાલ
            - પ્રાણજીવન ૦
      - નાનાપંડ્યા (સીમરડામાં વસ્યા)
        - કેશવરામ
          - પિતામ્બર ૦
          - વિશ્વનાથ
            - રામશંકર
            - ગણપતરામ ૦
            - લલ્લુરામ
        - મોતીરામ
          - ત્રંબકરામ
            - રેવાશંકર
              - પ્રભાશંકર
              - ચુનીલાલ

# પ્રકરણ ૭ મું



## વડોદ (મોગર) શાખા.

આપણે છઠ્ઠા પ્રકરણમાં વાંચી ગયા તેમ વડોદના તળપદના ખેડુતોની અરજ ઉપરથી, તે વખતના બાદશાહી હાકેમે ફરમાવેલા હુકમ અનુસાર રાણા **જગમાલજી**, અને રાણા **જાયમલજી** બંને ભાઇઓએ સંવત્-૧૭૭૪ માં પોતપોતાના કુટુંબ કબીલા સહીત મોગરમાં આવી સરખે હિસ્સે બે જુદા ભાગોમાં ઇલાયદી ઠકરાતો સ્થાપી. તેમાં રાણા **જગમાલજી** ઉદાર અને ધર્મશીલ પુરૂષ હતા. એમને **કલ્યાણસંગજી, દુધાજી, અજબસંગજી** ને **માંડણજી** નામે ચાર કુંવર હતા. તેમાંના પાટવી કુંવર કલ્યાણસંગજી ઉપર તેઓનો અપૂર્વ ભાવ હતો. પણ સંવત્ ૧૭૯૨ માં ભયંકર કાળજવરથી પિડાઈ તેઓ અપુત્ર દેવ થયા. જેથી તેમની પુઠે તેમના સંતાપમાં રાણા જગમાલજી પણ સંવત્ ૧૭૯૩ માં પંચત્વ પામ્યા. તેથી સંવત્ ૧૭૯૪ માં કુંવર **દુધાજી** ગાદીએ બેઠા. બાકીના બે ભાઇઓ પૈકીના **અજબસિંહજી** પોતાની આખી ઉમ્મર કુંવારી ગુજારી રાજ્ય સેવામાં જોડાયા, ને **માંડણજી**ને રવૈયા મુજબની જીવાઈ મળી તે લેઈ તેઓ અલગા થયા. રાણા **દુધાજી** સ્વભાવે ઘણા મીલનસાર અને વિવેકી હતા. પોતાની ઉપજનો મોટો ભાગ તેઓ ભાટ ચારણો અને બ્રાહ્મણોને દાન દક્ષિણા આપવામાં ખરચતા હતા. કહેવાય છે કે તેમની કીર્તિ સાંભળી ઘણા દૂર દૂરના ગવૈયાઓ ને નૃત્યકારો મોગર આવતા, અને દુધાજી ઠાકોરની મોજથી પ્રસન્ન થઇ તેમની પરદેશમાં કીર્તિ વિસ્તારતા. તેમને **અદેસંગજી** નામે એક કુંવર હતા તે દુધાજીના દેહોત્સવ પછી ગાદીએ બેઠા. તેઓ સ્વભાવે ક્રોધી અને વિનાકારણની વઢવાડ વહોરવાવાળા હતા; જેથી તેમને ગાદીએ બેઠા પછી થોડી મુદ્દતમાંજ માંહોમાંહેના માણસોએ દગો કરી ઠાર કર્યો. તેમને **અભેસંગજી, બાવાજી,** ને **અજુજી** નામે ત્રણ કુંવર હતા તેમાંના પાટવી કુંવર **અભેસંગજી** ગાદીએ બેઠા ને

બીજા બે કુંવરોને જીવાઇ મળી જે લેઇ તેઓ જુદા થયા. ઠાકોર **અભેસંગજી** પોતે પરમ શીવભક્ત હતા. શ્રાવણ માસમાં વિદ્વાન બ્રાહ્મણો પાસે પારથીશ્વર કરાવતા, તેમજ બ્રહ્મભોજનમાં પણ પોતાના દ્રવ્યનો અઢળક ઉપયોગ કરતા. લોકોમાં કહેવાય છે કે તેમને મૃત્યુ અગાઉ એક માસથી પોતાના દેહોત્સવની ખબર પડી હતી, તેથી તેમણે દુલા હાથે યથાશક્તિ ધર્મોપયોગી કાર્યો કરી જીવનને કૃતાર્થ કર્યું હતું. તેમને **અદાજી, માંડણજી, નાનાજી** ને **જેઠીભા** નામે ચાર કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર **અદાજી** પિતાના અવસાન પછી ગાદીએ બેઠા, ને બાકીના ત્રણ ભાઇઓને પિતાની સુચના પ્રમાણેની જીવાઈ મળી તે સંતોષપૂર્વક લેઈ તેઓએ પોત પોતિકો જુદો વ્યવહાર ચલાવ્યો. પાટવી **અદાજી** શરીરે સુદૃઢ અને તેજસ્વી પુરૂષ હતા. તેમજ ઘોડે ચઢવામાં ને પટા ખેલવામાં અઠંગ ઉસ્તાદ લેખાતા હતા. જળાશયો ખોદાવવા તરફ તેમની ઘણી અભિરૂચી હતી એમ નિચેના વાલુવડના ગઢવિ કવિ ગોદડજી મેહેડુના રચેલા, મિષ્ટ ગીત ઉપરથી સાબીત થાય છે.

( **सणोर** )

**सगर तणा कळ तारवा भगीरथ समर,**
**आण जळ [1]व्रहम [2]वरव्रहम अंगा;**
**अदेसंग आणीयो ओथाण कज आपरी,**
**गरथवळ रसातळ हुंत गंगा–१.**
**[3]गेयण हुं आण दीलीप सत [4]मदागण,**
**आरंग पसारण संग सत आण;**
**साठ सहस्र पहांतणा कज सारा,**
**परखां सत मेख ओधारवा पाण–२.**
**अरचहर समहर [5]दुधाहर खरच अथ,**
**गमे त्रख दहणजळ सोर सर गंग;**

૧ બ્રહ્મા. ૨ ગંગાજી. ૩ પૃથ્વી. ૪ ગંગા. ૫ દુધાજીના પૌત્ર.

**वसोहे अपगार कारी अचळ वेयो,**
**परंपर तणा पर हुतपर [1]पंग-३**
**जमावे समोवड केयो पृथीजश**
**पाज दध [2]दलीलग माज पाळा;**
**वाणा सरोमण केयो ध्रम नवेनघ,**
**वरण वरण अघहरण वाळा-४**

એમને **માધવસંગજી** કરીને એક કુંવર હતા, તે પિતાના દેવ થયા પછી ગાદીએ આવ્યા. નિઃપક્ષપાતપણે તેમણે પોતાની રાજ્યકાર્કિદીને પ્રજાજનના હૃદયમાં અમર કરી છે. તેઓ સાધારણ ભણેલા હતા, પણ સ્મરણશક્તિમાં એટલા બધા પ્રબળ હતા; કે એક વખત જોયેલા માણસને કે વસ્તુને લાંબા વખતે પણ તે ભુલી જતા નહીં. તેમને **સરદારસંગજી** નામે કુંવર હતા, તે પીતાના કૈલાસવાસ પછી ગાદીએ આવ્યા. તેમને કોઈ પણ પ્રકારનું વ્યસન નહોતું. અહાર વિહારમાં ઘણા નિયમસર હતા. પડોશી રાજ્યોમાં તેમનો સારો મોભો હતો. વડીલોનાં કરેલાં કાર્યો તરફ તેમની ઘણી પુજ્ય બુદ્ધિ હતી. અને પિતૃઓની સેવા સમાન પરમતીર્થ બીજુ કોઈ વિદ્વાનોએ માન્યું નથી એમ તેઓ વારંવાર બોલતા અને અમલમાં મુકતા હતા. તેમને **ગુમાનસીંહજી** ને **બાઘરસીંહજી** નામે બે આજ્ઞાકિંત કુંવરો હતા; તેમાંના પાટવી કુંવર **ગુમાનસીંહજી,** ઠાકોર સરદારસીંહજીના દેહોત્સવ પછી ગાદીએ આવ્યા. તેમણે ઉપરી સત્તામાં ગાદીને વિશેષ વજનદાર બનાવી, તેમજ પ્રજા તરફથી સારો સત્કાર પામી વાર્ષીક ઉપજમાં સારો સુધારો વધારો કર્યો. ગમે તેવા વિકટ પ્રસંગે પણ તેઓ સંધ્યાવંદનાદિ ષટ્કર્મ કર્યા સિવાય જળપાન કરતા નહીં, તેમજ તેમને અશ્વપરિક્ષા સંબંધેની શોધખોળનો એટલો બધો શોખ હતો કે તે માટે તેમણે સંસ્કૃત-ગુજરાતી ને હિંદી લગભગ ત્રેસઠ ગ્રંથો, ધ્યાનપૂર્વક શોધી વાંચી તે ઉપરથી એક સુંદર

---

૧-કીરતી. ૨-દીલ્હી શેહેર સુધી.

નોંધ તૈયાર કરી હતી* એમ કહેવાય છે તેમને **રુગનાથસિંહજી, કેસરીસિંહજી, શીવસંગજી, છતરસંગજી** ને **ફતેહસંગજી** નામે પાંચ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર રૂગનાથસીંહજી ગાદીએ આવવા અગાઉ અપુત્ર સ્વર્ગસ્થ થયા, તેથી ઠાકોર ગુમાનસીંહજીના દેવ થયા પછી બીજા કુંવર **કેસરીસીંહજીએ** ગાદી ઉપર પોતાનો હક બતાવ્યો, આથી તેમનાં ખેરડાવાળાં ઓરમાન માતાએ તકરાર ઉભી કરી ગાદીને ભાઇએ ભાગમાં વહેંચી નાંખવા માટે દીવાની કોર્ટમાં દાવો કર્યો; પણ ચાલુ રજવાડી રીવાજ પ્રમાણેના સાક્ષિપુરાવાઓ પ્રતિકુળ ઉતરવાથી સરકારે ઓરમાનભાઇઓને રવૈયા મુજબની જીવાઈ કાઢી આપી, **કેસરીસીંહજીને** સ્વતંત્ર ગાદી સ્વાધિન કરી, ત્યારથી તેઓ ગાદી ઉપર છે. તેમના મીલનસાર સ્વભાવ માટે દરેક પરિચિત માણસ તેમની પ્રશંસા કરે છે. ગુજરાતી ભાષા ઉપરાંત ઇંગ્રેજી રાજભાષાનો પણ તેમણે સારો અભ્યાસ કરેલો છે. તેમની રાજ્યવફાદારીની કદર પિછાણી નામદાર સરકારે તેમને બીજા નંબરના સરદારનો સ્તુત્ય ઇલિકાબ ઇનાયત કર્યો છે. તેમના કાકા બાધરસંગજી ને પિતૃભક્ત **બળવંતસંગજી** ને **હિમતસંગજી** નામે બે કુંવરો છે તે પણ શાણા અને વિવેકી વંશજો હોઇ, ઉતરી આવતી જીવાઇનો યોગ્ય વહીવટ કરે છે.

રાણા **અર્ેભાણજીના** બીજા કુંવર રાણા **જાયમલજી,** પણ મોગરમાં આવી નોખા ભાગમાં ઠકરાત વાસીને રહ્યા, તે વખતે તેમને **મેલાજી** નામે એક કુંવર હતા, પણ પાછળથી તેમને **રાયસંગજી** ને **લખધીરજી** નામે બે કુંવરો થયા; તેમાં **મેલાજી** પાટવી હોવાથી ઠાકોર જાયમલજીના ધામ પધાર્યા પછી, તે ગાદીએ બેઠા ને બીજા બે ભાઇઓને જીવાઇ મળી તે લેઇ તેઓ જુદા પડયા. **મેલાજી** રાણા હૃદયના ઘણા ભોળા હતા, છતાં તેમનો બહારનો દેખાવ એટલો બધો દાબવાળો હતો કે ગમે તેવો કઠણ હૃદયનો મનુષ્ય પણ તેમની

* આ પ્રકારની એક બીજી નોંધ, ગાજણા સ્વસ્થાનના ઠાકોર સાહેબ નામદાર મહારાણાશ્રી હિંમતસીંહજી સાહેબ હાલ તૈયાર કરે છે.

આગળ પોતાની ખરી વાત છુપાવી શકતો નહીં. તેમને બચપણથી જગદ્જનનિ દેવિ અંબા ઉપર અડગ શ્રદ્ધા હતી તે તેમના જીવિત પર્યંત કાયમ રહી. પુરોહિતને લેઇને તેઓ દરેક વર્ષે આરાસુર જાત્રા માટે જતા, અને નવરાત્રીમાં નવચંડી આદિ હોમ કરાવી સંતુષ્ટ થતા. તેમને ઉત્તરાવસ્થામાં માતાજીના પ્રતાપથી **નથુજી** ને **ભાવસંગજી** નામે બે કુંવરો થયા, તેમાંના પાટવી કુંવર **નથુજી** મેલાજી રાણાના અક્ષરવાસ પછી ગાદીએ આવ્યા; ને બીજા ભાઈ ભાવસંગજીને જીવાઈ મળી, પણ પાછળથી તે થોડાજ વખતમાં અપુત્ર ગુજર્યો તેથી તેમની જીવાઇનો ભાગ ગાદી સાથે પાછો જોડાઇ ગયો. ઠાકોર નથુજીને **ઉમેદસંગજી** ને **મહેરામણસંગજી** નામે બે કુંવરો હતા. તેમાંના પાટવી **ઉમેદસંગજી** ઘણાજ દયાળુ ગણાયા છે. તેમણે પોતાની રાજ્યકારકીર્દીમાં રૈયતનું દીલ દુખાય એવું એક પણ કાર્ય કર્યું નથી. તેમની પાસે એક નાનું સ્ફટિકનું શીવલીંગ હતું જેનું તેઓ અખંડ એક ચિત્તથી આરાધન કરતા. કહેવાય છે કે અમુક પ્રશ્નનું ચિંતવન કરી, તે શીવલીંગને હાથમાં પકડતા એટલે ઉત્તર લાભનો હોય તો તેમાંથી સુવર્ણમય અને નુકસાનપ્રદ હોય તો શ્યામરંગ પ્રસરતો. આ રીતે તેમણે અનેક પ્રસંગોએ નિરાકણ કરી અનુભવ લીધો હતો. ને તેમાં તે સંપૂર્ણ રીતે ફતેહમંદ નિવડયા હતા. તેઓ જીવ્યા ત્યાં સુધી શીવરાત્રીનો મહોત્સવ ઉજવતા અને ભોજન દક્ષિણાથી બ્રાહ્મણોને રંજન કરતા. તેઓ ગુજર્યા ત્યારે તેમને **જાયમલજી**, **ભાવસંગજી**, **અમરસંગજી** ને **હરીસંગજી** નામે ચાર કુંવરો હતા, તેમાંના પાટવીકુંવર **જાયમલજી** ગાદીએ બેઠા. એમને દેશ પરદેશ મુસાફરી જવાનો બહુ શોખ હતો. બે ત્રણ વખત દ્વારિકાં ને બે વખત ગોકુળમથુરાં જઇ આવ્યાનું જણાય છે. તેઓ કહેતા કે મુસાફરી વગર કુવામાંના દેડકાની પેઠે મનુષ્યને નવું ચાંચલ્ય પ્રાપ્ત થતું નથી. આ સર્વમાન્ય સિદ્ધાંત્ પરત્વે સાહિત્યમાં પણ કહ્યું છે કેઃ—

**देशाटनं राजसभाप्रवेशो व्यापारिविद्वज्जनसंगतिश्च ।**
**सर्वेषु शास्त्रेष्ववलोकनं च चातुर्यलामूनि भवंति पंच ॥१॥**

(હરીગીત છંદ.)

મુસાફરીમાં મ્હાલતાં, રાજન સભામાં સંચર્યે,
વ્યાપારિને વશવર્તી કે, વિદ્વાનની સંગતિ કર્યે,
અથવા અનંત અહીં ભર્યાં, સદ્‌શાસ્ત્ર સંશોધાય છે,
પ્રાગટય તો ચાતુરીનું એ, પાંચમાંથી પમાય છે.

"દેશાટન, રાજ્યસભા પ્રવેશ, વ્યાપારીઓનો આસંગ, વિદ્વાનોની સંગતી અને સર્વે શાસ્ત્રોનું અવલોકન; એ ચાતુરીના પ્રાગટયનાં પાંચ સ્થાન છે" આ વાત દરેક રાજવંશીઓને ધ્યાનમાં લેવા જેવી છે. રાણા **જાયમલજી**ના વખતમાં આ સિવાય કંઇ જાણવા જોગ બીજા બનાવ બન્યા જણાતા નથી. એમના પછી એમના કુંવર **અરેમાણજી**, ને તેમના પછી તેમના કુંવર **નારણજીબાવા** ગાદીએ બેઠા. એ અરસામાં ગુજરાતમાં કંપની સરકારનું રાજ્ય શરૂ થયું. તેમણે આ ઠકરાતનો ઉદ્ધડ આંકડો નવેસરથી ઠરાવ્યો, ને આ ઠકરાતને સંવત્ ૧૮૨૭માં આકટ ૪૫ની પંદરમી કલમની રૂએ પોલીસ જમીદારની સનંદ આપી. એમના દેવ થયા પછી એમના પાટવીકુંવર **અંદરસંગજી** ગાદીએ આવ્યા, તેઓ પણ પિતાના જેવાજ લોકપ્રિય મિલનસાર અને દ્રઢરાજય ભક્ત હતા. પરંપરાના રીવાજ મુજબની એમને પોલીસ જમીદારની સનંદ ઉપરાંત ૧૮૬૧ના પચીસમા એકટની બાવીસમી કલમ મુજબનો સેકંડકલાસ સબમાજીસ્ટ્રેટનો પાવર પણ બ્રીટીશ શહેનશાહત તરફથી મળ્યો હતો; જેનો તેમણે અપક્ષપાતપણે ઉપયોગ કરી સારી વિખ્યાતિ મેળવી હતી. સાહિત્યકારો કહે છે કેઃ—

नरपतिहितकर्ता, द्वेष्यतां याति लोके
जनपदहितकर्ता, तज्यते पार्थिवेन्द्रैः ।
इति महति विरोधे वर्त्तमाने समाने
नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥ १ ॥

(માલિની છંદ.)

નૃપહિત કરવાથી, લોક નિંદે વિશેષ,
જનપદ હિત સાધ્યે, છોડવે રાય દેશ;

અતિશય ઉરમાં આ, વર્ત્તમાને વિશોક,
ઉભય હિત ઉવેખે, વીરલા એહ કોક.

"જે પુરૂષ રાજાનું હિત કરે છે તો તેના માટે લોકો પોતાનો વિરોધ જાહેર કરે છે. અને જ્યારે તે લોકોના હિત તરફ દોરાય છે ત્યારે રાજા તેને દેશપાર કાઢવાનો પ્રયત્ન આરંભે છે; આ પ્રમાણે વર્ત્તમાનકાળના મહાન વિરોધ વચ્ચે રાજા પ્રજા બન્નેને સરખી રીતે સુખાવહ કાર્ય કરી પ્રસન્ન કરે એવા કાર્ય કર્તાઓ જવલ્લેજ હોય છે" આ છેલ્લી કોટીમાં રાણા **અંદરસંગજીને** પણ મુકી શકાય કારણ કે ઉભય પક્ષને તેઓ સરખા હિતકારક નિવડયા હતા, ને તેથીજ અદ્યાપિ પર્યંત લોકો તેમના પ્રાતઃસ્મરણિય નામને હરપ્રસંગે યાદ કરે છે. સપ્તાહિકને દૈનિક વર્ત્તમાન પત્રોનો તેમને ઘણોજ શોખ હતો. સંવત્ ૧૯૩૦ના માગશર શુદી ૧૦ ને રોજ એમણે પોતાનાં કુંવરી, દેવગઢ બારૈયાના મહારાજા સાહેબ માનસંગજી પ્રથીરાજ સાથે પરણાવી બ્હોળે હાથે લક્ષ્મિનો સદ્‌વ્યય કરી ક્ષત્રિવટની શોભામાં વધારો કર્યો હતો. તેમના ભલા અને ઉદાર પ્રયાસથી સંવત્ ૧૯૩૧–૩૨ ના અરસામાં મોગરમાં સરકારી નિશાળ કાબિઠાના મર્હુમ પંડિત વિદ્યારામ મયારામ શર્માના આશિર્વાદિત હાથે સ્થપાઇ કાયમ થઈ. રાણા અંદરસંગજીના દેહોત્સવ પછી તેમના કુંવર રાણા **અમરસિંહજી** ગાદીએ આવ્યા, તેઓ હાલ રાજ્ય કરે છે. ઇંગ્રેજી ગુજરાતી ભાષાંના કાબેલ અભ્યાસક ઉપરાંત ગાયન વાદનકળાના પરિક્ષક અને કુલાનુયાયિ સ્વધર્મમાં તેઓ સુદૃઢ છે; તેમજ બ્રીટીશ રાજ્યના પૂર્ણ-વફાદાર અને પ્રજાવાત્સલ્ય માટે પણ મશહુર છે. નામદાર હિંદિ સરકારે તેમની યોગ્યતા પિછાણી બીજા નંબરના સરદારનો ઇલકાબ ઈનાયત કર્યો છે, જે સુવર્ણની સાથે સુગંધીના સંયોગનું યોગ્ય સ્વરૂપ લેખી શકાય.

## સાતમા પ્રકરણમાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.




ઇતિશ્રી સોલંકીવંશની ગોધરા શાખાના ઇતિહાસનું
સાતમું પ્રકરણ સમાપ્ત.

# પ્રકરણ ૮ મું.

## સોજીત્રા ( સોનીપુર ) શાખા.

આ પણે અગાઉ બીજા પ્રકરણમાં જણાવી ગયા તેમ મહારાજ **ચાંચકદેવજી** ના વંશમાં છવીસમી પેઢીએ **કહાનડદેવજી બીજા** થયા, તેમના ત્રણ કુંવરો પૈકીના બીજા કુંવર **બાગણદેવજી** ને ૭૦૦ ગામ જીવાઈ પેટે મળ્યાં તે લેઈ તેઓ સંવત્ ૯૧૬ માં ગામ સોજીત્રે પોતાની ગાદી સ્થાપીને વસ્યા. તેમના પછી સંવત્ ૯૪૬માં **રાયસંગજી**, સંવત્ ૯૭૩ માં **હરભાણજી**, ને સંવત્ ૯૯૦ માં **કનકસિંહજી** નામે રાજાઓ ગાદીએ બેઠા, તેમાં કનકસીંહજીની ઉદારતા સુપ્રસિદ્ધ છે. તેમણે સંવત ૧૦૦૩ માં પોતાની કુળદેવી ક્ષેમકલ્યાણીની સોજીત્રામાં સ્થાપના કરી તથા ભીમનાથ મહાદેવનું દેવળ ચણાવી તે પાછળ યજ્ઞયાગાદિ ને બ્રહ્મભોજન દક્ષણાદિમાં અઢળક ધન ખરચ્યું. સંવત્ ૧૦૨૬ માં કનકસિંહજી ગુજર્યા તે વખત તેમને **પૃથિરાજજી** ને **માનસંગજી** નામે બે કુંવરો હતા. તેમાંના પાટવી **પૃથિરાજજી** ગાદીએ બેઠા, ને માનસંગજીને મામણગામ જીવાઈમાં આપ્યું, તે લઇ તેઓ જઇ ત્યાં વસ્યા. પૃથિરાજજી સંવત્ ૧૦૪૫ માં ગુજર્યાનું જણાય છે ત્યાર પછી સંવત્ ૧૦૪૫ માં **સલતાનજી**, સંવત્ ૧૦૬૬ માં **હમીરજી**, સંવત્ ૧૦૭૯ માં **વીરમજી**, સંવત્ ૧૦૯૧ માં **પુરણમલજી**, ને સંવત્ ૧૧૨૧ ના અરસામાં **મેઘરાજજી** અનુક્રમે ગાદીએ બેઠા. તેમાં મેઘરાજજી ઘણા ધાર્મિક વૃત્તિના હતા. કહેવાય છે કે એક વખત શીકારે નિકળ્યા હતા તે વખતે તેમણે એક દોડતા હરણ પાછળ તીર નાંખ્યું; જે હરણને નહીં વાગતાં સામેથી આવતા એક પરદેશી બ્રાહ્મણને વાગ્યું; ને તેથી તેના પ્રાણ ગયા, આવી રીતે અજાણતાં થયેલી બ્રહ્મહત્યાના નિવારણાર્થે તેમણે પગે ચાલીને દ્વારિકાંની જાત્રા કરી, ને પુન્યદાન તથા બ્રહ્મભોજનમાં

પુષ્કળ પૈસો ખરચ્યો; છતાં હૃદયની બળતરા તેમની શાંત થઇ નહીં તેથી તેઓ સંવત્ ૧૧૨૯ માં પિંપળાના લાકડામાં પુરાઈ પંચત્વ પામ્યા. તેમને **રાઓતજી, ભાણજી ને વાઘજી** નામે ત્રણ કુંવરો હતા તેમાંના રાઓતજી પિતાના અવસાન વખતે ગાદીએ બેઠા, ને ભાણજીને ગામ નગરાઆળુ તથા વાઘજીને ગામ વાડુદ્દા જીવાઇ પેટે આપ્યાં, તે લેઇ તેઓ ત્યાં જઇ વશ્યા. રાઓતજીને **વખભાણજી ને વિરાજી** નામે બે કુંવરો હતા. તેમાં રાઓતજી પછી સંવત્ ૧૧૫૦ ના અરસામાં વખભાણજી ગાદીએ બેઠા; ને વિરાજીને વસો ગામ જીવાઇમાં મળ્યું. વખભાણજીને **વીરભાણજી, અદાજી ને વજાજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાં પાટવી કુંવર વીરભાણજી પોતાનાં માતા ગુજરી ગયા પછી નવાં માતાની સાથે નહીં બનવાને લીધે મોસાળમાં રહેતા હતા. અદાજી શરીરે અશક્ત હતા, ને વજાજીને નવું નવું શીખવા ઉપર અપૂર્વ પ્રીતિ હતી તેથી પિતાની હયાતીમાં તેઓ સઘળો કારભાર ચલાવી લેતા હતા. આ દરમ્યાન સંવત્ ૧૧૭૦માં વખભાણજી ગુજર્યા, તેથી વજાજીએ પાટવીકુંવર વીરભાણજીના આવવા અગાઉ કેટલાંક ગામોને સ્વતંત્ર રીતે કબજે લેવાની કોશેશ કરી, પણ મોશાળની મજબુત કુમક લેઈ આવેલા અદેભાણજીએ તેમને ફાવવા દીધા નહીં; ને તેમને ગામ સણાર, કસુંબ ને ડભાસરની જાગીર અને **અદાજી** ને આગરવા ગામ જીવાઇ પેટે આપી છુટા કર્યા. વીરભાણજીને **કેસરજી, કરણજી ને માનસંગજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવીકુંવર કેસરજી સંવત્ ૧૧૯૯ માં ગાદીએ આવ્યા; એ અરસામાં કરણજી અપુત્ર દેવ થયા અને માનસંગજીને ડાકોર ગામ જીવાઈ પેટે આપ્યું તે લેઇ તેઓ ત્યાં જઇ વશ્યા. કેસરજીને **કલ્યાણસંગજી, ભોજરાજજી, ને ભીમજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવીકુંવર કલ્યાણસંગજી સંવત્ ૧૨૩૦ માં ગાદીએ બેઠા તે વખતે ભોજરાજજીને ગામ ગોળજ અને ભીમજીને ગામ પેટલી જીવાઇ પેટે મળ્યાં. કલ્યાણસંગજીને **જગરૂપજી, જમણાજી ને કેસરાજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી જગરૂપજી સંવત ૧૨૫૮ના આરસામાં ગાદીએ બેઠા એ પ્રસંગે જમણાજીને ગામ રખી-

આળ જીવાઇ પેટે મળ્યું ને કેસરાજી અપુત્ર ગુજર્યા. આ પછી લગભગ બે સૈકા જેટલા લાંબા સમય બાદ સંવત્ ૧૫૧૩ ના આરસામાં સોજીત્રાની ગાદીએ રાવળ **જેતસંગજી** ઉર્ફે **વાગણદેવજી** રાજ્યકરતા હાથ લાગેછે; ને તેમના ભાઇ **સુરાજી** ગામપિંપલવાડામાં પોતાની જાગીર સ્થાપીને રહ્યા જણાય છે. એ આરસામાં એટલે લગભગ સંવત્ ૧૫૪૧ની શરૂઆતમાં મહમદ બેગડે પાવાગઢના રાજા પતાઇરાવળને જીતી, નજીકની નાની નાની હિંદુ ઠકરાતો ઉપર પોતાનો જુલમ પ્રવર્ત્તાવવા માંડયો હતો. આ ભયંકર ધર્મવિપ્લવના પ્રસંગમાં ઘણાક જમીનદારો અને ઠાકોરો અસ્તવસ્ત થયા, તેવીજ રીતે આ સોજીત્રા રાજયની સરહદમાં પણ એ લોકોની કેટલીક ટોળીઓએ આવી નિડર રીતે હિંદુઓને વટાળવા અને રંજાડવા માંડયા; તેથી આ પ્રસંગે બન્ને ભાઇઓ એક સંપ કરી રૈયતની વારે ચઢયા, ને તેમણે બે ત્રણ વખત તુરકીટોળાંનો નાશ કરી ઝમોર વર્તાવ્યો. તેથી ચીડાઇ તેમને બન્નેને પકડવા માટે બાદશાહે છંછેડાયલું એક મોટું લશ્કર સોજીત્રા ઉપર રવાના કર્યું, પણ તેમના આવી પહોંચવા અગાઉ બન્ને ક્ષત્રિવીરો પોતાનાકુટુંબ સહીત ઇડર તરફના ડુંગરાળ પ્રદેશમાં જઇ નાશી ભરાયા; ને ખાલી ગાદીની હકુમત લશ્કરે પોતાને હસ્તગત કરી. આવી રીતે વગર હરકતે સોજીત્રા રાજ્યની સત્તા મહમદ બેગડાના હાથમાં આવી, પણ વાગણદેવજીએ તે તેમને નહીં પચવા દેતાં કેટલાક તિરંદાજોની એક સારી ટુકડી તૈયાર કરીને તેમની મદદથી બન્ને ભાઇઓએ મળી મુસલમાની રાજ્યની સરહદમાં ભારે લુંટફાટો ને ખુનામરકી ચલાવવા માંડી, એટલુંજ નહીં પણ ખરે બપોરે તેમનાં અગાઢ થાણાંનો નાશ કર્યો; તેમાં વાગણદેવજી ને સુરોજી બન્ને કામ આવ્યા, છતાં વાગણદેવજીના કુંવર **જેસંગજી**એ પીતાને પગલે બ્હારવટુ ખેડવાનું કામ ચાલુજ રાખ્યું, તેથી કંટાળી છેવટે મહમદ બેગડે સંવત્ ૧૫૫૬માં જેસંગજી સાથે સલાહ કરી, ને કેટલાંક ગામોમાંથી ખંડણીના તળપદ ભાગ કાઢી લેઇ, બાકી રહેલા વાંટાઓ તેમને સ્વાધિન કર્યા. તે લેઈ જેસંગજીએ સંવત્ ૧૫૫૭ માં પોતાની ગાદી ગામ સાંગોલમાં સ્થાપી ને પોતાના નાનાભાઈ **અદાજી**ને ગામ ઇસરવાડા, ને **કરણજી**ને ગામ મેહેળાવ જીવાઈ પેટે આપી જુદા કર્યા. જેસંગજીને **જીનાજી** નામે એક કુંવર હતો, તેને માટે કેહેવાય છે

કે તેણે પડોશી રાજ્યોમાં એટલો કરપ બેસાડયો હતો કે આ રાજ્યનું કુતરૂ બીજા રાજ્યની સરહદમાં જતું તો તેને પણ તેઓ છેડી શકતા નહીં. તેમને **ચાંદાજી** ને **મેઘજી** નામે બે કુંવરો હતા; તેમાંના ચાંદાજી ગાદીએ બેઠા ત્યારે મેઘજીરાવળને ચાંગા ગામ જીવાઇમાં મળ્યું. ચાંદાજીને **રતનજી** ને **રામસંગજી** નામે બે કુંવરો હતા, પણ ચાંદાજીની હયાતીમાંજ રામસંગજી અપુત્ર ગુજર્યા તેથી રતનજી જ્યારે ગાદીએ બેઠા ત્યારે તેમને જીવાઈ કાઢવાની જરૂર રહી નહીં. રતનજીને **વાઘજી, અગરસંગજી, અદેકરણજી** ને **આશકરણજી** એ પ્રમાણે ચાર કુંવરો હતા, તેમાં વાઘજી ગાદીએ બેઠા ને બીજા ભાઈઓને રવૈયા મુજબની જીવાઇ મળી. વાઘજીને **સબળસંગજી, પૃથીરાજજી** ને **સુરજમલજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના સબળસંગજી ગાદીએ બેઠા એ આરસામાં પૃથ્વીરાજજીને સુરજમલજી બન્ને અપુત્રદેવ થયા. સબળસંગજીને **અરજણજી, અદેસીંહજી, વાઘજી, વજેરાજજી** ને **શૌરસંગજી** નામે પાંચકુંવરો હતા. તેમાંના વડા અરજણજીએ, સાંગોલગામ અદેસીંહને, ભદ્રાસાગામ વાઘજીને, વજેરાજજીને ગામ વખતપુરા, ને ટિંબાગામ શૌરસંગજીને જીવાઇ પેટે આપી સંવત્ ૧૭૫૩ ના આરસામાં પોતે પોતાની ગાદી સાંગોલમાંથી ઉઠાવી મહી નદીને કાંઠે સોનીપુર હતું ત્યાં સ્થાપી વશ્યા. એ વખતે સોનીપુર એક નાનુ ગામડુ હતું ને તેમાં માત્ર થોડા માછી લોકોનીજ વસ્તી હતી, ત્યાં તેમણે દરબાર બાંધ્યો તથા ખેડુત વર્ગને વસાવી ગામને આબાદ કર્યું. તેમજ ગામને ફરતો કોટ તથા કુવા તળાવ આદિ જળાશયો બાંધી વસ્તીને સુખી કરી. એ પછી તેઓ અપુત્ર ગુજરી ગયા તેથી તેમના પછી તેમની પેઢીમાંના રતનસંગજીના બીજા દીકરા અગરસંગજીના કુંવર **અભેરાજજી** ગાદીએ બેઠા. તેમને **ચાંદાજી, સલતાનજી,** ને **સુજાજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવીકુંવર ચાંદાજી પિતાની હયાતિમાંજ અપુત્ર દેવ થયા; તેથી અભેરાજજી પછી બીજાકુંવર સલતાનજી ગાદીએ બેઠા. એમના વખતમાં પેશ્વાઈ રાજ્યનો આરંભ થયો, તેમની લશ્કરી ફોજો ચોથાઈ ઉઘરાવવા નિકળતી તે વખતે તેમને ઘાસદાણા પેટે ઘટતુ આપવાનો રવૈયો ચાલુ થયો; ને પોતે રૈયતનું રક્ષણ કરીને ભાગવટાનો વેરો લેતા હતા. આ રીવાજમાં પેશ્વાઇ લશ્કરની ઉદ્ધતાઇથી

કોઇ વખત થોડો વધારો ઘટાડો થતો છતાં પદ્ધતિ તો એજ ચાલુ રહી હતી. રાવળ સુલતાનજીને **છત્રસાલજી, કેસરજી, સુરતાજી** ને **હાથાજી** નામે ચાર કુંવરો હતા. તેમાંના છત્રસાલજી ગાદીએ બેઠા ત્યારે બાકીના ત્રણ ભાઇઓને ધરીગામ જીવાઈ પેટે આપ્યું, તેથી તેઓ ત્યાં રહેવા ગયા. પાછળથી તેમાં કેસરજીનો ને હાથીજીનો નિર્વંશ થયો માત્ર સુરતાજીના વંશજો રહ્યા તે હાલ ધરીમાં હયાતી ભોગવે છે. રાવળ છત્રસાલજીને **જગતસંગજી, આશકરણજી, શેષકરણજી, આથકરણજી, કશળસંગજી, પૃથ્વીરાજજી, મેઘરાજજી, જસવંતસંગજી, સરદારસંગજી, જીતસંગજી,** ને **કેસરીસંગજી** નામે બારકુંવરો હતા, તેમાંના પાટવીકુંવર જગતસંગજી ગાદીએ બેઠા ને બીજા ભાઇઓને જીવાઇ મળી. એમની કારકીર્દી દરમ્યાન પહેલો એ બનાવ બન્યો કે તેમના ભાઈ આશકરણજીના દીકરા **અરજણજી**નો ચાકર એક વખત ગામ ચકલાશીની ભાગોળે થઇને સગેસાગવે જતો હશે તેણે, ત્યાં એક નિચા આંબા ઉપરની કેરી જોઇ ઢબરામાં ખાવા માટે પાડી તે ગામના બેઠેલા બે ચાર પાટીદારોએ જોઈ તેથી તેમણે તેને ગામમાં પકડી લાવીને ખુબ માર માર્યો, આ વાત તેણે ઘેર જઇ અરજણજી આગળ કરી; તેથી તે ગુસ્સે થઇ સંવત્ ૧૭૫૯માં પોતાના રસાલા સહીત ચકલાશી ઉપર ચઢયા, ને ત્યાં જઇ ગામ ભાગી, ભગવાનદાસ તથા મથુરાંદાસ નામના બે આગેવાન પટેલોને ઠાર કર્યા, આ વાત સાંભળી મરનાર પટેલોના મીત્રો પૈકીના, નડીઆદના જાગીરદાર **હૈદરજી**ના દીકરા, શીળીના જાગીરદાર **સૈયદ મસ્તુ,** મહુધાના જાગીરદાર, માતરના જાગીરદાર, ને ઉમરેઠના જાગીરદાર વગેરે સાત જાગીરદારો એક્ઠી વખતે સંપ કરીને અરજણજીપર ચઢયા; પણ અરજણજીના સાથીઓએ તેમને હરાવી નાશીજવાની ફરજ પાડી, ને પોતે ચકલાશી લુંટી સોનીપુરમાં પાછા ફર્યા. બીજો બનાવ એ બન્યો કે તેમના ભાઈ કશળસંગજીના કુંવર **વસતસંગજી** એ સંવત્ ૧૭૯૩ માં ઉજ્જડ પડેલું વખતપરૂ ફરીને વસાવ્યું. રાવળ જગતસંગજીને **ગજસંગજી** નામે એક કુંવર હતા, તે પિતાના દેહોત્સવ પછી ગાદીએ આવ્યા. તેમના પછી **રાજસંગજી**, ને તેમના પછી **સરદારસંગજી** ગાદીએ બેઠા. તેમણે સંવત્. ૧૮૭૩ના કારતક વદી ૭ નેરોજ ઈંદ-

વાડા ગામ કબજે કરી ત્યાં પોતાની દુવાઇ ફેરવી. એ આરસામાં એટલે સંવત્ ૧૮૭૪માં કંપની સરકારનો અમલ શરૂ થયો, તેમના લોર્ડરોબર્ટ સાહેબ નામના અમલદારે સોનીપુરમાં આવી મળતા ઘાસદાણા પેટે ઉદ્ધડ આંકડો લેવો ઠરાવ્યો, ત્યારથી પ્રાચિન પિશાચી રાજ્યોની કનડગતનો અંત આવ્યો. તેમના પછી તેમના કુંવર **ખુશાલસંગજી**, ને ખુશાલસંગજી પછી તેમના કુંવર **પ્રતાપસંગજી** ગાદીએ બેઠા. તેમણે મહીનદીમાં દર ચોમાસે આવતા પાણીનાપૂરથી કંટાળીને સંવત્ ૧૯૦૨માં નવું સોનીપુર ગામ વસાવી ત્યાં પોતાની સઘળી રૈયતને લેઈ જઈ રહ્યા. તેમના દેહોત્સવ બાદ તેમના કુંવર **મોતિસિંહજી** ગાદીએ આવ્યા. પણ તેઓ તે વખતે નાની ઉમ્મરના હોવાથી તેમના વતી તેમનાં વાલી માતુશ્રી અંદરબા, કારભારી જાદવ સાલમભાઇ અદાભાઇ મારફતે કુલ મુખ્તિઆરપણાથી વહિવટ ચલાવતાં હતાં. સંવત્. ૧૯૦૨થી સંવત ૧૯૧૧ સુધી આ સ્ટેટ ઉપર ખેડાજીલ્લાના મહેરબાન કલેકટર સાહેબની જપ્તિ રહી. આ આરસામાં ખેરડાના પરમાર ઠાકોર **જેસંગબાવા રાઘરસંગજી** ઉપર સત્તાવનના નાનાસાહેબવાળા બળવામાં પ્રવર્ત્તેલા અત્યાચારમાં ભાગ લીધાનું જુઠું તહોમત આવ્યું; ને તેથી તેમને નામદાર બ્રીટીશ સરકારે દેશનિકાલનો હુકમ ફરમાવ્યો. પણ આ ઠાકોર શ્રી અંદરબાના ભાઈ થતા હોવાથી તેમના બચાવ માટે અંદરબાએ, પુષ્કળ ખરચના ભોગે, ફરમાવેલા હુકમ સામે વડી કોરટમાં અપીલ કરી ઠાકોર જેસંગબાવાનું નિર્દોષિતપણું સાબીત કરી બતાવ્યું, તેથી સરકારે તેમને દેશનિકાલના હુકમથી મુક્ત કર્યા. આ પછી સંવત્ ૧૯૨૦માં મોતિસીંહજી યોગ્ય ઉમ્મરના થયેલા હોવાથી, અંદરબા પાસેથી રાજ્યની લગામ તેમણે પોતાના હાથમાં લીધી, તેઓ સંવત્ ૧૯૬૩ના માગશર વદી ૨ ને સોમવારે કૈલાસવાસી થયા. ત્યાર પછી તેમનાં સિંધરોટવાળાં ઠકરાણીના કુંવર **જીવાનસંગજી** ગાદીએ બેઠા, તેઓ હાલ રાજ્ય કરે છે. એમના તાબામાં સોનીપુર સિવાય છ ગામ અને ચકલાશી, અણુદી, ઢુણાદરા, ચુણેલ, વરસડા, ગોધરાતાબાનું મોરાગામ, ને ધરી વગેરે ગામોના વાંટા છે, કુલ ઉપજ આશરે ૧૭૦૦૦રૂપીઆની છે. તેમને નામદાર બ્રીટીશ સરકારે પોલીસ જમીદારની સનંદ ઉપરાંત બીજા નંબરના સરદારનું ઉચ્ચ પદ ઇનાયત કરી તેમની જાબજા રાજભક્તિ દઢિભૂત કરી છે.

# પ્રકરણ આઠમામાં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

- કહાનડદેવજી (૨)
  - વીરમદેવજી (ગોધરે ગાદી સ્થાપીને રહ્યા જેમના વંશજો હાલ મ્હેસોલમાં છે.)
  - વાગણદેવજી (સાતસેં ગામની જાગીર લેઇ સં. ૯૧૬ માં સોજીત્રે આવી વસ્યા)
    - રાયસંગજી
      - હરભાણજી
        - કનકસંગજી
          - પૃથિરાજજી
            - સલતાનજી
              - હમીરજી
                - વીરમજી
                  - પુરણમલજી
                    - મેઘરાજજી
                      - રાઓતજી
                        - જગભાણજી
                          - વીરભાણજી
                            - કેસરજી
                              - કલ્યાણસંગજી
                                - જગરૂપજી
                              - ભોજરાજજી (ગામ ગોળાજ આપ્યું.)
                                - જગમાલજી (ગામ રૂપીઆપુરા આપ્યું.)
                            - કરણજી
                            - માનસંગજી (ગામ ડાકોર જીવાઇમાં આપ્યું.)
                              - ભીમજી (ગામ પેટલી આપ્યું.)
                                - કેસરાજી
                                  - o
                      - ભાણજી (ગામ નગરાભાણુ આપ્યું.)
                        - વીરાજી (વસો ગામ જીવાઇમાં આપ્યું.)
                          - અદાજી (આગરવા આપ્યું.)
                          - વજાજી (સણાર, કસુંબ ને ડભાસર ગામો આપ્યાં)
                      - વાઘજી (ગામ રહુદા આપ્યું.)
          - માનસંગજી (ગામણુ ગામ જીવાઇમાં આપ્યું.)
  - હરભ્રમજી (ત્રણસેં પંચોતેર ગામની જીવાઇ લેઇ સં. ૯૧૬ માં શીળીમાં ગાદી સ્થાપીને વસ્યા તેમના વંશજો હાલ છાળીએર, ડેસર ને ભાળીજમાં છે.)

- જીતસંગજી ઉર્ફે વાગણદેવજી
  - જેસંગજી (સાંગોલમાં ગાદી સ્થાપી વશ્યા.)
    - જીવાજી
      - ચાંદાજી
        - રતનજી
          - વાઘજી
            - સબળસંગજી
              - અરજણજી
                - અગરસંગજી
                  - અભેરાજજી
                    - ચાંદાજી
                    - સલતાનજી (પેશ્વાઇની શરૂઆત થઇ.)
                      - છત્રસાલજી
                        - જગતસંગજી
                          - ગજસંગજી
                            - રાજસંગજી
                              - સરદારસંગજી
                                - ખુશાલસંગજી
                                  - પ્રતાપસંગજી
                                    - મોતીસંગજી
                                      - જુવાનસંગજી ( હાલ ગાદી ઉપર છે. )
                        - આશકરણજી
                          - અરજણજી (સં. ૧૭૫૩ માં ચકલાશી ભાગી.)
                        - શેષકરણ
                        - આથકરણ
                        - કશળસંગજી
                          - વખતસંગજી (સં. ૧૭૯૩ માં વખતપરૂ વસાવ્યું.)
                            - હરીસંગજી
                        - પૃથીરાજ
                        - મેઘરાજ
                        - જસવંતસંગજી
                        - સરદારસંગજી
                        - જીતસંગજી
                        - કેસરીસંગજી
                      - કેસરજી
                      - સુરતાજી
                      - હાથીજી
                      - (આ ત્રણજણને ધરી ગામ જીવાઇમાં આપ્યું.)
                    - સુજાજી
                      - જગપાલજી
              - અદેસંગજી (ગામ સાંગોલ આપ્યું.)
              - વાઘજી (ગામ ભ્રદાસા આપ્યું.)
              - વજેરાજજી (ગામ વખત પરા આપ્યું.)
              - શેરસંગજી (ટિંબા ગામ આપ્યું.)
            - પૃથિરાજજી
            - સુરજમલજી
          - અગરસંગજી
          - અદેકરણજી
            - કેસવદાસજી
          - આશકરણજી
        - રામસંગજી
      - મેઘજી (ગામ ચાંગા આપ્યું.)
  - અદાજી (ગામ ઇસરવાડા આપ્યું.)
  - કરણજી

**ઇતિશ્રી સોલંકી વંશના ગોધરા શાખાના ઇતિહાસનું અષ્ટમ્ પ્રકરણ સમાપ્તઃ**



## કુણાહરેરા શાખા.

આપણે અગાઉ બીજા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ બાકરોલની ગાદીએથી છુટા પડેલા મહિડારાણા હરબ્રમજીના બીજા કુંવર **વીરમદેવજીએ** આવી સંવત્ ૫૮૫-૮૬ માં પોતાને મળેલી જાગીર લેઇ, તેઓએ વાત્રક નદીને કાંઠે કુણાહરેરા ગામમાં પોતાની ઠકરાત સ્થાપી; તે વખતે તેમના તાબામાં-કુણા, હરારા, બોરીઆવી, ગોઠાદ, પિંપલગ, દાવડા, ખંભાલી, ખુમરવાડા, અઝાતિયું, ઉંધરા, કતકપરૂ, ભાનેર, સોડપૂર, લીંબાલી, ખંભાલી, ઈયાવુ, નયણાવી, આખડોલ, વાણ્ણા, કમળા, બામરોલી, ખેડા, સણુસોલી, હાથેજ, ઘોડેલી, અરેરી; રીંછોલ, પિંપળાતા, અકલાચા, ભરોડા, બાવરૂ, કરોળી, ફીણાવ, છાપરા, ભાટેરા, બોરીયું કેતર, કાંગાનું પરૂ, ખલાડી, સુંજ; ડડુસર, મંજીપરૂ, વાંટ સુંવાળી, માંકવા, કાછઈ, સલુણ, અંધજ, દતાવું, રૂદણ, વણસોલ, વિરોલ, કપરૂપર, મોદજ, દોલપરૂ, હાથરોલી, ધંધોડી, ખડોલ, ખુંટજ, ગાડવાલ, હરિયાળા, દંતાલી, વિણા, કેરીઆવી, કડી, સામરખા, પણસોલી, મીનાવાડુ, રતનપુર, ખાતરજ, વેમાલી, મંગળપર, આળજડુ, વડદલા, કણીયા, દેદરડા, ઝારોળા, ભૂમજ, બીલોદરૂ, નાની ખડોલ, રાવજીપરૂ, મેહેમદાવાદ, ફરોળી, આંતરોલી, શાસ્તાપૂર, મરીડા પરસાંતજ, દેગામ, ગુતાલ, મુળજ, કોટડા, હૈદરાબાદ, નવુંગામ, સેંગાલી, નતગામ, સોજાલી, મહુધા, મોગરોળી, ડભાણુ, જીભાઇરણજીનુંપરૂ, બાઈધિરા, સોખડા, ધડાલ, તોરાઇ, ફતેહપરૂ, વણસર, રઘવાણજ, વડાળા, ખુરજ, વાસણા વગેરે મોટાં ગામ ને બીજાં નાનાં પરાં મળીને કુલે ૧૬૬ ગામની સત્તા હતી. રાણા **વીરમદેવજીએ** પોતાની કાર્કિદીમાં વણસોલ તથા મોદજ ગામમાં પોતાને રહેવા માટે સુંદર મકાનો ચણાવ્યાં તથા ધર્મ નિમિત્તે સુંજમાં વિશ્વેશ્વર મહાદેવનુ

દેવળ બંધાવી તે પાછળ પુષ્કળ ધન ખરચ્યું. તેઓ સંવત્ ૬૨૮-૩૦ માં ગુજર્યાનું જણાય છે. તેમની પાછળ તેમના કુંવર **બાદેજી** ગાદીએ બેઠા. તેઓ એટલા બધા બહાદુર લઢવૈયા હતા કે તેમણે એકલે હાથે [1]**જગદેવ**ની સરદારી નિચેના સાતસેં માણસના લશ્કરને હરાવી નસાડયા હતા. તેમના પછી તેમના કુંવર **હમુજીરાણા** ગાદીએ બેઠા. તેમને કુંણામાં રહેવાનું અનુકુળ જણાયું નહીં, તેથી પોતાના તાબાના હાથેજ ગામમાં તેમણે પોતાની ગાદી લેઈ જઇને સ્થાપી. તેમના પછી **બાપુજી**, **દત્તરાજજી**, **દૈવરાજજી**, **વજેરાજજી**, **દંકલદેવજી**, **ગોવિંદદેવજી**, **ગંગજી**, **અરજગદેવજી**, **સલતાનજી**, **મેઘરાજજી**, **ગોવર્ધનજી**, **રાઘવદેવજી**, ને **ગોયાજી** એ પ્રમાણે અનુક્રમે તેર રાજાઓ ગાદીએ આવ્યા. તેમાંના છેલ્લા રાજા **ગોયાજી** સંવત્ ૧૪૮૨ માં ગુજર્યા તે વખતે તેમને **સખરાજી**, **લોલાજી**, **અખાજી** **લખધીરજી**, **અમરાજી** ને **વિરમાણજી** નામે ૭ કુંવરો હતા; તેમાંના બીજા કુંવર લોલાજીએ પિતાના મૃત્યુ દરમ્યાન તોફાન કરી હાથેજ, ખેડા, હરીઆળા, કમળા, કાછઈ, બામરોલી, વિણા, નવુગામ, ડભાણ, વણસોલ, વિરોલ, છાપરા, માંગરોળી, કતકપરા, ફતેહપરૂ ને બોરીઆવી એ પ્રમાણે સોળ ગામની જાગીર કબજે લેઇ હાથેજમાં પોતાની આગવી ઠકરાત સ્થાપી, તેથી પાટવી કુંવર **સખરાજી**, હાથેજમાંથી નિકળીને કુણામાં આવી વશ્યા; ને પોતાના ભાઇઓ પૈકીમાંથી અખાજીને ગામ પરસાંતજ, લખધીરજીને ગામ ઈયાવ, અમીરજીને ગામ ગુતાલ, ને વીરમાણજીને ગામ દેગામ જીવાઇ પેટે આપ્યાં તેથી તેઓ ત્યાં જઇને વશ્યા, તેમાંથી પરસાંતજને દેગામના મહીડારાણાનું હાથ લાગેલું પેઢી નામું આ પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે.

લોલાજીએ પોતાની સોળગામની ઠકરાત લેઈ હાથેજમાં પોતાની ગાદી સ્થાપી. તેઓ ત્યાં સંવત્ ૧૫૩૪ માં ગુજર્યા. તે

---

૧ પ્રાચિન વંશ કથામાં આ જગદેવને **જગદેવ પરમાર** હોવાનું જણાવ્યું છે પણ સંવત્ ૧૧૬૦ ના અરસામાં થયેલા જગદેવ સાથે, સંવત ૬૪૫-૫૦ માં થયેલા **બાદેજી**નો સંબંધ હોવ એ વાત વાસ્તવિક નથી.

વખતે તેમને **અખેરાજજી, અદેસંગજી, હમીરજી, લાખાજી, નઇયાજી, અદેભાણજી,** ને **રાજાજી** નામે સાત કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર અખેરાજજી ગાદીએ બેઠા તે વખતે લાખુજી અપુત્ર ગુજર્યા, અદેસંગજીને ગામ વાઘ્રા તથા વિણુ, હમીરજીને કમળા ને નવું ગામ, અને અદેભાણજીને કાછઇ ગામ જીવાઈ પેટે મળ્યાં તેથી તેઓ ત્યાં જઇ વશ્યા. આ વખતે નૈયાજી ને રાજાજી બંને ભાઇઓ જાત્રા કરવા માટે ગયેલા હતા ત્યાં રાજાજી દેવ થયા, પાછળથી નઈયાજી સંવત્ ૧૫૪૨ માં પોતાની જીવાઇ સંભાળવા આવ્યા ત્યારે અત્યાચારી મહમદ બેગડાનો ગુજરાતમાં અમલ શરૂ થઇ ચુકયો હતો અને તેણે રજપૂતો સાથે વૈર બુદ્ધિ રાખીને તેમને વિના કસુર રંજાડવા, તથા પ્રત્યેક ઠકરાતમાંથી ખંડણી બદલના તળપદ ભાગ જુદા કાઢી લેવા શરૂ કર્યા હતા, તેથી તેની રૂએ આ રાજ્યમાંથી પણ કેટલોક ભાગ તેમના હાથમાં ગયાને લીધે નઇયાજીને ૩૦૦૦ વિઘાંનો ખેડાનો વાંટો, ઉગમણો સાંગીપરા અને ઈયાવાના વડ સુધી; ને શેઢી નદીની ઉત્તર આથમણુનો ગામ હરીયાળાનો ૯૦૦ વિઘાંનો વાંટો, ને બીજા પરચુરણ ગામોના વાંટા જીવાઇ પેટે મળ્યા તે લેઇ તેમણે પોતાની ઠકરાત ખેડામાં સ્થાપી. તેમના પુત્ર **કડવાજી,** ને કડવાજીના **નાથુજી** ને **વજપાળજી** નામે બે કુંવરો હતા, તેમાં હરીયાળાનો વાંટો વજપાળજીને જીવાઇ પેટે આપ્યો હતો, પણ પાછળથી તે અપુત્ર ગુજર્યા તેથી તે વાંટો રાણા **નાથુજીએ** પોતાની દીકરી સાણુંદ દરબાર સાથે પરણાવી ત્યારે તેને કાંચળી પેટે આપ્યો. નાથુજીના **ખાનજી,** ને ખાનજીના **અદેસંગ** થયા. તેમને **પૃથીરાજજી, વીરમજી** ને **ભાવસંગજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના વીરમજી અપુત્ર દેવ થયા તેથી પૃથીરાજજીએ તથા ભાવસંગજીએ પોતાની જાગીરને સંવત્ ૧૭૫૫ ના પોષ શુદી ત્રીજને દીવસે સરખે હિસ્સે વહેંચી નાંખી, તે બંને ભાગનું પેઢીનામું પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે. જેમાંના પૃથીરાજજીના વંશમાં હાલ ઠાકોર **રતનસંગજી** છે, ને ભાવસંગજીના વંશમાં ઠાકોર **વખતસંગજી** હતા; તે સંવત્ ૧૯૬૨ ના આસો વદી ૧૩ ને રોજ અપુત્ર

દેવ થયા તે વખતે તેમણે પોતાનાં ઠકરાણી **રતનબાને** દત્તક લેવાનો અધિકાર આપ્યો હતો તેની રૂએ તેમણે પોતાના વંશમાંના રાણા અજબસંગજીના છઠ્ઠા કુંવર જગમાલજીની પેઢીમાંનાં, દાજીભાઈના બીજા કુંવર **માનસંગજી**ને દત્તક વિધાન કરી ગાદી ઉપર લીધા છે. આ ઠકરાતને સંવત્ ૧૯૪૭ માં ડભાણનો આખો વાંટો ફક્ત રૂ. ૪૦૦) વાર્ષીક આપવા ચાલુ રાખી પચાવી બેઠેલા ડભાણના પા. હરીભાઈ રતનજી, શીવાભાઇ વજેભાઇ, ભીખાભાઇ વીઠલભાઇ, શના અજુભાઈ, શંકર બાજીભાઇ, ગલા ગોવિંદદાસ, શના શીધરભાઈ, ને ખુશાલ ગલાભાઇ ઉપર મુંબાઇ હાઈકોર્ટમાં અપીલ માટે ઉતરવું પડયું હતું; તેમાં ઠાકોર રતનસંગજીએ પોતાના સબળ પુરાવાઓથી કેશનો ચુકાદો ખેડાની બંને ઠકરાતના લાભમાં મેળવ્યો હતો. તે પછી સદરહુ વાંટાની મેહેસુલ રૂા. ૩૦૦૦ ઉપજે છે. જે પેટે જમીન ૩૮૦ એકર અઠાવીસ ગુંઠા છે. ખેડામાં ઠાકોર રતનસંગજીના તાબામાં ૨૦૮ એકર જમીન છે ને તેના સરકાર ભરતમાં ૨૮૯-૧-૦ લોકલફંડ સાથે ભરવા પડે છે, સિવાય તેમના તાબામાં સોખડા, વડાળા ને વાસણાખુરજ એ ત્રણ ગામના વાંટા છે, તેમના ચાલાક કુંવર **શીવસંગજી** હાલ ઇંગ્રેજી રાજ્યભાષાનો અભ્યાસ કરે છે. માનસંગજીના ભાગમાં ખેડા તાબે ૧૬૩ એકર ને વીસ ગુંઠા જમીન છે ને તેનું સરકાર ભરત રૂા. ૨૪૫-૧૦-૪ છે, ઉપરાંત તેમના તાબામાં છાપરા સોખડા, હરિયાળા, ધડાલ, ભેરાઇ, વણસર, ને રધવાણજ વગેરે ગામના વાંટા પણ છે.

લીલાજીના પાટવી કુંવર અખેરાજી, ને તેમના પાટવી **હમીરજી**એ પાછળથી કેટલાંક કારણોને લીધે હાથેજમાંથી ગાદી ઉઠાવી બામણોલીમાં આણી હતી, તેમનું વંશવૃક્ષ આ પ્રકરણ સાથે બામરોલીઆ મહિડા રાણાના નામથી દાખલ કરેલું છે. રાણા સખરાજીને, **વેરીસાલજી, માલજી, મેઘજી, અભેરાજજી, વીરમજી, રાજાજી** ને **રાણજી** નામે સાત કુંવરો હતા; તેમાંના પાટવી વેરીસાલજી ઉર્ફે વેરો રાણો ગાદીએ બેઠા, ત્યારે માલજીને ગામ વડદલા, અભેરાજજીને ગામ ગોઠાદ ને અંધજ, વીરમજીને ગામ રીંછોલ, રાજાજીને ગામ ગાડા, અને રાણજીને ગામ પિંપળાતા જીવાઈ પેટે આપ્યાં

ત્યારથી તેઓ ત્યાં જઇ વસ્યા. તે પૈકીનાં વડદલા, ગોઠાદ અંધજ ને રીંછોલના વંશજોનાં પેઢીનામાં આ પ્રકરણ સાથે સામેલ છે.

રાણા **વેરોરાણો** બહાદુર લઢવૈયા હતા. તેમનાં બેન પાવાગઢના પતાઇરાવળ સાથે પરણાવેલાં હતાં, તેથી જ્યારે મહમદ બેગડો પાવાગઢ ઉપર ચઢયો ત્યારે કહેવાય છે કે તે પોતાના બનેવીની કુમકે ચઢવા માટે પોતાની માતાની રજા લેવા ગયા હતા. તે વખતે તેમનાં વીર માતાએ કહ્યું કે એક અત્યાચારી યવન ક્ષત્રીધર્મ લુંટે, તેને રોકવા ક્ષત્રીપુત્ર રજા લેવા જેટલો પણ વિલંબ કરે તો તેના સંસ્કારમાં જરૂર વિકાર હોવો જોઇએ, એ વાત આ તારૂં વર્ત્તન સિદ્ધ કરે છે. મને યાદ છે કે એક વખત તું નાનો હતો ત્યારે હું સ્નાન કરવા બેઠી હતી, અને તું રડયો એટલે ગોલીયે તને ખોળામાં લેઇ ધવરાવ્યો. હું નાહીને ઉઠી અને તને રડતો બંધ જોયો એટલે મેં સાધારણ આશ્ચર્યથી પુછ્યું કે તેં ભાઇને ધવરાવ્યો? તેણે હા પાડી. મેં તેજ વખતે તને ઉંધે માથે બાંધીને દાસીના દુધને તારા પેટમાંથી કાઢી નાંખ્યું, તોપણ તે દુધનો કંઇક અંશ રહેલો તેથીજ તેં મારી પાસે આવવા જેટલો વિલંબ કરી ધર્મરક્ષણની જવાબદારીમાં સીથીલતા બતાવી છે. આ છેલ્લા શબ્દોથી ઉત્તેજીત થઇ તેઓ લાવલશ્કર સહીત પતાઇની મદદે ગયા હતા ને ત્યાં સાત દીવસ સુધી બાદશાહી લશ્કરને જેર જેર કરી આખરે કામ આવ્યા હતા. એ વીરક્ષણનાં બે ચારણી ભાષાનાં પ્રાચિન રૂપકો નિચે આપીયે છીયેઃ-

## ( શાણાર )

ધ્રુજે अमर धरा धनुप धुंखारव धणेणे, चहुं गम कांगरे म्लेछ चढीआ;
' वेरडा ' उठयरे वीरवर वढामणा, पोळ पावे दरंग हाथ पडीया.
च्ढे सरताण ' मेहमुद ' चांपानियर, लोपे बजार गढ सरंग लीधा;
सखर समो भ्रम उठय पात्र सहो, कलसणे वेरसल साद कीधा.
मळे मछरीक घायमाण मुके नहीं, भरंद धोरी तण देखे गजभार;
पत्तुप पावो कहे मुजपतशाहसुं, वेरडा उठय भजदाल्य अणवार.

**ધુમડા હાથદે પોળય મહીયડ ધણી, સામહા સર ભોવણ તણ સાથે;**
**ચઢે વેમાણ ચાળકરાતો ચઢે, મ્લેછ વસતે લીયા તણ માથે.**

**(जांगडु)**

**उग केम अरक वेद क्यम वरते, धारण ध्रु क्यम रहे ध्रडे;**
**आखे मुं वेरागर उभे, चकतो पावे क्यम चढे.**
**जपी नह जपे तपी तप छंडे, वसुधा कुके मकर विवेक;**
**वमहा कथन कहुं हुं 'वेरो' तो अमर धरा थिये जो एक.**
**पावो चाडें रह्यो प्रत आपे, भोवण सहुको शाल्य भरे;**
**वसव लीयुं दीयुं वण वढिये, धरा शेष क्यम भार धरे.**
**पावो दरंग वेरागर पोळे, सखरसमो भ्रम वढियो सम्राह;**
**रढ पाळी ज्यम रावणराणे, पडिया पछी चढे पतशाह.**

આ ધર્મકસોટીના આખર પ્રસંગ પછી આ રાજ્યમાં પણ વાંટા–તળપદ વિભાગ પડયા; પણ વેરારાણાની બહાદુરીની છાપ યવન સૈન્યના હૃદયમાં એટલી બધી ઉંડી પડી કે કેટલાંક વરસ સુધી તેમણે આ રાજ્યની સરહદમાં ડરી ડરીને પગ મુકયો. ઘણા ગઢવીઓને કંઠાગ્રે, હજી તેમના યુદ્ધકૌશલ્યની કાવ્યકીરતી હયાતી ભોગવે છે ને સાંભળનારને તેમના અનુપબળની યાદગીરીથી ચકીત કરી દે છે. એમના પછી એમના કુંવર **મેહેરજી** રાણા ગાદીએ બેઠા, તે વખતે તેમના બીજા ત્રણ ભાઇઓમાંથી **રણમલજી** ને મોકવા–દેદરડા ને કોટડા ગામો જીવાઇ પેટે આપ્યાં; ત્યાં પાછળથી તેમનું કુટુંબ બારૈયા વંશમાં ભળ્યું, તેમનું મળેલું પઢીનામું પ્રકરણ પાછળ આપેલું છે. ભોજજી ને ગામ દાવડા, ને **જગતાજી**ને ગામ અરેરી જીવાઇ પેટે આપ્યાં તે લેઇ તેમનું કુટુંબ તે ગામોમાં વસ્યું. મેહેરજીરાણાને **સારંગજી, દુરંગજી,** ને **સતાજી** નામે ત્રણ કુંવરો હતા; તેમાંના પાટવી સારંગજી ગાદીએ બેઠા ત્યારે દુરંગજીને ગામ મુળજ–પિંપલગને ખંભાલી, તથા સતાજીને ગામ ડડુસર જીવાઇ પેટે મળ્યાં. તેમનું વંશવૃક્ષ પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે. સારંગજીને **પરતાપજી, ભીમાજી, નીંગમજી,** ને **સોમાજી** નામે ચાર કુંવરો

હતા; તેમાંના પાટવી પરતાપસંગજી ગાદીએ બેઠા, ત્યારે **ખીમાજીને** ગામ ઘોડેલી, **વીરમજીને** ગામ અરેરી ને રીંછોલ, ને **સોમાજીને** ગામ ધંધુડી-સુંજ-વાંટસુંવાળી અને ખડોલ જીવાઈ પેટે મળ્યાં તેમાં સોમાજીના પરિવારની નોંધ મળી આવી છે તે પ્રકરણ પાછળ આપવામાં આવી છે. રાણા **પરતાપજીને મેલજી, અચળજી,** ને **ઝગડુજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી સિવાયના બીજા બે કુંવરો નિર્વંશ થયા હોય એમ જણાય છે. મેલજીરાણાને **મગવાનજી, નારણજી, અરેકરણજી** ને **ઉમેદસંગજી** નામે ચાર કુંવરો હતા, તેમાંના પાટવી ભગવાનજી ગાદીએ આવ્યા, નારણજી અપુત્ર ગુજર્યો, **અરેકરણજી** ને ખડોલ ગામ જીવાઈમાં મળ્યું ત્યાં તે કોળી થયા, ને **ઉમેદસંગજી** ને આખડોલ ગામ જીવાઈ પેટે મળ્યું તેથી તે ત્યાં જઈને વશ્યા. રાણા ભગવાનજીને **રતનસંગજી** ને **જમલજી** નામે બે કુંવરો હતા, તેમાંના રતનસંગજી ગાદીયે બેઠા ત્યારે કુંવર **જેમલજી** ને ગામ મરીડા જીવાઇમાં મળ્યું, પણ પાછળથી તે નિર્વંશ ગુજર્યો તેથી તે જીવાઇ પાછી રાજ્ય સાથે જોડાઇ. રાણા રતનસંગજી હિંદી કવિતાના ઘણા શોખી હતા. તેથી દુર દુરના કવિયોનું તેમના દરબારમાં સારૂં સન્માન થતું હતું. તેમણે ગઢવિ કવિ શાર્દુલજીને તેમની કવિતાથી પ્રસન્ન થઇ બારમુવાડાં ગામ વસાવી બક્ષિસમાં આપ્યાં હતાં તે પ્રસંગની ચારણી કવિતા નિચે નજર કરીયે છીએ:—

### ગીત.

**वडा जोवंते पंडका आज्ञा, बजाते जीतका वाजा;**
**लोभीयां वधारे लाज्ञा, भारथे अभंग.**
**समापणो लंभ ताजा, सेवधां जोते सकाजा;**
**हीदवाणां तणी माझा, राजा रतनेश.**
**क्षत्रीकवां भार सीले, रुपके बाग ज्युं खीले;**
**हझारां जलुरां झीले, आवतां हमेश.**
**नरां शत्रु हरां पीले, राजीयां नशींवे नीले;**

टीले सोलंकियां, तणो जगतेश.
रेश तलोनके दोखी, हरीयां दया रेष;
पहेली वेश कीरतीयां, पहोंचाडे परदेश.
देश वये कवां नेश 'रतनेश' दीधा दाने;
नेश कवां पाळे बेश, दुजा रतनेश.
अमलांकी उर वडा, चोगणो रजके चडा;
भीडो हडा मुंजाइए एवडा भराय.
अडावीड छासटीया, दोइजान आपे अडा;
थाटे कडा जुडपडा, कचेरीयां थाय.
मळंते अलुणा नके, मागणां सलुणा मळे;
अदा तारां ग्रहे खुणा, अकुणा अजाण.
उणा नके देग तेग, नके संग रंग उणा;
प्रथी दुणा दतेकुणा, पृथीके परमांण.
बापं डाडां जेम ताणे, बेहु कांठा छले बांणे;
हींदवांणे तरकाणे, परमाणे हात्र.
जंगमां पवंगां आंणे, रेणवांकु दयाराणे;
रेणवां भरंतां धांणे, दयारांणे रात्र.

રાણા રતનસંગજી પછી તેમના કુંવર સુરજમલજી ગાદીએ બેઠા, તેમને **जगतसंगजी, गजुजी** ને **चंद्रभाणजी** નામે ત્રણ કુંવરો હતા; તેમાંના પાટવી જગતસંગજી ગાદીએ બેઠા ત્યારે સંવત્ ૧૬૧૨ માં **गजाजी** ને ગામ મરીડાનો ૧૬૦૦ વીઘાંનો વાંટો; એક તરફથી બીલોદરાની ભાગોળ સુધી, બીજી તરફથી વ્હેળોને ભરડાં તલાવ સુધી, ત્રીજી તરફ ફાટા તળાવ જવાની નાળ સુધી, ને ચોથી તરફ શીરાં-તળાવડી-મેઘુતળાવડી-કાળીયાં તળાવ-ખારોડાં-ચોળીયાં સુધીની હદનો જીવાઈ પેટે આપ્યો, તે લેઇ તેમણે પોતાની ગાદી મરીડામાં સ્થાપી, તેમનું સંપૂર્ણ વંશવૃક્ષ આ પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે; ને **चंद्रभाणजी** ને કુણાઢરેશમાં જીવાઇ મળી તેમાંથી તેમણે કાશી

જાત્રા જઇ આવી સંવત્ ૧૬૪૯ ના ફાગણ સુદી ૨ ને રોજ ગામ કુણાની ઓતરાતી નદીની તેડે ચારસેં વીઘાંનો ગૌચરો મુકી વિષ્ણુંપદ સંપાદન કર્યું. રાણા **જગતસંગજી**, બીહોલા દુરજોધનજીનાં કુંવરી શંભુજીબા સાથે પરણ્યા હતા તે રાણી જગતસંગજી પાછળ સતી થયાં. તેમની પાછળ **હરીસંગજી, હઠીસંગજી** ને **કરમસીજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી રાણા હરીસંગજી ગાદીએ બેઠા, એ અરસામાં **કરમસીજી** અપુત્ર દેવ થયા, ને **હઠીસંગજી** ને આળજડું ગામ જીવાઇમાં મળ્યું તેથી ત્યાં જઇ વસ્યા. રાણા હરીસંગજીને **હમીરસંગજી, કેશરીસંગજી, ગુમાનસંગજી, જગરુપજી**, ને **અરજણજી** નામે પાંચ કુંવરો હતા, તેમાંના રાણા હમીરજી ગાદીએ બેઠા ત્યારે **કેસરીસંગજીને** ગામ ખુંટજ, **ગુમાનસંગજી** ને ગામ સેંગાલી, **જગરુપજી** ને ગામ મંગળપરૂ, ને **અરજણજી** ને ગામ વેંમાલી જીવાઇ પેટે આપ્યાં તેથી તેમનું કુટુંબ ત્યાં જઇ વસ્યું. રાણા હમીરજીને, **પૃથીરાજજી, ઉમેદજી, જગમાલજી**, ને **જગતાજી** નામે ચાર કુંવરો હતા, તેમાંના જગમાલજી પિતાની હયાતીમાંજ અપુત્ર ગુજર્યા; તેથી જ્યારે રાણા પૃથીરાજજી ગાદીએ બેઠા ત્યારે **ઉમેદજી** ને ગામ આખડોલ, ને **જગતાજી** ને ગામ અરેરી જીવાઇ પેટે મળ્યાં તેથી તેઓ ત્યાં જઇ વસ્યા. પૃથીરાજજી પછી તેમના કુંવર **અનોપસંગજી** ગાદીએ બેઠા. તેમને **જગતસંગજી અજાજી, માઇબાજી, દીપસંગજી, માવસંગજી, રુપસંગજી**, ને **માવસંગજી** નામે સાત કુંવરો હતા. તેમાંના પાટવી રાણા જગતસંગજી ગાદીએ બેઠા ત્યારે બાકીના છ ભાઇઓમાંના **અજાજી** ને ગામ ખડાલી, ને **દીપસંગજી**ને ગામ વણસોલ જીવાઈ પેટે મળ્યાં તેમનું મળેલું પેઢીનામું આ પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે; બાકીના ચાર ભાઇઓને જમીનો જીવાઇ બદલ મળી તે લેઈ તેઓ જુદા થયા. રાણા જગતસંગજી પરમ વૈષ્ણવ જીવ હતા. એમનાં રાણી વખતબાએ દ્વારીકાંની જાત્રા કરી તેના ગંગાપૂજનના નિમિત્તે સંવત્ ૧૮૫૨ ના કારતક શુદી ૫ ને રોજ કુણા ગામ જમાડયું હતું. જગતસંગજીનું બીજું નામ જીભાઇબાવા હતું તે ઉપરથી તેમણે જીભાઇપરૂ વસાવ્યું હતું, ને તે તેમણે પોતાની આખર અજલે મે-

હેમદાવાદના વડાદરા બ્રાહ્મણોને બોલાવી તેમને કૃષ્ણાર્પણ આપ્યું હતું. એમને **હરીસંગજી ઉર્ફે બાવાજી બાપુજી** ને **અભેસંગ** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી હરીસંગજીએ બોરીઆવી પાસે હરીપરા નામે ગામ વસાવ્યું તે હાલ આબાદ છે. તેમને **અનોપસંગજી બીજા, અદેસંગજી** ને **મોટાબાવા** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી અનોપસંગજી બીજા ગાદી ભોગવી સંવત્ ૧૯૨૭ ના માગશર શુદી ૨ ગુરૂવારે કૈલાસવાસી થયા. તેમને **જીબાવા કાભાઈ** ને **શીવસંગજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના પાટવી કુંવર જીબાવા સંવત ૧૯૨૭ ના માગશર શુદી ૧૪ ને મંગળવારે ગાદીએ બેઠા, એ વખતે ભરાયલા મેળાવડામાં ગામ મોદજના બારીયા હાથીજીના ભાઇ સમસ્તે શેલુ પાઘડી તલવારને અરાઢ રૂપીઆ રોકડા નજરાણો કર્યો હતો, તથા ઘોડાસરના ઠાકોરે પચીસ રૂપીઆ શીરપાવના આપ્યા હતા. આ ગાદી ઉપર અગાઉથી ચાલ્યું આવતું વિશેષ કરજ જોઇ સને ૧૮૭૭ ના ચોદમા આકટ પ્રમાણે મેહેરબાન તાલુકદારી સાહેબે આ સ્વસ્થાન પોતાના જપતીવહીવટમાં લીધું. આ આરસામાં મલિક મુઅઝમ કૈસરેહિંદ મહારાણી વિકટોરીઆની રાજ્ય કર્યાની પચાસમા વર્ષની સિલ્વર જ્યુબીલી અમદાવાદ ખાતે ભરવામાં આવી હતી તેમાં રાણા જીબાવાએ આનંદપૂર્વક ભાગ લેઇ હિંદી સરકાર તરફની પોતાની વફાદારી સિદ્ધ કરી બતાવી હતી. તેમના અક્ષરવાસ પછી તેમના ચાલાક કુંવર મહારાણા **મુળસીંહજી** ઉર્ફે **દાદાબાવા** સાહેબ ગાદીએ બેઠા છે. તેમણે બચપણથી ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરી તે પછી વઢવાણની તાલુકદારી કોલેજમાં મી. સ્ટીપ સાહેબની દેખરેખ નીચે ઇંગ્રેજી ભાષાનું સંગીન જ્ઞાન સંપાદન કર્યું છે. તેમની ગાદીનું સર્વસ્વ કરજ અદા થયા પછી અને તેમની સંપૂર્ણ યોગ્યતા સ્વિકારાયા પછી નામદાર હિંદી સરકારે તેમનું સ્વસ્થાન તેમને સ્વાધિન સોંપી, તેમજ તેમને બીજા નંબરના સરદારનું પદ ઇનાયત કરી એક વફાદાર રાજ્યકર્તાની યોગ્ય કદર પિછાણવામાં ગવરમેન્ટ વ્યાજબી ને યોગ્ય પરિક્ષક નિવડી છે.

# પ્રકરણ ૯ મા માં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.



વેરીસાલજી

- મેહેરજી
- રણુમલજી (મોકવા, દેદરડા ને કોટડા આપ્યાં ત્યાં બારૈયા થયા.)
- ભીમજી (હાવડા આપ્યું.)
- જગતાજી (ગામ અરેરી આપ્યું.)

મેહેરજી

- સારંગજી
- દુરંગજી (મુળજ પિંપલગ ને ખંભાલી આપ્યાં)
- સતાજી (ગામ હડુસર આપ્યું.)

સારંગજી

- પરતાપજી
- ખીમાજી (ગામ ધોડેલી આપી.)
- વીરમજી (અરેરી ને રીંછોલ આપ્યાં.)
- સોમાજી (ધંધુડી, સુંજ, વાટસુંવાળી ને ખડોલ આપ્યાં.)

પરતાપજી

- મેલજી
- અચળજી
- જગડુજી

મેલજી

- ભગવાનજી
- નારણુજી
- અદેકરણુ ઉર્ફે રૂપજી (ખડોલ આપી ત્યાં કોળી થયા.)
- ઉમેદસંગજી (ગામ આખડોલ આપી.)

ભગવાનજી

- રતનસંગજી (બાર મુવાડાં વસાવી, ચારણોને બક્ષીસ આપ્યાં.)
- જેમલજી (ગામ મરીડા આપ્યું.) !

રતનસંગજી

- સુરજમલજી

સુરજમલજી

- જગતસંગજી (એમનાં રાણી શંભુજીબા સતી થયાં.)
- ગજાજી (ગામ મરીડા આપ્યું.)
- ચંદ્રભાણુજી (સં. ૧૬૪૬ માં તેમણે કુણામાં ચારસેં વીઘાંનો ચરો મુકયો.)

જગતસંગજી

- હરીસંગજી
- હઠીસંગજી (ગામ આળજકું આપ્યું.)
- કરમસીજી !

હરીસંગજી

- હમીરજી
- કેસરીસંગજી (ગામ ખુંટજ આપ્યું.)
- ગુમાનસંગજી (ગામ સેંગાલી આપ્યું.)
- જગરૂપજી (મંગળપરા આપ્યું.)
- અરજણુજી (ગામ વેંમાલી આપ્યું.)

હમીરજી

- પૃથિરાજજી
- ઉમેદજી
- જગમાલજી !
- જગતાજી (ગામ અરેરી આપી.)

પૃથિરાજજી

- અનોપસંગજી

અનોપસંગજી

- જગતસંગજી ઉર્ફે જીભાઇ
- અજાજી (ખલાડી આપી.)
- ભાઇઆજી !
- દીપસંગજી (ગામ વણુસોલ આપી.)
- ભાવસંગજી
- રૂપસંગજી
- માવસંગજી




( મહારાણા શ્રી મુળસિંહજી સાહેબની સુજનતા વિષેનું મુવાડાના ગઢવી કવિ બાપુ જેસાભાઇનું એક રૂપક. )

( रुपक )

**शुभ वचन एम कहे सरसति, सजस भरतखंड थया छता;**
**पारसमणि महाभड पाक्यो, ‘दादो’ कुणे थयो दता.**
**डहापण अधक विवेकी दाता, गढपत वधा माप धणा;**
**देवी थांने नवेनध देशे, तालेवंत ‘जीबावा’ तणा.**
**मागा अधळ प्रधळ दल मोटो, रीत खत्रीयां रखण राजा;**
**पुरा शासत्र वेद चत्र परखे, महीडो राण करभांण माजा.**
**तारे दनदन चढा अडावेड, थरु अडग एम सजस थये;**
**अनोपहरा हय भूप अटंका, दता कवी सनमान दीए.**
**भायां साथ मळे सहु भेळा, ठावो थीये कचेरी ठाठ;**
**शशी सुरातियां लग शोभे, माजे अचळ महीडा पाट.**

( આ રાજ્યમાંથી જે જે શાખાઓ જુદી પડી તેમાંથી મળી આવેલાં પેઢીનામાં આ પછીના પૃષ્ટોમાં બતાવ્યાં છે. )

## લેલાજી

(સં. ૧૪૮૨ માં સોળ ગામની જાગીર લેઇ હાથજંમાં ઇલાયદી ગાદી સ્થાપીને વસ્યા તેમનું વંશવૃક્ષ.)



**હમીરજી**
(લોલાજીના ત્રીજા કુંવર કમળા ગામે રહ્યા તેનો પરિવાર)

- રામજી
  - પતોજી
    - નાથાજી
      - સામતસંગજી
        - શરણુજી
          - અભાજી
            - આશાજી

**નઇયાજી**
(ખેડા હરીઆળામાં વાંટો લેઇને રહ્યા તેમનો પરિવાર)

- કડવોજી
  - નાથુજી
    - ખાંનજી
      - અદેસંગજી
        - પૃથીરાજજી (હાલ ખેડામાં પહેલો ભાગ છે તેના મુળ પુરૂષ)
        - વીરમજી
        - ભાવસંગજી (હાલ ખેડામાં બીજો ભાગ છે તેના મુળ પુરૂષ)
  - વજપાળજી

(આ બંને પુરૂષનું ઇલાયદુ પેઢીનામું આ પછીના ૧૬૯ મા પૃષ્ઠથી આપેલું છે.)

**અદેભાણજી**
(લોલાજીના છઠ્ઠા કુંવર કાછઇમાં જઇ વસ્યા તેમનો પરિવાર)

- લાલજી
  - કેસરજી
    - ભાણજી
      - ભીમજી
        - વસાજી
          - કડવાજી
            - નાગરજી
              - કેશવદાસ
                - નાથુજી
        - વિરાજી

**અખાજી**
(ગોવાજીના ત્રીજા દીકરા પરસાંતજ જઇ વસ્યા તેમનું પેઢીનામું)

- ધાગજી
  - વાંસજી
    - અમરોજી
  - દેવાજી
    - કાનજી
    - અરજણજી
      - જીવણજી
    - રણછોડજી
    - મનાજી
    - મીઠાજી


અમરાજી
(ગોયાજીના પાંચમા કુંવર ગુતાલ
જઇ રહ્યા તેમનો પરિવાર)
જગમાલજી
ભારમલજી
ભાંણજી
લાખાજી
દેવાજી
જેસાજી
અદાજી
રાઘવદાજી
રૂપસંગજી
વીરભાણજી
(ગોયાજીના છઠ્ઠા કુંવર દેગામ જઇ
રહ્યા તેમનોં પરિવાર)
સતાજી
સોમાજી
રણમલજી
રાધાજી
રાણજી
વીરભાણજી
વશરામજી
વાઘજી
ભગવાનજી
માલજી
(સખરાજીના બીજા કુંવરને બડદલા
આપ્યું તેમનું પેઢીનામું)
અરજણજી
બાપુજી
જમણાજી
સીંહાજી
આશાજી
પચાંણજી
કરણજી
અભેરાજજી
(રાણા સખરાજીના ચોથા દીકરા
ગોઠાદને અધેજ રહ્યા તેમનું પેઢીનામું)
અખેરાજજી
સુરસંગજી
રાધાજી
રાંણજી
રામજી
નાગજી
વીરમજી
ભવાનજી
ભાણજી
રાંણજી
વીરમજી
(રાણા સખરાજીના પાંચમા દીકરા રિંછો-
લમાં રહ્યા તેમના વંશજોનું પેઢીનામું)
જગસીજી
રાણભાણજી
લખમણજી
માંનજી
રાધાજી
મડાજી
ફતુજી
ભગવાનજી
મનોરદાસ
સુંદરજી
અમરજી
રણમલજી
(રાણા વેરીસાલજીના બીજા દીકરા
માંકવા, દેદરડાને કોટડામાં વસ્યા
તેમનો પરિવાર)
લાખાજી ઉર્ફે વજેરાજજી
કાનજી
કેસરજી
સંગજી
નરસંગજી
જાયમલજી

**નરસંગજી**

- જાસુજી
  - ગોપાળજી
    - અભેરાજજી
    - વજેરાજજી
  - અદુજી
  - રૂપજી
- કાનજી
- ભીમજી
- છતુજી
- ફુલજી
- નાકુજી
- ગોયાજી (એમનાં સ્ત્રી ગંગાબા સતી થયાં હતાં)

**રાણુજી**
(રાણા સખરાજીના સાતમા દીકરા પિંપળાતે રહ્યા તેમનો પરીવાર)

- રાવળજી
- રાજોજી
  - મેશજી
    - ફુલજી
      - નાનોજી
        - નારણરાજી
          - હઠીસંગજી

**દુરંગજી**
(મેહેરજી રાણાના બીજા દીકરા મુરજ (પિંપલગને ખંભાલી વસ્યા તેમનું પેઢીનામું)

- માનસંગજી
  - જસુજી
    - રાજાજી
      - રામજી (મુળજ તથા ખંભાલીમાં રહ્યા)
        - લખમણ
          - કરસનદાસ
          - કેશવદાસ
          - રાસુજી
          - રતનજી
      - મેસજી (પિંપલગ રહ્યા)
        - ફુલજી
          - નાનાજી
            - નારણદાસ
            - નરેરજી
            - દણુગાજી
    - રાંણુજી
    - ભાણુજી
  - જમણુજી

**સતુજી**
(મેહેરજી રાણાના ત્રીજા દીકરા ડડુસર રહ્યા તેમનો પરિવાર)

- સુરજી
  - લખમણજી
    - અગ્રાજી
      - અદાજી
        - પરબતજી*
          - સીહીજી
            - કરસનદાજી
              - સામલદાજી
                - સુંદરજી



* એમનાં બે ઠકરાણી માંકડબાઈ તથા સજનાબાઇએ કાશીએ જઇ આવી ગંગાપુજન કર્યું ત્યારે તેમણે એક હજાર બ્રાહ્મણ જમાડી; ડડુસરમાં ચારસે વીઘાનો ચરો મુકયો.


રાવળજી
(રાણા સખરાજીના સાતમા દીકરા પિંપળાતે રહ્યા તેમના મોટા દીકરાનો પરિવાર)
ભાનજી
(ઇડરમાં કારભારી થયા ને ત્યાં રહ્યા)
રાજાજી
રાંમજી
હાથીજી
નરસંગજી
ભાણુજી
કંથડજી
લખધીરજી
(રાણા ગોયાજીના ચોથા કુંવર ગામ ઇચાવ જઇ વસ્યા તેમનું પેઢીનામું)
લખમણજી
વીરમજી
કરણજી
કનોજી
ભોજાજી
ખેતાજી
નાકાજી
વાઘજી
કડવાજી
વીરમજી
(રાણા સારંગજીના ત્રીજા દીકરા અરેરી રહ્યા તેમનો પરિવાર)
અદાજી
સતાજી
સગાજી
ખોખાજી
રામજી
મહીઆજી
મેલુજી
માલજી
હમીરજી
સોમાજી
(રાણા સારંગજીના ચોથા કુંવરના પાટવી હરદાસજીનો પરિવાર ધંધુડીમાં વસ્યા તેમનું વંશવૃક્ષ)
હરદાસજી
સતુજી
પુંજાજી
કલુજી
કરણજી
રૂપજી (ગામ ભરોડે ગયા)
અદોજી
નિનાજી
પચાંણજી
નાગજી
વાઘજી
મીઠુજી
સોમાજી
(રાણા સારંગજીના ચોથા કુંવરના બીજા દીકરા વાઘજી સુંજ વસ્યા તેમનો પરિવાર)
વાઘજી
અખેરાજ
તેણાજી
અચળજી
રાઘાજી
કડવાજી
આશાજી
પરતાપજી
કરણજી
સોમાજી (રાણા સારંગજીના ચોથા કુંવરનો ત્રીજો દીકરો શોલજી ખડોલ વસ્યા તેમનો પરિવાર)
શોલાજી
લાલજી
ગોવિંદજી
નાગજી
(ખડોલમાં રહ્યા)
દીપસંગજી
(રાણા અનોપસંગજીના ચોથા કુંવર વણસોલમાં વસ્યા તેમનો પરિવાર)
કીકાજી
કરણજી
કેસરજી
કડવાજી
લખુજી
જેઠીજી
પ્રાગજી
વાઘજી

# હાથેજની ગાદીના રાણા લોલાજીના કુંવર નૈયાજી સંવત ૧૫૪૨ માં ખેડામાં વશ્યા તેમાંના મોટા ભાગના પરિવારનું વંશવૃક્ષ.




( સવિશેષ પેઢીનામું હવે પછીના બીજા પૃષ્ટમાં જોવું. )


વરસોજી દુધોજી
(રાણા સમરસંગજીનો પરિવાર)
કુબેરજી
માંડજી
મેરૂજી
નારણજી
ચાંદાજી
દાજી
બાવાજી
મેહેરૂજી
કુબેરજી
(હ)
જીવોજી
માંડજી
માનોજી
માધવસંગ
ફતેહસંગ
વીશોજી
હરીસંગ
ફતેહસંગ
(હ)
કાયોજી
રૂપાબાવા


સુરસંગજી
(રાણા સરતાનસંગજીના ત્રીજા કુંવરનો પરિવાર)
કલ્યાણજી
મુળજી
મોંડણજી
સરતાનજી
ભીમજી
અનોપસંગ
ભીમજી
ભોજાજી
ખીમાજી
અભુજી
માનાજી
સુજાજી
રતનજી
ગોદડજી
વીરોજી
અજાજી
ખોડાજી
ભુપસંગ



# ખેડાની ઠકરાતના બીજા ભાગનું વંશવૃક્ષ.

- ભાવસંગજી
  - અજબસંગજી
    - અદેસંગજી
      - સરદારસંગજી
        - ભાવસંગજી
          - નથુજી (દલપતસંગજીના દીકરાને દત્તક લીધા)
            - પરતાપસંગ
              - અદેસંગજી
                - વખતસંગજી
                  - માનસંગજી (હાલ ઠકરાત કરે છે.)
            - સુજાજી
              - સરદારસંગ
                - મદારસંગ
                - તખતસંગ
              - ભગવતસંગ
                - જેઠીજી (હ)
                - મનુજી
                  - મોતીજી (હ)
                  - સામતસંગ (હ)
                  - રાયસંગ (હ)
                  - સરદારસંગ [હ]
            - મોડજી
              - ભાઇજી !
              - પચાણજી !
              - વજેસંગ
                - ફતેસંગ
                - જીવાભાઇ
                  - અમરસંગ (હ)
              - ઝુઝુજી
                - કેસરીસંગ
                  - ભીખાજી
                  - દેવીસંગ
                - બાવાજી !
        - દલપતસંગજી
        - સુંદરજી
        - રામાજી
          - જીતાજી !
      - જીનસંગજી
      - વખતસંગજી !
    - જગતાજી
    - જીવણજી !
    - ચાંદાજી
    - અગરસંગજી
    - જગમાલજી
  - અખેરાજજી
    - તેજસંગજી
      - હીંમતસંગ
        - વાસણજી
          - જીજીભાઇ !
          - લાલોજી
            - નાથુજી !
            - બાપુજી
              - દેશળસંગ
              - હિંમતસંગ !
          - પચાણજી !
      - વજાજી
      - હરીસંગજી
    - ગુમાનસંગજી !
    - રાજસંગ !

( વિશેષ વંશવિસ્તાર હવે પછીનાં પૃષ્ઠોમાં જોવો. )

- જગનાથજી [અજબસંગજીના બીજા કુંવરનો પરિવાર.]
  - દેલાજી
  - બોધજી
  - કુંભેરજી !
  - મોકમજી !
  - અમેરાજજી !
  - અજરજી

દોલાજી બોધજી
(રાણા જગનાથજીના પહેલા ને બીજા
કુંવરનો પરિવાર)

ગુલાબસંગજી દોલાજી

બનેસંગ અલુજી ભગવાનજી રાયસંગ સામતસંગ

જાલમજી જગમાલજી અમરસંગ અનોપસંગ

ફતેસંગ નાથુજી ગુમાનસંગ કુબેરજી
! (હ) (હ) !

લાખાજી બાઘરજી

સામતસંગ અગરસંગ જીણાજી ભાઇજી
!

વખતસંગ ભાઇઆ ગગુજી
! (હ) !

અજરજી
(રાણા જગનાથજીના છઠ્ઠા
કુંવરનો પરીવાર)

જેસંગજી વાઘજી અભેસંગજી સબળાજી

બેચરજી વીરાજી
!

બાપુજી ફુલજી ભુપતસંગ
(હ)

જેઠીજી

કાળુજી પ્રભાતસંગ
(હ) (હ)

શીવસંગ ગુમાનસંગ
[હ] !

અભેસંગજી
(અજરજીના ત્રીજા દીકરાનો પરિવાર)

કાયાજી ગંબીરસંગ
નાથુજી રાયસંગ
! !

સબળાજી
(અજરજીના ચોથા કુંવરનો પરિવાર)

રણછોડજી

માધવસંગ ભુપતસંગ કુબેરજી
!

પ્રભાતસંગ સાહેબસંગ ભગવતસંગ
! (હ) !

ચાંદાજી
( અજબસંગજીના ચોથા કુંવરનો પરિવાર )

નાથુજી નરેરજી હઠીસંગજી
! !

જગમાલજી જીભાઇ
!

ચાંદાજી દાભાઇ
! !

( વિશેષ વંશવિસ્તાર હવે પછીના
પૃષ્ટોમાં જોવો. )

અગરસંગજી
(અજબસંગજીના પાંચમા કુંવરનો પરિવાર)




[illegible] [illegible] બાજીબાઇ [illegible]

ગુમાનસંગ (હ)

જગમાલજી
(રાણા અજબસંગજીના છઠ્ઠા કુંવરનો પરિવાર)

કેસરજી — [illegible], [illegible], [illegible]

ચાંપાજી — વજાજી, રૂપાજી, સતાજી

રૂપાજી — અલીયાજી, માલજી

અલીયાજી — જેઠીજી, હરીબાઇ

જેઠીજી — પુરૂષોતમજી (હ)

માલજી — અરજણજી, કાલુજી

ખેંગારજી — રેવાજી

રેવાજી — હરભમજી, કાભાઇ, માવસંગ

કાભાઇ — દેવાજી, વજેસંગ

માવસંગ — જીભાવાજી, ગોપાળજી

જીભાવાજી — દાજીભાઇ, હિમતસંગ

દાજીભાઇ — અગરસંગ (હ), માનસંગજી (રાણા વખતસંગજીના દત્તક થયા

ગોપાળજી — અમરસંગજી (હ)

જીતસંગજી
(અદેસંગજીના બીજા કુંવરનો પરિવાર)

ગોદડજી

વીસાજી — હમીરજી, રાજાજી

નથુજી

( વિશેષ વંશવિસ્તાર હવે પછીના પૃષ્ઠોમાં જોવો. )

દલપતસંગજી
(સરદારસંગજીના બીજા કુંવરનો પરિવાર)

પથુજી

સેસાજી ભગવાનસંગજી જેસંગજી

ખુમાનસંગ જીભાવા ખોડાજી ડુંગરજી કાભાઇ

૦ ૦ ૦ (હ)

કેસરીસંગ ફતેસંગ

(હ) (હ)

સુંદરજી
(સરદારસંગના ત્રીજા કુંવરનો પરિવાર)

જસાજી ભીમજી

રધાજી તેજાજી જેતાજી જીજીભાઇ અનોપસંગ આવસંગ

૦ ૦ ૦ ૦

સાલુજી ગેમાજી જળુજી ભુલજી

એચરજી મદારસંગ શીવસંગ રામસંગ

(હ) (હ) (હ) (હ)

પરબતસંગ મોતીજી

(હ) (હ)



# રાણા સુરજમલજીના બીજા કુંવર ગજાજીને મરીડ ગામ જીવાઈ પેટે મળ્યું તેમનું વંશવૃક્ષ.




( વિશેષ વંશવિસ્તાર હવે પછીના પૃષ્ઠોમાં છે. )


હતાભાઇ
(કલ્યાણસંગજીના પાટવીનો પરિવાર)
કાનભાઇ
રામસંગ
આદરભાઇ
ગગાભાઇ
અદાભાઇ
માધવસંગ
કુબેરજી
(ભાવસંગજીના બીજા કુંવરનો પરિવાર)
સરદારસંગ
બાવાજી
માનસંગ
દલપતસંગ
અમથાજી
શીવસંગ
માનસંગ
(દોલતસંગજીના પાંચમા કુંવરનો પરિવાર)
વીસાભાઇ
બાવાજી
કલ્યાણસંગ
હીંમતસંગ
ઉદેસંગ
ભુવાલજી
(ભુપતસીંહજીના બીજા કુંવરનો પરિવાર)
વજેસંગજી
નાથુજી
વીરસંગજી
માંડજી
ડોસાભાઇ
રામસંગ
બેચરજી
હરીસંગજી
અભેસંગ
પરબતસંગ
નારભાઇ
નાગજી
મોતીસંગ
પ્રભાતસંગ
દાદાભાઇ
(ચીકાજીના પાંચમા કુંવરનો પરિવાર)
કાળુભાઇ
અભેસંગ
મેરૂજી
બાધરસંગ
સોમાભાઇ
ખુશાલજી
જેઠીસંગ
મંગળજી
બાંખરજી
(ભુપતસીંહજીના ત્રીજા કુંવરનો પરિવાર)
ચીકાજી
ભાવસંગજી
દોલતસંગજી
કુબેરજી
સુંદરજી
દાદાભાઇ
મુળુભાઇ
ખુમાનસંગજી
જાલમસંગ
જનેસંગ
પ્રતાપસંગ
માનસંગ
ડુંગરભાઇ
(વિશેષ વંશવિસ્તાર હવે પછીનાં પૃષ્ઠોમાં જોવો.)



જાલમસંગ
બનેસંગ
પ્રતાપસંગ
ડુંગરભાઇ
ભારથસંગ
અભેસંગ
ફતેહસંગ
વજેસંગ
જીભાઇ
દાભાઇ
રતનસંગ
કાળુભાઇ
સરદારસંગ
બાબર
મોતીસંગ
પ્રતાપસંગ
જસુજી
કલ્યાણજી
જીણાજી
પ્રતાપસંગ
ભવાનસંગ
ભુપતસંગ
દલુભાઇ
જેઠીસંગ
ગુલાબસંગ
રાજાભાઇ
રામભાઇ
જીજીભાઇ
માધવસંગ
પથાભાઇ
વીરસંગ
રવીસંગ
મહીજી
મોહનસંગ
ઝીણાભાઇ
સાલમસંગ
સરદારસંગ
વજેસંગ
મોતીસંગ
મુળુભાઇ
(ચીકાજીના છઠ્ઠા કુંવરનો પરિવાર)
જોરાભાઇ
કાભાઇ
ભાઇબા
હઠીસંગ
નાથુજી
ગેમલસંગ
ભીમસંગ
સામતસંગ
રાયસંગ
ગુલાબસંગજી
(ભવાનસંગજીના ત્રીજા કુંવરનો પરિવાર)
જેઠીસંગજી
નારસંગ
માવસંગ
ગુમાનસંગ
નાનાભાઇ
તેજાભાઇ
જીજીભાઇ
જોરાભાઇ
દોલતસંગ
મુળુભાઇ
ખેચરભાઇ
અજુભાઇ
ગેમલસંગ
દાભાઇ
બાપુજી
જાલમસંગ
નાથુજી
વીરસંગ
ગુલાબસંગ
હીમતસંગ
ભાઇબા
જેસંગજી
બાજીભાઇ
કાભાઇ
નારણજી
બાવાજી
રામસંગ
દીપસંગ
બનેસંગ


જોરાભાઇ
(જેઠીસંગજીના ત્રીજા કુંવરનો પરિવાર)
ખુમાનસંગ
અમથાભાઇ
કલ્યાણસંગ
મુળુભાઇ
(જેઠીસંગજીના ચોથા કુંવરનો પરિવાર)
જગમાલજી
ભારથસંગ
મેરૂભા
માનસંગ
કાનભાઇ
નાનભાઇ
કુબેરજી
દોલતસંગ
હઠીસંગ
જીજીભાઇ
રતનસંગ
પથીભાઇ
મોહનસંગ
જેઠીસંગ
પરભાતસંગ
મોતીસંગ
જોરાભાઇ
(જેઠીસંગજીના ત્રીજા દીકરાનો પરિવાર)
ખુમાનસંગજી
અમથાભાઇ
કલ્યાણસંગજી
નારસંગ
(ગુલાબસંગના બીજા કુંવરનો પરિવાર)
ભાઇબાજી
વખતસંગ
બેચરભાઇ
હીંમતસંગ
પ્રતાપસંગ
કનકસંગજી
(ભગવાનસંગજીના ચોથા કુંવરનો પરિવાર)
ભગતસંગ
કરારજી
ઉમેદજી
બાધનજી
માનભાઇ
કશળાજી
વખતસંગ
અદેસંગ
ધીરસંગ
માનસંગ
સજાણસંગ
લખાજી
ગગાજી
જેસંગજી
કાભાઇ
ભાઇબા
બાબરજી
પ્રતાપસંગ
પથીભાઇ
અભેસંગ
આદરજી
નારજી
મેરૂજી
શીવાજી
પ્રતાપસંગ
કલ્યાણસંગ
પહાડસંગ
રણછોડજી
કાનજી
ફુલાજી
જીણાજી
હરીસંગ
ગભીરસંગ
બેચરજી

### ગજાભાઇ
### ( ભવાનસંગજીના પાંચમા કુંવરનો પરિવાર )

- ખેંગારજી
  - જેસંગજી
- મનોરજી
  - જસાજી
    - હરીસંગ
      - કાભાઇ
        - શીવસંગ
    - તખતસંગ
      - સોમાભાઇ

### માવસંગજી
### ( ગુલાબસંગના ત્રીજા કુંવરનો પરિવાર )

- નારણજી
- કાનભાઈ
  - પથીભાઇ
    - બાવાજી
      - ઝીણાજી
    - નારણજી
      - દોલતસંગ
      - સોમાજી
      - માધવસંગ
    - કલ્યાણસંગ
      - સાહેબસંગ
      - ઉદેસંગ
  - જસાજી
    - રતનસંગ
      - જાલમસંગ
        - શીવસંગજી
- જીજીભાઇ
  - મેરૂભાઈ
    - કાભાઇ
    - શીવસંગ
  - બાપુજી
    - કાળુભાઇ
    - ભાઇઆ
- માનસંગજી
  - ભારતસંગ
    - દલપતસંગ
      - ઝીણાજી
        - મોતીસંગ
        - કલ્યાણસંગ
    - સરદારસંગ
    - જેસંગજી
  - આદરભાઇ
    - જાલમજી
      - માવસંગ
      - હીમતસંગ
    - દાભાઇ

### ગુમાનસંગજી
### ( ગુલાબસંહજીના ચોથા કુંવરનો પરિવાર )

- પરતાપસંગ
  - બાવાજી
    - વજેસંગ
    - હીમતસંગ
      - કેસરીસંગજી
    - હરીસંગ
      - બેચરજી
    - હઠીસંગ
  - રૂપસંગ
    - અમરસંગ
    - માધવસંગ
      - કુલાભાઇ
    - પરબતસંગ
  - સરદારસંગ
    - નાગજીભાઇ

**ઇતિ શ્રી સોલંકિવંશની ગોધરાશાખાના ઇતિહાસનું**
**નવમું પ્રકરણ સમાપ્ત:**

## પ્રકરણ ૧૦ મું.



### શીળી (છાલીઅેર) શાખા.



આપણે બીજા પ્રકરણમાં જણાવી ગયા તેમ શક્તિ-પુત્ર ચાંચકદેવજીની છવીસમી પેઢીએ **કહાનદેવજી** (૨) થયા તેમના પાટવી કુંવર **વીરમદેવજી** ગોધરાની ગાદીએ બેઠા, ત્યારે તેમના ત્રીજા કુંવર **હરબ્રમજીને ત્રણસેં** પંચોતેર ગામની જાગીર જીવાઇ પેટે મળી તે લેઇ તેઓ સંવત્ ૯૧૬ માં, શીળીમાં પોતાની ગાદી સ્થાપીને વશ્યા. તેમણે પોતાના ન્યાય નીતિ ને ઔદાર્યથી પ્રજાને ઉત્સુક કરી હતી. તેમને **સુરમલજી** ને **શેષજી** નામે બે કુંવરો હતા, તેમાંના પાટવી સુરમલજી સંવત્ ૯૫૭ ના અરસામાં ગાદીએ આવ્યાનું જણાય છે. તેમને **વીરમજી** ને **ચાંદાજી** નામે બે કુંવરો હતા તેમાંના ફટાયા કુંવર ચાંદાજીને ગામ ડેસર, કણુઝરી ને ટિંબા જીવાઇ પેટે આપ્યાં હતાં. રાણા વીરમજી રાવળ પછી તેમના કુંવર **સોમાજી** ગાદીએ બેઠા તેઓ ચોપટ બાજીની રમતમાં ઘણા કુશળ હતા; તેઓ એક વખત પોતાના કાકા ચાંદાજી સાથે સરત કરીને સોગટાં બાજી રમ્યા હતા તેમાં તેમણે તેમનું જીવાઇ પેટે મળેલું ટિંબા ગામ જીતી લીધું હતું. તેમને **લખધીરજી, વીરાજી** ને **વજાજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના રાણા લખધીરજી ગાદીએ બેઠા ત્યારે વીરાજીને ગામ ટિંબા, ને વજાજીને વસનોલી તથા પોરડા નામે બે ગામ જીવાઇ પેટે અપાયાં હતાં. તેમને **કરણજી, અખેરાજજી** ને **વીરાજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના ફટાયા અખેરાજજીને ગામ ઓડ અને પલોદ, તથા વીરાજીને ગોતરડી ગામ જીવાઇમાં મળ્યાં. રાણા કરણજીને, **રામસંગજી, રાજાજી, માનજી, રાઘાજી** ને **અમરસંગજી** નામે પાંચ કુંવરો હતા તે પોતે સંવત્ ૧૧૪૦ માં સ્વર્ગવાસી થયા. તે પછી પાટવી રામસંગજી ગાદીએ આવ્યા, તે વખતે રાઘોજીને ગામ ખોરવાડ, અને અમરસંગજીને ગામ મોરઆમલી તથા સારસા જીવાઇ પેટે મળ્યાં; બાકીના બે **રાજાજી** તથા

**માનજી** નિર્વંશ થયા. રાણા રામસંગજીને **સુરબ્રમજી, ચાંદાજી** ને **લાખાજી** નામે ત્રણ કુંવરો હતા તેમાંના લાખાજી સંવત્ ૧૧૬૦ ના આરસામાં અપુત્ર ગુજર્યા; તેથી સુરબ્રમજી ગાદીએ બેઠા ત્યારે ચાંદાજીને ચલાલી ગામ જીવાઈમાં મળ્યું તે લેઇ તેઓ ત્યાં રહેવા ગયા. રાણા સુરબ્રમજીને **કરણજી, અભેકરણજી** ને **સુરમલજી** નામે ત્રણ કુંવરો હતા. તેમાંના ભ્રાતૃભક્ત અભેકરણજી બાલ્યાકાળથી યોગભ્રષ્ટ જીવ જણાયા હતા; તેમણે જીવાઇ નહી લેતાં આખી જીંદગી બ્રહ્મચર્યમાં ગુજાર્યાનું કહેવાય છે; ને સુરમલજીને ખંભોળજ તથા કસુંબા ગામ જીવાઇમાં આપ્યાં તેથી તેઓ ત્યાં રહેવા ગયા. રાણા કરણજી પછી **કલ્યાણજી** ગાદીએ આવ્યા. તેમને **કેસરજી** ને **કરસનજી** નામે બે કુંવરો હતા; તેમાં કરસનજીને ભરોડા ને શીમળોજ ગામ જીવાઇ પેટે મળ્યાનો ઉલ્લેખ છે. રાણા કેસરજી સંવત્ ૧૩૪૦ ના આરસામાં ગુજર્યાનું કહેવાય છે. તેમને **વાઘજી** ને **વણવીરજી** નામે બે કુંવરો હતા, તેમાંના વાઘજી ગાદીએ આવ્યા; ને વણવીરજીને લીંડોળી તથા ઢુણાદરા ગામ જીવાઇમાં મળ્યાં. રાણા વાઘજી પછી **વીરમજી, જોગીદાસજી, જમણાજી** ને **નારણજી** એ પ્રમાણે ચાર રાજાઓ ગાદીએ આવ્યાનું જણાય છે. છેલ્લા રાજા નારણજી ઘણાજ પરંગજુ અને પ્રેમાળ હતા, એમ ચારણોનાં રચેલાં જુનાં ગીતો ઉપરથી જણાય છે. એમના વખતમાં મહમદ બેગડાનો અમલ શરૂ થયો ને તેણે ચાંપાનેરના બળિષ્ટ રાજા પતાઇ રાવળનો પરાજય કરી તે પછી તમામ હિંદુ ઠકરાતો ઉપર જુલમ ગુજારવો શરૂ કર્યો. આ ભિષણ કાળમાં આ રાજ્યને પણ ઘણો ધોકો પહોંચ્યો. કેટલાંક ગામોમાં વાંટા પડયા ને કેટલાંક ગામો સદંતર નાશ પામ્યાં; ઉપરાંત બાદશાહ તરફથી કનડગત ચાલુ રહી જેથી રાણા નારણજીના કુંવર **જેસાજી** એ ગાદીએ બેઠા પછી સંવત્ ૧૫૫૩ ના કારતક માસમાં ઝીકાલીઆના થાણા ઉપર ચઢાઇ કરી તેનો નાશ કર્યો, તથા તેજ સાલની ધુળેટીને દીવસે ખરે બપોરે જઇને સંડલપુરનુ થાણું માર્યું. આથી બેગડો તેમના ઉપર ઘણો ગુસ્સે થયો ને તેણે તેમને પકડી મંગાવવા માટે પોતાની ૬૦૦ માણસની બહાદુર ટુકડીને શીળી

ઉપર મોકલી. આ બનનાર ભાવિ બનાવથી રાણા જેસોજી અણજાણ હતા નહીં, તેથી તેમણે લશ્કર આવવા અગાઉ શીળી ખાલી કર્યું. રૈયત આજુબાજુનાં ગામોમાં વસી ને પોતે રાજપુરના રાઠોડ ઠાકોર સાથે મીત્રતા હોવાથી તેમને ત્યાં જઇ સંતાઈ પેઠા. પાછળથી તેમણે રાઠોડ રાજાને દગો કરીને માર્યો, ને તે પછી બેગડા સાથે સલાહ કરી સંવત્ ૧૫૫૭ના ચૈત્ર વદી ૭ ને રોજ રાજપુરમાં પોતાની ગાદી સ્થાપીને વસ્યા. એમના પછી **જોગાજી**, **નારણજી બીજા** તથા **રતનજી** ગાદીએ આવ્યા. એમાંના છેલ્લા રાજાને **પરતાપજી** તથા **કેસરજી** નામે બે ભાઇઓ હતા તેમાંના કેસરજીએ પોતાનું નામ અમર કરવા માટે ચરાથી દક્ષીણાતી બાજુ તલાવ ખોદાવી તેનું નામ કેસરતળાવ પાડયું. રાણા રતનજી પછી તેમના કુંવર **પૃથીરાજજી** ગાદીએ આવ્યા. તેમના વખતમાં પીજનો વાંટો, ઘોડાસર રાજ્યના, કુણા રાજ્યના ને આ રાજ્યના સહીઆરા ભાગમાં હતો, તેની ઘોડાસરમાં વહેંચણી કરતાં માંહોમાંહે તકરાર ચાલી તેમાં કુણા તરફના મહીડાઓ મરાયા; તેથી અમદાવાદના બાદશાહી અમલદારે ત્રણેને અમદાવાદમાં પકડી મંગાવી ન્યાય કર્યો, તેમાં પૃથિરાજજી ગુનેગાર ગણાયા તેથી તેમણે જ્યારે ભારે દંડ આપ્યો ત્યારે તેમને પોતાનું આયપદ લેવાની છુટ મળી. આ બનાવથી તેમના કુંવર **અગરસંગજી** નાખુશ થયા, તેથી તેમણે રાણા પૃથિરાજજીના દેહોત્સવ પછી રાજપુરમાંથી ગાદી ઉઠાવી છાલીએરમાં સ્થાપી. તેમને **ચાંદુજી**, **સજુજી**, **વીરમજી**, **ભાવસંગજી** ને **રાજસંગજી** નામે પાંચ ભાઇઓ હતા તેમાંના વીરમજીને ગામ ચીખોડું તથા ભાવસંગજીને ગામ શીળી જીવાઇ આપ્યાનું જણાય છે. રાણા અગરસંગજીને **અમરસંગજી** તથા **રામસંગજી** નામે બે કુંવરો હતા, તેમાંના અમરસંગજી, અને તેમની પાછળ તેમના કુંવર **રુપસંગજી** ગાદીએ આવ્યા. પણ રૂપસંગજી અપુત્ર ગુજર્યા તેથી તેમની પછી રામસંગજીના કુંવર **જીતસંગજી** ગાદીએ બેઠા. તેમણે છાલીએરની ભાગોળે કુવો ચણાવ્યો. તેઓ સંવત ૧૭૯૯ માં સ્વર્ગવાસી થયા. તેમને **દોલતસંગજી**, **જેસંગજી**, તથા **નાથુજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના વડાકુંવર દોલતસંગજી ગાદીએ બેઠા. તેમણે સંવત્ ૧૮૧૧ ના પોષ વદી બારસને રોજ છાલીએરનો દર-

વાળો બંધાવ્યો તથા સંવત્ ૧૮૧૫ ના ચૈત્ર સુદી ૫ ને રોજ દરબારમાં કુવો ચણાવ્યો. તેઓ સંવત્ ૧૮૧૬ માં અક્ષર થયા. તેમને **साहेबसंगजी, दुर्जनसंगजी चांदाजी, भावसंगजी, ने राजसंगजी** નામે પાંચ કુંવરો હતા, તેમાંના પાટવી સાહેબસંગજી ઘણા ન્યાયશીળ અને બળવાન પુરૂષ હતા; જે વાત હજી સુધી લોકોમાં બોલાતા નીચેના આ બે દોહાઓ ઉપરથી સાબીત થાય છે:—

( दोहा. )

**“छालीयर सामा करे सिंगडां, तेने मरतां न वार;**
**साहेब तुं दोला तणो, धर्म तणो दरबार.**
**ताजुडी तुटी गइ, गयो भुपत रो-भार;**
**साहेब तुं दोला तणो, धर्म तणो दरबार.”**

એઓ સંવત્ ૧૮૪૦ ના શ્રાવણ માસમાં દેવ થયા. તેમને **गेमलसंगजी, अदेसंगजी, अभेसंगजी ने वीरसंगजी** નામે ચાર કુંવરો હતા, તેમાંના રાણા ગેમલસંગજી સંવત્ ૧૮૫૯માં દેવ થયા. તેમના પછી **नारसंगजी** ગાદીએ આવ્યા. તેમને **रायसंगजी, केसरीसंगजी ने भारतसंगजी** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર પિતાના અવસાન પછી ગાદીએ આવ્યા. તેમણે અગાઉના ચાલ્યા આવતા રીવાજ પ્રમાણે સ્વતંત્ર રીતે દીવાની ફોજદારીનો અધિકાર ચલાવી પ્રજાને રંજન કરી હતી. તેઓ સંવત્ ૧૯૨૭ ના ભાદરવા વદી ૧૦ ને રોજ પરલોકવાસી થયા. તેમને **दीगपाळसींहजी ने छतरसींहजी** નામે બે રાજ્યનિતિજ્ઞ કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર દીગપાળસીંહજીના અમલમાં નામદાર બ્રિટીશ સરકારે આ સ્વસ્થાનને મહેરબાન તાલુકદારી સાહેબના વહીવટમાં સોંપ્યું. તે પછી રાણા દીગપાળસીંહજી સંવત્ ૧૯૪૪માં અપુત્ર દેવ થયા, તેથી તેમના પછી તેમના ભાઈ **छतरसींहजी** ગાદીએ આવ્યા, તેઓ હાલ રાજ્ય કરે છે. તેમની બ્હોળી કેળવણી ને રાજ્ય ચલાવવાની કુશળતા જોઈ નામદાર બ્રિટીશ સરકારે તેમને પોલીસ જમીદારની સનંદ ઉપરાંત બીજા નંબરના સરદારનું પદ ઈનાયત કરી થર્ડ કલાસ પાવર સાથે તેમનું સ્ટેટ તેમને સ્વાધિન કર્યું છે, ત્યારથી તેઓ અદ્યાપિપર્યંત નિષ્કલંકિત રીતે પ્રજા તરફથી ચિરાયૂ આશીર્વાદ મેળવી રહ્યા છે.

# પ્રકરણ ૧૦ મા માં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

કહાનડદેવજી બીજા
( ગોધરાની ગાદીએ ગુજર્યા. )






**ઇતિ શ્રી સોલંકી વંશની ગોધરા શાખાના ઇતિહાસનું દશમ પ્રકરણ સમાપ્ત.**

## *દેવાશાખા.



અગાઉ પાંચમા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ નાપાની ગાદીના મહિડારાણા નાના દુધાજીના ચોથા કુંવર અજાજીને, દેવા, વસો, પિંપળાવ, વળેટવા, રૂણજ, મલાતજ, ડભોઉ, સિંગળાવ, આમલીઆરા, નવાગામ, કાહોર, પડાલ ને માલાવાડા, એ પ્રમાણે તેર ગામની જાગીર મળી તે લેઈ તેમણે સંવત ૧૪૮૦ માં પોતાની ગાદી દેવામાં સ્થાપી. તેમને વજેભ્રમજી, વીરપાળજી, ને મેઘરાજજી નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી વજેભ્રમજી સંવત ૧૫૧૦ માં ગાદીએ બેઠા; ત્યારે વીરપાળજીને ગામ પિંપળાવ તથા વળોટવા, અને મેઘરાજજીને ગામ રૂણજ જીવાઈમાં આપ્યાં. ઠાકોર વજેભ્રમજીને હરભ્રમજી, હરપાળજી, ને લખધીરજી નામે ત્રણ કુંવરો હતા, તેમાંના હરપાળજીને વસો ગામ જીવાઇમાં આપ્યું હતું, પણ પાછળથી તેમના કુટુંબીઓ દીલ્લી ગયા ને ત્યાંથી કાશી તરફ જાત્રા કરવા વળ્યા; તે પ્રસંગમાં ઘેર રહેલા તેમના નાના ભાઇ લખધીરજીએ તેમની જીવાઈ પોતાને હસ્તગત કરીને પોતે પડાલમાં જઈ વસ્યા ત્યાં તેઓ વટલી મોલેસલામ થયા. ઠાકોર હરભ્રમજીને મેપજી, મંડળીકજી ને માનજી નામે ત્રણ કુંવરો હતા તેમાંના માનજી અપુત્ર ગુજર્યા, ને સંવત ૧૫૪૦ માં મેપજી જ્યારે ગાદીએ બેઠા, ત્યારે મંડળીકજીને મલાતજ ગામ જીવાઈમાં મળ્યું. ઠાકોર મેપજી માટે કહેવાય છે કે તેમને કોળી લોકો ઉપર બહુ ક્રોધ ચઢયો હતો, તેથી તેમણે દર રવિવારે કુળદેવી આગળ હવન કરી તેમાં એક કોળીના માથાનો ભોગ ચઢાવવાનો નિયમ લીધો હતો; તે પ્રમાણે વર્તી તેમણે પોતાની રાજ્ય સરહદના તમામ કોળીઓનો અંત આણ્યો, છેવટે પોતાના દરબારમાં દેવલો નામે એક કોળી ચાકર હતો તેને

---

* દેવા ગામ સંવત ૧૨૭૫માં પરમાર શાખાએ વસાવ્યાનું જણાય છે.

પણ તેજ દશાએ પહોંચાડયો, આથી દેવલાની આ કેઢ સાલ્લો વિંટી છુટા કેશે શામ બામશેલીના ઝુંગાપગીને બારણે જઇને ઉભી; આ વખતે ત્યાં રાવણું ભરાયેલું હતું, તેમણે સર્વેએ એ બાઇને આમ અમર્યાદિત વેશે આવવાનું કારણ પૂછયું, ત્યારે તેણે કહ્યું કે દેવાના મેપજી ઠાકોરે અસંખ્ય કોળીનાં માથાં કાપીને હવનમાં હોમ્યાં છતાં તમે સરવે કોળી જાતના હોવા છતાં મદદ કરતા નથી તેથી તમને સર્વેને નામરદ સમજી મેં તમારી લાજ તજી દીધી છે. આ વાત સાંભળી સઘળા રાવણાને મમત ચઢયો તેથી ઝુંગાપગીને મોખરે કરી તેઓ સર્વે દેવા ઉપર તુટયા, ને મેપજી ઠાકોરની મેડી ઉપર ચઢી, તેણે જેમ કોળીયોનાં માથાં કાપ્યાં હતાં તેમ તેનું માથું કાપવા માંડયું; આ વખતે ઠાકોરે ઝુંગાપગીને પોતાના જીવતદાન માટે જે માગે તે આપવાનું કહ્યું પણ તે વાત કોઇએ નહિ માનતાં તેમનું માથું કાપી સંવત્ ૧૫૬૦ની ફસલમાં દેવામાં લુંટ ચલાવી, ને આયપદ ઉઘરાવી લીધું. તેથી મેપજી ઠાકોરના મોંઢણજી, મીઠુજી ને સુરમજી નામે ત્રણે કુંવરો ઘણા દીવસ બારવટે ફર્યા છેવટે રૂણુ પાસેના રસ્તા ઉપરના લીંબડાતળે ભાભારામ ફકીરી ધારણ કરીને બેઠા હતા તેમની પાસે જઇને તેમણે વિનંતી કરી કે જો આપ અમારી જાગીર પાછી વાળી આપો તો અમો તેના આયપદમાંથી ચોથો ભાગ આપને અર્પણ કરીએ. ભાભારામે એ વાત કબુલ રાખી ને ઝુંગાપગીને તેમના ભાયાતો સાથે, સમજાવી વેર ચુકવવાને નામે, ગરાશીઆઓ સાથે પીજગામના પ્રસિદ્ધ કપિલેશ્વર મહાદેવમાં ભેગા કર્યા; ત્યાં શીવપિંડી ઉપર હાથ મુકીને સોગંદ ખાવા જતાંજ મોંડજી ઠાકોરે પોતાના અંગરખાની બાંહ્યમાં છુપાવી રાખેલી કટાર વડે ઝુંગાપગીને ઠાર માર્યો, તેથી સઘળી ધારાળા કામઠી ગરાશીઆઓ ઉપર મારવા ધસી, પણ એટલામાં ભાભારામે તુંબડીમાંથી જળ છાંટી એવી જબરી ધુબ્યકટ ઉરાડી કે તેથી આંખ્યો પુરાઇ ગયે ધારાળાઓ માંહોમાંહે કપાઇ મુવા, ને દેવાની જાગીર મોંડજીને હાથ ગઈ* તેમને

---

* ભાભારામ ચમત્કારિ પુરૂષ થઇ ગયા છે. મુળે તે રૂણુના પાટીદાર હતા. તે પોતાના ગામની વજે ભરવા માટે અમદાવાદ ગયા હતા, ત્યાં

મેહેપતજી, હમીરજી, લખમણજી ને કલ્યાણજી નામે ચાર કુંવરો હતા. તેમાંના મેહેપતજી ઠાકોર ગાદીએ બેઠા ત્યારે લખમણજીને ગામ ડભોઉ ને કલ્યાણજીને સિંગળાવ ગામ જીવાઇમાં આપ્યાં તે

---

બાદશાહના દરબારમાં ઉંચ મુલતાનથી આવેલા ખલીફા વંશના, ઇમામશાહ નામે એક મહાપુરૂષ ઉતર્યા હતા, તેમનો પૃથ્વિપર પડછાયો નહિ પડતો જોવાથી, ભાભારામે તેમને પુજ્યભાવે પોતાનો રથ તથા બળદની જોડ અર્પણ કરી, ને પોતે મુરીદ થઇ તેમની સેવામાં રહેવાને ઇચ્છયું. ઇમામશાહે ભેટ સ્વિકારીને, ભાભારામને તેમને ગામ જઇ મુરીદ કરવાનું વચન આપ્યું; તેથી ભાભારામ ત્યાંથી ઘેર આવી પોતાના ગામની ભાગોળે એક લીંબડો હતો ત્યાં ઇમામશાહની વાટ જોતા બેઠા. પાછળથી ઇમામશાહ રૂણુ આવવા નિકળ્યા, ત્યારે ઈરાનનો બાદશાહ ગુલામઅલી, કે જે ફકીરી ધારણ કરી હાજરબેગને નામે તેમની સેવામાં હાજર હતો તેને ઇમામશાહે રથ તૈયાર કરવાનું કહ્યું, પણ બાદશાહે તેમની પીરાઇ જોવા ખાતર બળદોને અગાઉથી સંતાડાવરાવ્યા હતા તેથી હાજરબેગે કહ્યું કે રથ તૈયાર છે પણ બળદો નથી. ઇમામશાહે આ વાત સાંભળીને કહ્યું કે કંઇ ફીકર નહિ આપણો સરસામાન રથમાં મુકી દો. એમ કહીને પછી પોતે રથમાં ચઢીને રથને કહ્યું કે ચલ એટલે રથ વગર બળદે ચાલ્યો, તે રૂણુમાં આવી ભાભારામ પાસે ઉભો રહ્યો. આ વખતે ભાભારામને તેમનાં સગાં સંબંધીઓ વિંટાઇ વળી ફકીરી નહીં લેવા માટે સમજાવતાં હતાં છતાં ભાભારામ એકના બે થયા નહિ તેથી રથ આવ્યો ત્યારે તે સગાં વ્હાલાંઓએ મળી ઇમામશાહને મારવા માંડયા, તે વખતે ઇમામશાહ પોતે હજાર રૂપે થયા તેથી જંખવાઇ જઈ સઘળા પટેલો તેમના આશ્રીત થયા તથા ભાભારામની બ્હેન ચીચીબાઇ પણ ઉપરનો ચમત્કાર જોઇ મુરીદ થયાં. ત્યાર પછી કેટલાક વખત સુધી ભાભારામે ઈમામશાહના ચોધરી તરીકે કામ કર્યું. પછી છેવટે જ્યારે ઇમામશાહે પોતાના મુરીદોનો વિસ્તાર વધારી, ગામ ગરમટા વસાવી તે ઉપર રોજો બાંધ્યો ત્યારે પોતાના મુરીદોમાં મુલકની વહેંચણી કરતાં ચરોતર ભાભારામને સોંપ્યું, ત્યારથી તેઓ રૂણુ પાસેના લીંબડા નીચે આવી રહ્યા હતા. કહેવાય છે કે એક વખત ઇમામશાહે વજુ કરી તે પાણી ભાભારામને ઢોળવા આપ્યું હતું તે પાણી નહીં ઢોળી દેતાં ભાભારામ પી ગયા તેથી તેમને ભૂત, ભવિષ્ય ને વર્તમાનકાળની ખબર પડવા લાગી ને આજુબાજુના મુરીદોમાં પૂજાવા લાગ્યા.

લેઇ તેઓ અલગ થયા. મેહેપતજીને **માલજી** ને **શ્રીજી** નામે બે કુંવરો હતા તેમાંના પાટવી માલજી સંવત્ ૧૫૯૫ માં ગાદીએ બેઠા ત્યારે શ્રીજીને ગામ કાહોર જીવાઇમાં મળ્યું તેમાં શ્રીજીના દીકરા સાલુજી પછી **કાશીજી** થયા તે પોતે વટલાઇ મોલેસલામ થયા. ઠાકોર માલજી પછી સંવત્ ૧૫૯૮ માં **આશકરણજી** ગાદીએ બેઠા, તેમણે વડગામના ગોહેલ અરજણજી સાથે પોતાની દીકરી પરણાવી સંવત્ ૧૫૯૮ માં આમલીઆરા ગામ તેમને ટીલામાં આપ્યું. ઠાકોર આશકરણજીને **સઊજી** ને **સુંઢાજી** નામે બે કુંવર હતા, તેમાંના સઉજી સંવત્ ૧૬૨૦ માં ગાદીએ બેઠા ત્યારે સુંઢાજીને નવું ગામ જીવાઇમાં આપ્યું તેથી તેઓ ત્યાં જઇ વશ્યા, તેમનું વંશવૃક્ષ આ પ્રકરણને છેડે આપેલું છે. પાછળથી તેમનો પરિવાર બંધ પડયે તે જીવાઇ સઉજીના ત્રીજા દીકરા પ્રાગજીના વંશમાં ગઈ, તેથી તે વંશવૃક્ષ પણ પાછળ જોડેલું છે. આ આરસામાં મહમદ બેગડે આ ઠકરાતમાંથી પણ તળપદ કાઢી લેઇ બાકી રહેલા વાંટાઓ ઉપર ૨૧૦૦ રૂપીઆ ઉદ્ધડ આંકડે લેવા ઠરાવ્યા હતા. સઉજી પછી **રણસંગજી** ગાદીએ આવ્યા ને તે પછી **અંદરજી** ને **ખોડીદાસે** અનુક્રમે ઠકરાત ભોગવી. ખોડીદાસજીને **રાજસંગજી**, **ભોજજી** ને **વીરમજી** નામે ત્રણ કુંવરો હતા, તેમાંના ભોજજીએ સંવત્ ૧૫૭૬માં પોતાની જીવાઇમાંથી ચરો મુકયો. તેઓ દેવામાંના બીજા ભાગમાં ગણાતા ગરાશીઓના મુળ પુરૂષ છે. વીરમજી વાગડ રહેવા ગયાનું જણાય છે. ઠાકોર રાજસંગજી પછી **સુરસંગજી** ને **દયાળજી** નામે બે ઠાકોરો થયા, તેમાંના ઠાકોર દયાળજીને **માલજી**, **સઊજી**, **જગમાલજી**, **હલીસંગજી**, **જીવણજી**, **બાઉજી** ને **જોધારાજજી** નામે સાત કુંવરો હતા, તેમાંના માલજીએ ઠકરાત કરી. તેમને **લાખુજી** ને **સરદારસંગજી** નામે બે કુંવરો હતા. તેમાંના લાખુજી ને તે પછી **મારમલજી**, **હરીસંગજી** ને **અજબસંગજી** ગાદીએ આવ્યા, તેમનું વંશવૃક્ષ પ્રકરણની સાથે સામેલ છે. સંવત્ ૧૭૭૯ માં ત્રણ પાંખીઆના દેવીઆ ઠાકોર છુટા પડયા તેમાંના જગમાલજીના થડના ભાદરવે, મોંડણજીના થડના ઉતેળીએ, ને ભગતસંગજીના પાંખીયાના હરગવાળે ગયાનું

જણાય છે. બાકી રહેલા અજબસંગજીના થડનાઓથી દેવાની અને માલાવાડાના વાંટાની સલામી ભરી શકાઇ નહીં તેથી તેઓ નાસરડે નીકળ્યા. પણ હળવદના ધણી રાસાભાઇ, ચુડા વઢવાણના અભેસંગજી તથા અરજણસંગજી, સીયાણીઆ વેરો ઝાલો, વાઘેલા ભગવતસંગ ભાલીઆ, વાઘેલા શેષમલ ભાલીઆ, પટેલ વણારશીદાસ તથા બાજીબાઇ વસોઇઆઓએ મળીને સલામીનું મુલ કરાવી, માગતાવાળાઓને માલાવાડાનો વાંટો સંપાવી તકરારનું સમાધાન કર્યું. આ જાગીર અમરસંગજી, બાવાજી, જેસંગજી, માપાજી, કમાજી, પથુજી, હેમંતસંગજી, કશાજી, માવસંગજી, પુરાજી, અભેરાજજી, મેળાજી અને દુધાજી, એ પ્રમાણેના તેર ભાગથી વહેંચાઇ ગયેલી છે તેથી ભાઇએ ભાગ થઈ જતાં હાલ ઠકરાતનું છેવટ આવ્યું છે.

---

## શાર્દુલ વિક્રિડીત્ છંદ.

૧

જ્યારે સદ્‌ગુણના નિરક્ષણ વિષે, દેશી નૃપો આળસું,<br>
ઉત્સાહી પિતૃઓનિ પુજ્ય કૃતિમાં, નૈ ધ્યાન આપે કશું;<br>
કૂસંપેથિ કુટાઇ જાતિ હકને, આવેશથી ખંડશે,<br>
ત્યારે ભારતવર્ષના ઉદયનો, આલ્હાદ ક્યારે થશે ?

કવિ ભાઇશંકરજી વિદ્યારામ પંડિત.



# પ્રકરણ ૧૧ મા માં આવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.



ખોડીદાસજી

- રાજસંગજી
  - સુરસંગજી
    - દયાળજી
      - માલજી
        - લાખુજી
          - ભારમલજી
            - હરીસંગજી
              - અજબસંગજી
            - દયાળજી
            - હરભમજી
            - કીકાજી
          - ખોડીદાસ
          - મોંકમજી
            - વખતાજી
            - માલજી
            - રાજસંગ
            - કાળાજી
        - સરદારસંગજી
          - વખતાજી
            - વેરાજી
              - ૦
          - કીકાજી
            - વાઘજી
              - ૦
      - સઉજી
      - જગમાલજી
      - હઠીસંગજી
      - જીવણજી
      - બાઉજી
      - જોધરાજજી
    - હરીસંગજી
    - અમરસંગજી
- ભોજજી (બીજા ભાગના મુળ પુરૂષ સં. ૧૫૭૬ માં ચરો મુકયો.)
- વીરમજી (વાગડ રહેવા ગયા.)

જગમાલજી

( ઠાકોર દયાળજીના ત્રીજા કુંવરનો પરિવાર )

- રામસંગજી
  - ભગતસંગજી
    - બાવાજી
      - બળીઆજી
        - જેઠીજી
          - બાવાજી
        - અંદરજી
      - કરારસંગજી
        - હોસોજી
        - ચાંદોજી
    - નથુજી
  - લાખુજી
  - કુબેરજી
    - અભેસંગ
    - વખતસંગજી
- જતુજી
  - હઠીસંગજી
    - ખુમાનસંગ
    - બાધરસંગ
  - ઉમેદસંગ
    - હરીસંગ
    - દીપસંગ
    - લખુજી
    - કલુજી
    - જીજીભાઇ
  - ગુલાબસંગ
    - બેચરજી
      - ધીરજી
      - ઘેમલસંગ
  - દુલાજી

ભોજજી

(બીજા ભાગના મુળ પુરૂષનો પરિવાર)

- અદેકરણજી
- આશકરણજી
- તેજસંગજી
- ગમાનસંગજી
- ચાંદાજી
- જેતસંગજી
- જોધાજી

( વિશેષ વંશ વિસ્તાર હવે પછીના પૃષ્ટમાં જોવો.)




(વિશેષ વંશ વિસ્તાર હવે પછીના પૃષ્ઠમાં જોવો.)




પ્રાગજી
(ઠાકોર સઉજીના ત્રીજા કુંવરનો પરિવાર.)

ભગવાનજી — માનજી

જેતમાલજી

ગોકળજી — રતનજી

પ્રેમજી — બાપુજી

હરીસંગજી — રામસંગજી — રણછોડજી — રૂપસંગજી — જેતમાલજી — કરસનજી

વસ્તાજી

નથુજી — વજાજી — દેશળજી — રાયભાણજી

**ઇતિ શ્રી સોલંકિવંશની ગોધરાશાખાના ઇતિહાસનું**
**અગીઆરમું પ્રકરણ સમાપ્ત:**

# પ્રકરણ ૧૨ મું.

## . શેહેર માંડવી શાખા.




પણે અગાઉ બીજા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ ગોધરાના મહિયડપતિ **ગજસીંહજી મહારાજે સંવત** ૨૪૪માં, પીપલવાડાના રાજા **બીજલ ભીલને મારી,** તેની ૧૨૦૦ ગામની ઠકરાત ઉપર શેહેર માંડવી નામે નવું શેહેર વસાવી; તેની કુલ સત્તા તેમણે પોતાના નાના ભાઇ **અવિચળસીંહજીને** સ્વાધિન કરી. આ વખતે ડિસાથી કલ્યાણ સુધીના ભીલ પ્રદેશમાં માત્ર ભ્રગુકચ્છ ને ત્રંબાવટી નામે બેજ શેહેરો કીમતી વસવાટ માટે ઓળખાતાં હતાં, તેમાં આ ત્રીજા શેહેરનો વધારો કરતાં મહારાજ અવિચળસીંહજીને ભારે શ્રમ ઉઠાવવો પડયો. બહાદુર તરવારિયા ને ચપળ નાસનારા ભીલ લુંટારૂઓ, થોડા વખત માટે રોકેલા રજપુત સરદારોથી કબજામાં રહી શકયા નહિ તેથી તેઓને વશ રાખવા માટે રાખેલા લશ્કરીઓને તાપી નદીના કાંઠાનો ફળદ્રુપ પ્રદેશ ઈનામ પેટે આપી કાયમ માટે વસાવવા પડયા. આવી રીતે રાજય સરહદ નિર્ભય કરી તેઓ સંવત્ ૨૮૦-૮૨માં દેવ થયા. તે પછી **અણભંગજી, ઉદેસંગજી, સબળસંગજી, સુજાણસંગજી, સ્વરૂપસંગજી** ને **વાઘબાજી** નામે રાજાઓ થયા. તેમાંના છેલ્લા રાજા વાઘબાજીના પરાક્રમી કુંવર **ભીમબાજી** એ ગાદી ઉપર બેઠા પછી દેવદેવીયોના બળીદાનને નામે રાજ્યમાં ચાલતી જીવહિંસા અટકાવવા ખાતર સખત બંદોબસ્ત કર્યો; તેથી સઘળું ભીલાણું નાખુશ થઇ એકટોળે શેહેર માંડવી ઉપર તુટી પડયું, તેમાં રાજય તરફની યોગ્ય તૈયારીઓ નહિ હોવાથી, છતે લશ્કરે રાજાને નાશી છુટવાની ફરજ પડી. પાછળથી લશ્કરી સરદાર પણ ભીલ જાતિનો હોવાથી ફિતુરી ટોળામાં ભળ્યો ને તેથી રાજા-પ્રજાની પાયમાલીની શરૂઆત થઈ. આ બનાવ પછી રાજયમાં લાંબા વખત સુધી અંધાધુંધી ચાલી હોય એમ જણાય છે કારણ તે પછીનો આ શાખાનો લાંબો ઇતિહાસ હાથ લાગતો નથી. સંવત્ ૧૦૬૦-૬૧માં રાણા **કમરસંગજી** થયાનું જણાય

છે, ને કહેવાય છે કે તેમણે ભીલ લોકોની ફિતુરી ટોળીયોને વિખેરી, ગાદીની લગામ પોતાના પાટવી કુંવર **પ્રેમસંગજીને** સોંપી દેવ થયા. તે પછી **કુંભસંગજી, વીરસંગદેવજી** ને **મેઘબાજી** નામના રાજાઓ ગાદીએ બેઠા, તેમાંના રાણા મેઘબાજીએ સંવત્ ૧૧૩૮માં કોઈ બળવાન ગુર્જર ટોળાને હરાવ્યાનું જણાય છે. તેમના પછી તેમના કુંવર **રતનબાજી** ગાદીએ આવ્યા. તેમના અમલ દરમ્યાન મિ. બ્રિગસના લખવાનુસાર સંવત્ ૧૧૪૮ના અરસામાં, રૂમશામના બાદશાહને ત્યાંથી, સુરતા નામની એક પ્રખ્યાત ગુણિકા, નાદર નામના રાજ્યવંશી સખસ સાથે અખુટ દોલત લેઇ નાશી નિકળેલી શેહેર માંડવીની રાજ્યસત્તાને શરણે આવી; ને તેણે રાણા રતનબાજીને રંજન કરી મોંમાગ્યા ધનને સાટે એક ગામ વસાવવા જેટલી જમીનની માગણી કરી; તેના પરિણામે તેને તાપી નદીને કાંઠે, મચ્છીમારોનાં છુટક ઝુંપડાંના વસવાટ-વાળી ૧૨૦૦ વિઘાં જેટલી જમીન વગર કિંમતે મળી, તે ઉપર તેણે પોતાના નામ ઉપરથી સુરત નામે શેહેર વાશ્યું. રાણા રતનબાજી સંવત્ ૧૧૫૩ના અરસામાં દેવ થયા. તે પછી **હમીરજી, ગાંગદેવજી, વાઘબાજી (૨) ભીમબાજી, ગંગબાજી, હરબાજી, ક્ષેમબાજી** ને **સુદલાજી** નામે રાજાઓ થયા, તેમાંના છેલ્લા રાજા સુદલાજી ગુજરી ગયા, ત્યારે તેમના કુંવર **વાઘબાજી** (૩) છેક નાની ઉમરના હતા તેથી રાજ્યસત્તા કારભારીઓના હાથમાં હતી; તેવામાં સંવત્ ૧૪૪૯ના અરસામાં દીલ્લીનો બાદશાહ બીજો અહમદ તગલખ ગુજર્યો, ને તેના વારસ તાતારખાન સાથે, પ્રધાન મલુક ઈકબાલખાને દ્વંદ્વ યુદ્ધ મચાવ્યું, તેમાં પ્રધાનપક્ષે મદદ કરવાને આ રાજ્યમાંથી થોડું લશ્કર મોકલવામાં આવ્યું હતું તેથી સુરતના મુત્સદીયારોને આ રાજ્ય સાથે થોડો વખત વૈર ચાલ્યું હતું. પણ **સબળસંગજી** ને **જયસંગજી** નામે બે રાજાઓ થઈ ગયા પછી ત્રીજા રાજા **વજેસંગજી**ના વખતમાં એટલે સંવત્ ૧૫૬૮ના અરસામાં ફીરંગી લોકોએ સુરત લુંટ્યું, તે વખતે શેહેર માંડવીના લશ્કરે કીમતી ભોગ આપી પાછલી તકરારનો અંત આણ્યો હતો. એ પછી **દુર્જનસંગજી, ભિખુસંગજી, ભીમસંગજી** ને **હઠીસંગજી** નામે રાજાઓ ગાદીએ આવ્યા. તેમાંનો છેલ્લો રાજા હઠી-

સંગજી અવિશ્વાસુ હૃદયનો ને સ્વાર્થપરાયણી સ્વભાવનો હતો તેથી તાબાના તમામ નોકરો ઉપર પોતાનો મોભો જાળવી શક્યો નહિ, તેથી જેને જેમ હાથ આવ્યું તેમ સર્વે લુંટવા લાગ્યા. આથી પ્રજાઓ પોતાના રક્ષણમાં તત્પર થતાં શીખી ને રાજ્યસત્તા પડતી સ્થિતિમાં આવી. આ અરસામાં એટલે લગભગ સંવત્ ૧૮૫૬ માં સુરતની હકુમત ઇંગ્રેજોના હાથમાં ગઇ તેમણે આ રાજ્ય સાથે મૈત્રી બાંધી બુઝાતા દીવામાં થોડું તેલ પુર્યું, પણ તેથી ઉશ્કેરાયલી પ્રજાનું હૃદય બદલાયું નહિ ને તેમાંથી પરિણામ એ નિપજ્યું કે સુરતની દક્ષિણે સોળ માઇલ ઉપર આવેલા બોધાન નામના મુસલમાનોના વસવાટવાળા ગામમાં, અબ્દુલરેહેમાન અથવા મીનસાહેબ નામના એક ફિતુરી ફકીરની સરદારી નીચે; આ રાજ્યની ને સુરતની બાજુની સઘળી મુસલમાની કોમો ભેગી થઈ એવું જાહેર કર્યું કે મીનસાહેબને સઘળી દુનિયાં મુસલમાન કરવા માટે અલ્લાતાલા તરફથી મોકલવામાં આવ્યા છે, માટે તેમનું ફરમાન ઉઠાવવામાં અમે અમારો જીવ કુરબાન કરીશું. પ્રથમથીજ આ ફતવે જબરી અસર કરી, ને સંવત્ ૧૮૬૬ માં તેમણે શેહેરમાંડવી લુંટી સર કરવાનો ઇરાદો જાહેર કર્યો. તેથી રાણા હઠીસંગજી ગભરાયા, ને તેમણે પોતાના પ્રધાન સુખાનંદને ખોળામાં પાઘડી લેઇ બોડે માથે મુસલમાનોને શાંત પાડવાની વિનંતી કરવા માટે મોકલ્યો. આવી નબળાઇથી મુસલમાનો ઉલટા વધારે જોમપર આવ્યા, ને તેમણે સુખાનંદને પાઘડી પહેરાવવા બદલે ધડમાથાથી જુદા કરી, સર્વે શેહેરમાંડવી લુંટવા ચઢયા. તેથી ત્રાસી હઠીસંગજી રાજ્યપાટ છોડી થોડાએક અંગરક્ષક માણસો સાથે પારડીના કિલ્લામાં ભરાયા, ને વગર હરકતે મુસલમાની ટોળે શેહેર માંડવી લુંટી સુરત શેહેર સર કરવાનો મનસુબો કર્યો. તે વખતે સુરત શેહેરમાં મી. એન. કો. નામે એક ઇંગ્રેજ કલેકટર હતા તેમના ઉપર આ ફિતુરી ટોળે એક ચીઠી લખી જણાવ્યું કેઃ—"દુનિયાંની આખરનો ઉમામુલદીન અથવા ઇમામમેદી જાહેર થયો છે, અને તે દરવીશનું નામ અહમદ છે, અને હિંદવીમાં તેને રાજા નકલંક કહે છે. દીગર જો ઇસલામી ધર્મ કબુલ રાખો તો ઠીક; નહીંતો સુરત શેહેર છોડી બધા

ચાલ્યા જાઓ અથવા તો લઢવાને તૈયાર થાઓ. આ ફકીર મીનસાહેબ ચોથા અસમાનમાંથી ઉતરી આવ્યો છે ને તેનામાં એક બાવા આદમ, બીજો ઈશા મરિયમનો દીકરો ક્રાઇસ્ટ, ત્રીજો ઇમામમેદી ને ચોથો બાઇબલમાં લખેલો અહમદ પેગંબર, એમ ચાર કાલબુદ ભેગાં થયાં છે. એઓ પાસે તોપ ને બંધુક નથી પણ ફક્ત પાસે એક ડંડો ને રૂમાલ છે માટે તૈયાર થાઓ. તા. ૧૧મી ઝીલીજની." આ પ્રમાણે લખેલી ચીઠી આપી ફિતુરિયોએ એક કોળીને સુરત મોકલ્યો ને સાથે કહાવ્યું કે અમારે અહીંથી વડોદરા રાજ્ય પર ચઢવું છે માટે ધનની મદદ પણ આપજો. આ ચીઠી વાંચ્યાની સાથેજ તે લાવનારને મી. ક્રોએ કેદ કર્યો ને ઝનુની પેગામની અસરથી ધ્રુજી ઉઠેલી સુરતની આજુબાજુની પ્રજાના બચાવ માટે મી. કરનલ ક્રીથની સલાહ લેઇ એકદમ ફકીરને પકડવા માટે રાતને રાત ઘોડેસ્વારની બે ટુકડી, બોધાનને ઘેરો ઘાલીને સવારમાં પાયદલ ચાર હરોલ આવી પહોંચે ત્યાં સુધી પડી રહેવાને મોકલી. ઉપરાંત પાછળ કપ્તાન કનિંગહામ, દેશી-બ્રિટીશ રાજ્યતંત્રી ધનજીશાહ બહેરેમંદખાન, શેહેર માંડવીના રાજાના વકીલ શંભુજી ને ચાર પહેરેગીરો સાથે મોકલ્યા. તેઓ સર્વે નદી ઓળંગી બોધાનમાં ગયા. ત્યાં મીનસાહેબ એક સાંકડી શેરીની મસજીદમાં ભરાઇ પોતાના ફિતુરી ટોળાને ઉશ્કેરી રહ્યા હતો. તેમને ઘોડેસ્વારોથી ઘેરી કપ્તાન કનિંગહામ સાહેબ પોતાના મસલતીયાઓ સાથે રૂબરૂમાં ગયા; તેમાં ધનજીશાહને મોખરે કર્યા હતા તેમણે ફકીરને શરણુ થવાને કહ્યું એટલે એકદમ તેમના ઉપર ફીતુરીઓની સંખ્યાબંધ તરવારો તુટી પડી ને તેમના ટુકડેટુકડા કરી નાંખ્યા. આ બનાવથી કપ્તાન સાહેબ માંડવીના વકીલ સાથે તરત પાછા ભાગ્યા ને પાયદલના લશ્કરને આવવાની વાટચ ન જોતાં ઘોડેસ્વારોની ટુકડીને પોતાની પાછળ દોરી એકદમ તેઓ ઉપર હુમલો કર્યો, તેમાં ફકીરના પક્ષનાં ૨૦૦ માણસો માર્યા ગયાં; ને બ્રિટીશ ઘોડેસ્વારોમાં એક કારપોરલ, બે પ્રાઇવેટ, ને કેટલાક ઘોડા મુવા. આ પ્રમાણેની હારથી ઝંખવાઇ કેટલાક મુસલમાનોએ બ્હારથી ગામને આગ લગાડી, તેથી અધુરી જીતમાં લશ્કરી સ્વારોને બ્હાર નિકળી આવવું પડયું, પણ એટલામાં પાય-

દળનું લશ્કર આવી પહોંચ્યું તેથી બમણા જોરમાં આવી કનિંગહામ સાહેબે ફરીથી હલ્લો કરી પુષ્કળ ફિતુરી માણસોને ઠાર માર્યા, ને મીનસાહેબ પચાસેક વિશ્વાસુ માણસો સાથે એક લુહારની ઝુંપડીમાં સંતાઇ બેઠો હતો તેને બ્હાર કાઢી કતલ કર્યો, ને પછી ત્યાંથી જનરલ આબેરકરોમબી સાહેબ સાથે છપ્પનમી રીજમીટ મોકલી શેહેર માંડવીનો કબજો લેઈ બેઠેલા સઘળા બળવાખોરોને નસાડી, ગાદી હઠીસંગજીને સ્વાધિન કરી. આ પછી બ્રિટીશ શહેનશાહતના છત્રમાં આ રાજ્યે વફાદારીભર્યો ભાગ લીધો, ને પરસ્પરના સંબંધમાં પુષ્કળ વધારો કર્યો. પાછળથી આ ગાદી ઉપર **રુપસંગજી ને બાલુસિંહજી** નામે રાજાઓ થયા. તેમાંના છેલ્લા રાજા બાલુસિંહજી સંવત્ ૧૯૧૪ માં અપુત્ર ગુજર્યા, તેથી તેમની બે રાણીઓએ વારસ લેવા સારૂ જુદી જુદી રીતે નામદાર કંપની સરકારની નિમેલી કોર્ટમાં ફરિયાદો નંધાવી; તેમાંની વડી રાણીનો દત્તક ખરો હકદાર ઠરવાથી તેને રાજ્ય સોંપાવાની અણી ઉપર હતું તેવામાં તેનો દેહાંત થયો; તેથી કંપની સરકારે એક પબ્લીક જાહેરનામા દ્વારા ખરા હકદાર માટે શોધ ચલાવી, પણ ઇતિહાસિક જ્ઞાનના અભાવે કોઇ વંશજ પોતાનો હક સાબીત કરી શકયો નહિ તેથી આખરે બંને રાણીયોને જીવાઇ બાંધી આપી, આ રાજ્ય નામદાર કંપની સરકારે ખાલસા કરી સુરત જીલ્લા સાથે મેળવી દીધું, ત્યારથી શહેર માંડવી શાખા ઉપરની ચાલુકય સત્તાનો સદાને માટે અંત આવ્યો. તેમનું મળી આવેલું વંશવૃક્ષ આ પ્રકરણ સાથે સામેલ કરવામાં આવ્યું છે.



## પ્રકરણ ૧૨ મા માં વર્ણવેલા ઇતિહાસનું વંશવૃક્ષ.

**અવિચળસિંહજી**




ભીમબાજી　ગંગબાજી
(આ ભાઇનો વંશ ચાલ્યો.)

(ખાલસા થયું ત્યારથી અહીંની ગોધર શાખા સદાને માટે અસ્ત થઇ.)

ઇતિ શ્રી સોલંકિવંશની ગોધરશાખાના ઇતિહાસનું
બારમું પ્રકરણ સમાપ્ત.

## પ્રકરણ ૧૩ મું.

### અલારસા–ભેટાશી–નાપાડ–શાખા.

**અલારસા શાખા.**

આપણે અગાઉ ચોથા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ નાપાની ગાદીના મહીડારાણા **મોટાજી**ના બાર કુંવરો પૈકીમાંથી, ત્રીજા કુંવર **અરજણજી** ને અલારસા ને કોસિંદ્રા નામે બે ગામો જીવાઈ પેટે મળ્યાં; તે લેઇ તેમણે પોતાના કુંવર **રણમલજી**ને કોસિંદ્રા, ને **રામસંગજી**ને અલારસા ગામની જીવાઇ વહેંચી આપી. તેમાંની અલારસા શાખાની પાંચમી પેઢીના ગરાશીયાઓને તળપદના પટેલો સાથે લગોલગમાં આવેલી જમીનોનાં હદનિશાન સારૂ બોલાચાલી થયેલી તેનો કીન્નો રાખીને, તકરારને લાંબો વખત વિતવા દિધા પછી, તળપદના આગેવાન રંગાપટેલે, બીજા પટેલીયાઓની મસલતથી, પોતાના પિતાના શ્રાદ્ધ નિમિત્તે આગેવાન ગરાશીયાઓને તેમના સાઠેક કુટુંબીયો સહીત મીઠે શબ્દે પોતાને ઘેર જમવા નોતરી લાડુમાં ઝેર ખવરાવી ઠાર માર્યા; ને પછી તેમની પાછળ કોઇ દંગોફિસાદ કરનારૂં રહ્યું નથી એમ સમજી તેઓ વિધવા ઠકરાણીયોને બિવરાવી અંધેર બાદશાહીના અમલમાં સઘળી વાંટાવિભાગની જમીનના માલીક થઇ પડયા. આ પ્રસંગે ગુજરનાર આગેવાનોમાંના **વજેસંગજી** ઠાકોરનાં ઠકરાણી ધનબા સગર્ભા હોવાથી પોતાને પિયેર ભેટાશી જઇ રહ્યાં હતાં, ત્યાં પાછળથી તેમને પુત્ર પ્રસવ્યો. આ વાત જયારે અલારસાના પટેલોને કાને પડી, ત્યારે તેમણે વાંટા મીલકતનો નવો હકદાર ઉભો થતો જાણી ધનબાનાભાંઇને અલારસાનો વાંટાભાગ આપવાની લાલચ જણાવી, જન્મેલા કુંવરને મારી નાંખાવવાનો પત્ર લખ્યો. આ પત્ર ધનબાના હાથમાં આવ્યો તેથી તે પોતાના કુંવરને લેઇને ભાઇથી છાનાંમાનાં દીલપાડના પ્રખ્યાત લુંટારા ખાતુબારૈયાને શરણે જઈ રહ્યાં, ને ત્યાં તેમણે અલારસાના પટેલોએ વર્તાવેલો કેર જણાવી પોતાના કુંવરનું જીવતદાન માગ્યું, અને જો પોતાના પતિનું વેર વળે તો

અલારસાનો વાંટાવિભાગ ઇનામ પેટે આપવાનું જણાવ્યું. આથી ખાતુબારૈયો ધનબાને પોતાની ધર્મની બ્હેન ગણી, રંગાપટેલનું માથું તેને નજર કરવાની પ્રતિજ્ઞા લેઈ અલારસા ઉપર ચઢયો. ઘણી ધાડયો નાંખી પણ રંગાપટેલ ભોંયરામાં સંતાઇ પેઠેલો હોવાથી લાંબા વખત સુધી બારૈયાને હાથ ચઢયો નહીં; છેવટે રંગાપટેલની હજામત કરવા જનારો એક હજામ પકડાયો તેણે ખાતુબારૈયાને ભોંયરાની હકીકતથી વાકેફ કર્યો, પણ આંખે પાટા બાંધીને પોતાને ભોંયરામાં ઉતારેલો હોવાથી તેનું ચોક્કસ ઠેકાણું તે આપી શકયો નહીં. બારૈયે તેને ચોક્કસ ઠેકાણું મેળવ્યા સાટે સારી લાલચ બતાવી, ત્યારે તે હજામ બીજી વખત જ્યારે હજામત કરવા ગયો ત્યારે ત્યાંથી તેણે બાવટાની માગણી કરીને તેને આંખે પાટા બાંધતા પહેલાં કાંણા લુગડામાં બાંધીને તૈયાર રહ્યો; પાછળથી જ્યારે તેને બંધ આંખે બ્હાર આણ્યો ત્યારે થોડો થોડો બાવટો કાંણા કપડામાંથી વેરાતો ચાલ્યો હતો તે નિશાનીએ તેણે રંગાપટેલનું ઠેકાણું નક્કી કરી ખાતુબારૈયાને બતાવ્યું એટલે તે નિશાનીએ ખાતુબારૈયે રંગાજીને પકડી તેનું માથુ કાપવા માંડયું. રંગાજીએ પોતાના જીવતદાનના બદલામાં પુષ્કળ ધન આપવા માંડયું પણ તે નહીં લેતાં તેણે સાઠ રજપુતોના વેરના બદલામાં તેનું માથુ કાપી આણી પોતાની ધર્મની બ્હેન કહેલી ધનબાના ખોળામાં મુકયું. ઠકરાણી એથી ઘણાં ખુશી થયાં ને અલારસાનો વાંટા ભાગ તેમણે, તેને ઇનામ પેટે લખી આપ્યો; પણ પાછળથી કુંવર મોટા થયે ધનબા જ્યારે અલારસે આવી રહ્યાં ત્યારે ખાતુબારૈયે, તેમને વાંટાભાગમાંથી બસેં વિઘાં જમીન કાંચળી પેટે પાછી કાઢી આપી, બાકીની જમીન ઉપર પોતાના વંશજોનો હક સ્થાપ્યો. આ વંશના બારૈયાઓ હજી અલારસામાં છે ને તે દીલપાડા બારૈયા કહેવાય છે. કુંવરને મળેલી બસેં વિઘાં જમીનમાંથી તેમણે વશીતળાવ પાસે ગોચર મુકી બાકીની જમીન પોતાને સ્વાધિનમાં લીધી, જે જમીન હજી સુધી તેમના વંશજોમાં ઉતરતી આવે છે. આ શાખાનો આ ઇતિહાસ સાથે આત્મિક સંબંધ હોવાથી તેમના કુટુંબનું મળેલું વંશવૃક્ષ આ પ્રકરણ પાછળ આપવામાં આવ્યું છે.

---

**ભેટાશી શાખા.**

આપણે અગાઉ ચોથા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ નાપાની ગાદીએ સંવત ૧૧૨૧ માં **લખધીરજી** નામે મહીડા રાણા રાજ્ય કરતા હતા, તેમણે પોતાના રાજ્યના ઘાસદાણાની કાયમની તકરારને પેટે પાટણના રાજા **સિદ્ધરાજ જયસિંહ**ને ભેટાશી, અડાસ, કણઝીડા, અગાસ, સેરડી, હળદરી, બાલંટા, કીંખલોડ, દાવોલ, નાવલી, સીલોડ, સલુણ, નવાખલ, સુદરણા, આંકલાવ, વાસદ, ખડોલ, ગીલપાડ, બામણગામા, દેહેમોલ, કંથારીઆ, આસરમા, કોઠીઆખાડ, દેહેવાણ, બોદાલ, બડોદ, અંબાલી, ઉમેટા, પિંપળાવ, વિરોલ, માણુજ, બોરસદ, આમરોલ, સંખીઆડ, ધનાવસી, ભાદરણ, ભુમેલ, વેરાખાડી, આસોદર, ધીલોડ, ભાદરણીઉં, અંબાય ને ચમારગામ એ પ્રમાણે ચુંવાળીસ ગામ આપ્યાં, તેમાં સોજીત્રાની ગાદી તરફથી મળેલાં મંગળપોર, નિસરાયા, વાસણા ને વાછીએલ એ ચાર ગામ મેળવીને કુલે અડતાળીસ ગામની સત્તા તેમણે પોતાના સાળા ***વેજલદેવ પરમાર**ને સાળા કટારીમાં આપી તે લેઇને તેઓ

---

* એમનો પ્રાચિન ઇતિહાસ સરકારી કલમબંધીમાં નીચે પ્રમાણે છેઃ— એમના મૂળ પુરૂષો મારવાડમાં રહેતા હતા. તેમાંના મુજરખધર નામના એક પુરૂષ ઉપર શંકરે પ્રસન્ન થઇને સ્વપ્નમાં કહ્યું કે તું તારો સધરીઓ રથ લેઇને પૃથ્વી પર્યટન કરવા નિકળ, તેમાં જ્યાં તારા રથની ધરી ભરાય ત્યાં ગામ વાશીને રહેજે એટલે ત્યાં તને રાજ્ય પ્રાપ્ત થશે. આ ઉપરથી તે પોતાના બીજા બે ભાઇ, એક બેન ને માતાને લેઇને યાત્રા માટે નિકળ્યા તે ફરતા ફરતા સિધપુરમાં આવ્યા ને ત્યાં પોતાના પિતાનું શ્રાદ્ધ કરીને એક હજાર બ્રાહ્મણોને ભોજન દક્ષણાથી સંતુષ્ટ કર્યા. ને પછી ત્યાંથી પશ્ચિમ તરફ દ્વારિકાંને રસ્તે જતાં વચમાં પાટણ શેહેર આવ્યું. તે વખતે શેહેરની રોનક અને રાજા સિદ્ધરાજ જયસિંહનો ભારે દબદબો જોઇને તેમણે પોતાની બ્હેન મરૂદેવીને તેમની સાથે પરણાવ્યાં. આ પછી તેઓ આગળ ચાલવા લાગ્યા ત્યારે સિદ્ધરાજે તેમને રોકીને પાટણમાં રાખવાનો ઘણો આગ્રહ કર્યો પણ ત્યાં નહિ થોભતાં તેઓ આગળ ચાલ્યા, એટલે એક મોટા ઉજ્જડ ચોગાનમાં મારગ ઉપર ઉગેલા વડની મુળીમાં રથની ધરી ભરાઇ, તેથી તેઓ મહાદેવના વચન પ્રમાણે ત્યાં પોતાના નવસેં સ્વાર સહિત મુળી નામે ગામ વાસીને રહ્યા. એ રાજ્યહદ સિદ્ધરાજની હોવાથી તેને કાને આ ગામ

સંવત્ ૧૧૫૪ ના અરસામાં પોતાની ભેટાશીમાં ગાદી સ્થાપીને વશ્યા. તેઓ સંવત્ ૧૧૬૧ માં દેવ થયાનું જણાય છે તેમને **સબળદેવજી, કહાનદેવજી** ને **ચાંપલદેવજી** નામે ત્રણ કુંવરો હતા તેમાંના કહાનદેવજીને ગામ સીલોડ ને કંથારીઆ, અને ચાંપલદેવજીને ગામ વાસદ જીવાઈ પેટે મળ્યાં તેથી તેઓ ત્યાં જઇને વશ્યા. પરમાર સબળસંગજી સંવત્ ૧૨૦૦ ના અરસામાં દેવ થયા, તે વખતે તેમના વચટ કુંવર **જેસંગજી**એ નાના કુંવર **જીવાજી**ને કબજામાં લેઇને પાટવી કુંવર **જોધાજી** સામે તોફાન ઉઠાવ્યું ને તે પછી બીલપાડ, નવાખલ, આશરમા, કોઠીઆખાડ, શેરડી, આમરોલ, ધનાવસી, ઘીલોડ ને નિસરાયા એ નવ ગામની જુદી ઠકરાત બાંધીને પોતે ગામ બીલપાડમાં ગાદી સ્થાપીને વશ્યા, તેથી તેનો નાશ કરવા માટે જોધાજીએ પોતાના સાથ સંબંધી અને કુટુંબીઓમાંથી જો કોઈ જેસંગજીને મારે તો તેને જેસંગજીના તાબાનાં નવે ગામ ઈનામ પેટે આપવાં જાહેર કર્યાં તેથી પરમાર કુટુંબ સાથે મુળીથી આવેલા બારૈયા કુટુંબમાંના જાંઝણજી બારૈયે એ કામ કરવાનું માથે લીધું ને મદદમાં થોડા રજપુત તથા સરબંદીઓને લેઇને તેણે ગામ બીલપાડમાં નિશામાં ચકચુર થઇ પડેલા જેસંગજી ઉપર એકદમ ઓચિંતો હલ્લો કરી દગાથી તેને ઠાર માર્યો ને પછી તેણે કરાર પ્રમાણેની નવ ગામની જાગીર પોતાને હાથ કરી; પણ જેસંગજીનો નાનો કુંવર સબળજી કેટલાક લુંટારૂઓની ટોળીને કબજામાં લેઇને તોફાન મચાવતો રહ્યો તેથી આખરે જાંઝણજી બારૈયે, પોતાને મળેલાં નવ ગામ પૈકીમાંથી નિસરાયા જીવાઇમાં આપી તેને શાંત કર્યો. આ જાંઝણજીના વંશમાં પાંચમી પેઢીએ ખાતુ બારૈયો થયો તેણે જેતબાઈ માતાની કૃપાથી સંવત્ ૧૫૮૭ માં વાલુવડના રાણા માનજી મહીડાને મારી તેના તાબાની સાડીચોવીસ

વશ્યાની હકીકત આવી ત્યારે તેણે ત્યાં આવીને પોતાના મુજરખધર અને સુરકરણ એ બે સાળાઓને મુળીની આજુબાજુની ચાર ચોવીશી જાગીર સાળા કટારીમાં આપી, અને નાના સાળા વેજલદેવને ગુજરાતમાંથી મળેલી પૈકીની નાપા રાજ્ય તથા સોજીત્રા રાજ્યમાંથી મળેલી ૪૮ ગામની જાગીર આપી, ત્યારથી ભેટાશીમાં પરમાર શાખાનો અમલ શરૂ થયો.

ગામની જાગીર પોતાના કબજામાં લઇ પોતાની ગાદી ઉમેટામાં સ્થાપી, જે ઠકરાત અદ્યાપિપર્યંત કાયમ છે, જે સંબંધી હકીકત અગાઉ છઠ્ઠા પ્રકરણમાં આપણે વિસ્તારી ગયા છીએ. જોધાજી પરમાર સંવત્ ૧૨૩૯–૪૦ માં ગુજરી ગયાનું જણાય છે. તેમના પછી તે ગાદીએ સંવત ૧૪૮૪ ના આરસામાં **પરબતસંગજી** થયા તેમણે કાશીજી જાત્રા જઈ આવીને પોતાના ગામની ઉગમણી દીશાએ એક ચરો મુકયો. તેમના **ત્રીકમજી** થયા તેમને **જઘોજી** ને **રઘોજી** નામે બે કુંવર હતા તેમની રાજ્યકારકીદી દરમ્યાન સંવત્ ૧૫૪૧ માં બાદશાહી અમલ થયો, તે વખતે મહમદ બેગડાએ તેમને વટાળવા માંડયા તેથી બંને ભાઇઓ ગાદી છોડીને પાવાગઢના પતાઇ રાવળને શરણે ગયા; ત્યાં તેમને પતરાઇરાવળે બે ગામની જીવાઇ બાંધી આપીને રાખ્યા. પાછળથી જ્યારે મહમદ બેગડા સાથે પતાઇરાવળને યુદ્ધ થયું ત્યારે તે લઢાઈમાં આ બંને ભાઇઓ કામ આવ્યા; આ વખતે જઘાજીને **લખમણજી** નામે એક કુંવર હતો તે પાવાગઢમાંથી નાશીછુટી ભેટાશીમાં આવ્યો ને ત્યાં ધણી થઇ બેઠેલા પિત્રાઇઓને મારીને પોતાની જુની જાગીર કબજે કરી. એમના પછી **કહાનપરમાર** ગાદીએ આવ્યા તેમણે ધાડ નાંખી પજવતા અનગઢના ચોરોના ત્રાસથી કંટાળીને ભેટાશી અને અનગઢ વચ્ચે કહાનવાડી નામે નવું ગામ વસાવી ત્યાં પાવાગઢના નાસી આવેલા રજપુતોને વસાવ્યા તથા આરો સાચવવા માટે મહોબત પગીનું કુટુંબ વાસ્યું. એમના પછી સંવત્ ૧૬૪૧ ના આરસામાં **હઠીસંગજી** ગાદીએ આવ્યા તેમને **દેવકરણજી** ને **લુણકરણજી** નામે બે કુંવરો હતા, તેમાંના લુણકરણજીને અડાસ અને વડોદ ગામ જીવાઈ પેટે આપ્યાં હતાં તેમાંનું વડોદ ગામ તેમણે સંવત્ ૧૬૫૨ માં પોતાના બનેવી કલ્યાણમલજી સાથે સોગટાંબાજી રમતાં ગુમાવ્યું જેમાં મોગર શાખા સ્થપાઇ એ હકીકત આગળ આપણે છઠ્ઠા પ્રકરણમાં જણાવી ગયા છીએ. હઠીસંગજી પરમાર પછી **ડુંગરજી**, **વાઘજી**, **રતનજી** ને **વ્રજરાજજી** એ પ્રમાણે ચાર રાજાઓ ગાદીએ આવ્યા તેમણે સંવત્ ૧૭૮૧ સુધી નકરો વાંટો ખાધો, પણ પછી ગનીમ મરેઠાનો અમલ શરૂ થયો ત્યારે તેણે વાંટા ઉપર બારસેં રૂપીઆની

જમાબંદી લેવી ઠરાવી. વજરાજજી પછી પરમાર **મહાદાસજી** થયા. તેમના **સુરજી** ને **ભાણજી** નામે બે કુંવરો હતા, તેમણે ભેટાશીમાં પોતપોતાની બે જુદી ઠકરાતો બાંધી, તેમાં સુરજીભાઇના વંશમાં **અજબસંગજી, સલતાનસંગજી, અદોજી, અદાભાઇ, ઉમેદસંગ** ને **મોટાજી** એ પ્રમાણે અનુક્રમે ઠાકોરો થયા તેમાં છેલ્લા ઠાકોર મોટાજીના કુંવર **પર્વતસંગજી** હાલ એ ભાગની ઠકરાત ચલાવે છે. બીજો ભાગ ભાણજી ઠાકોરે સ્થાપ્યો. તેમણે સંવત ૧૭૯૫ માં ભાણાપરૂ વસાવ્યું. તેમના વંશમાં **પુંજાજી, ચાંદાજી, હમીરજી, હરીસંગજી, ગુમાનસંગજી, ખેંગારજી, દલપતસંગજી** ને **દાદાબાવા** એ પ્રમાણે ઠાકોરો અનુક્રમે ગાદીએ આવ્યા. તેમાંના ઠાકોર દાદાબાવાને **રાયસંગજી** ને **ભગવાનસંગજી** નામે બે કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર રાયસંગજી પિતાના દેહોત્સવ પછી ગાદીએ આવી પોતાના ભાગની ઠકરાત ચલાવે છે; ને બીજા કુંવર ભગવાનસંગજી અપુત્ર દેવ થયા છે. આ પેટા શાખા હોવાથી વંશવૃક્ષ પ્રકરણ અંતે આપવામાં આવ્યું નથી.

---

**નાપાડ શાખા.**

આપણે અગાઉ ચોથા પ્રકરણમાં વર્ણવી ગયા તેમ નાપાના રાણા રણમલજીને **દુધાજી નાના** અને સારંગજી નામે બે કુંવરો હતા, તેમાંના ફટાયા કુંવર **સારંગજીને** નાપાડ, કસુંબાડ, પામોલ, દેમી, ઇશણાવ, રધવાણજ, દેગામ, ખુમરવાડ, ફાંગણી, વટાવ, શીવોલ ને ભાટીએલ એ પ્રમાણે બાર ગામની જીવાઇ મળી તે લઇને તેમણે સંવત્ ૧૩૭૧ ના અરસામાં પોતાની ગાદી નાપાડમાં સ્થાપી. તેમને પ્રજામાં માત્ર **અદાંજી** નામે એક કુંવરીજ હતાં, તેમને તેમણે જોધપુર રાજ્યના ફટાયા ધાંગજી રાઠોડ કે જેઓ બાદશાહી સુબેદાર થઇને પેટલાદમાં રહેતા હતા, તેમની સાથે પરણાવ્યાં. તેમને પેટે ભાણા **અખેરાજજી** અવતર્યા, તેમને ઠાકોર સારંગજીએ વારસદાર બનાવીને પોતાની બાર ગામની જાગીર સુપરત કરી; ત્યારથી નાપાડની ગાદી ઉપર રાઠોડ વંશનો અમલ શરૂ થયો. ઠાકોર અખેરાજજીના અમલમાં કનોજથી તેમનો દસોંદી **રેણબારોટ** નાપાડ આવ્યો, ને તેણે રાઠોડ વંશની પૂર્વ-

કીર્તિ ગાઈ અખેરાજજીને પ્રસન્ન કરી, વટાવ ભાટીયેલ ને ફાંગણી એ પ્રમાણે ત્રણ ગામ દાનમાં મેળવ્યાં, ત્યારથી એ ત્રણ ગામોમાં રેણુબારોટનો પરિવાર વશ્યો; ને તેમણે ભાઈએભાગ વહેંચી નાખી સહુ સહુનો ઈલાયદો વહિવટ ચલાવ્યો.

ઠાકોર અખેરાજજીથી સાતમી પેઢીએ કેસરજી થયા, તેમને કરણોજી, વાસણજી ને વીરમજી નામે ત્રણ કુંવરો હતા, તેમાંના પાટવી કુંવર કરણોજી ગાદીએ બેઠા ત્યારે વાસણજીને ગામ રઘવાણુજ અને વીરમજીને ગામ ખુમરવાડ જીવાઈમાં આપ્યાં, તેથી તે ગામોનો વહિવટ તેઓના કબજામાં ગયો. ઠાકોર કરણજીને વીકાજી ને વાઘજી નામે બે કુંવરો હતા તેમાંના ફટાયા વાઘજીને ગામ હેગામ સંવત્ ૧૪૦૦ના અરસામાં જીવાઈ પેટે આપ્યાનું જણાય છે. ઠાકોર વીકાજીને ધાંગડી ને માંનજી નામે બે કુંવરો હતા તેમાંના ફટાયા કુંવર માનજીને સંવત્ ૧૪૪૦ના અરસામાં ઈશણાવ ગામ જીવાઈમાં આપ્યાનું જણાય છે. ઠાકોર ધાંગડીને ભાંખરજી ને વીરમજી નામે બે કુંવરો હતા, તેમાંના વીરમજીને સંવત્ ૧૪૯૦માં હેહેમાઈ ગામ જીવારામાં આપ્યું ત્યારથી તેમનું કુટુંબ ત્યાં જઈને વશ્યું. ઠાકોર ભાંખરજીને આજ્ઞાપાળક વીરધવલજી કરીને એક કુંવર હતો, તેણે પોતાના પિતા ભાંખરજીની મૃત્યુસૈયા વખતની જણાવેલી ઈચ્છાનુસાર સંવત ૧૪૮૦ માં પોતાની જાગીરમાંથી ૯૦૦ વીઘાંનો ચરો મુકયો. ઠાકોર વીરધવળજીને મેઘજી ને ધીરજી નામે બે કુંવરો હતા, તેઓની હયાતી સુધી નાપાડની ગાદી ઉપર હિંદુ ઠકરાત રહી પછી ઠાકોર મેઘજીના કુંવર પચાંણજી ગાદીએ બેઠા તે દરમ્યાન સંવત્ ૧૫૪૧ના અરસામાં માતરના પરમાર ઠાકોરે પોતાની દીકરી મહમદશાહ વેરે પરણાવી તેની જોડે પોતાના કુંવરને અણવર મોકલ્યો હતો તેને બાદશાહે વટાળ્યો; તેથી તેની જોડે બેશીને ખાવાપીવાનું સઘળી ઠકરાતોવાળાએ બંધ કર્યું તેથી ચિઢાઈને મહમદ બેગડે બધી ઠકરાતોવાળાને અમદાવાદ પકડી મંગાવીને બળાત્કારે મુસલમાન બનાવ્યા, તેમાં રાઠોડ પચાંણમલજી પણ હતા તેથી તેમનું કુટુંબ ત્યારથી મોલેસલામ થયું. તેમના કાકા ધીરજીના કુંવર મેઘમજી ઘેર રહેલા હોવાથી

હિંદુ રહ્યા તેમને ઠાકોર પચાંણુમલજીએ એકસોપચીસ વીઘાં જમીન નાપાડની, વીસ વીઘાં જમીન કસુંબાડની, ને વીસ વીઘાં જમીન પામોલની જીવાઈ પેઠે આપી જુદા કર્યા. આ પછી સંવત્ ૧૫૪૫ માં મહમદ બેગડે સઘળી નાની મોટી ઠકરાતોમાંથી વાંટા તળપદના વિભાગ પાડી તળપદ ભાગ પોતાના વહીવટમાં લીધો ત્યારે ઠાકોર પચાંણુજીના તાબામાં ફક્ત ત્રણ ગામ હતાં તેમાંથી અડધો ભાગ તળપદમાં ગયો ને અડધો ભાગ વાંટા પેટે તેમના હસ્તકમાં રહ્યો હતો, તે ઉપર પણ બેગડે પાંચસેં એક રૂપીઆની જમેબંધી લેવી ઠરાવી, તે પણ કબુલ રાખીને તેમણે પોતાનો વહીવટ આબાદ ચલાવ્યો. બાદ થોડા વખત પછી બાદશાહી ફોજ ફરવા નિકળી હતી તે ફરતી ફરતી નાપાડમાં આવી ત્યારે તેમની સાથે તળપદના પટેલોએ મળી જઇને આગળના વેર માટે પચાંણુજી ઠાકોરને ઠાર કરાવ્યા. તેમનો દીકરો **અદેસંગજી** હતા તેમણે પોતાની ઠકરાત પોતાના પાટવી કુંવર **અગ્રાજીને** સોંપી, ત્યારે બીજા દીકરા **વજાજીના** દીકરા **ભોજજીને** નાપાડના વાંટામાંથી એકસો પંચોતેર વિઘાં જમીન જીવાઈ પેટે આપી. રાઠોડ અગ્રાજીને **ભાવસંગજી, જેતમાલજી, રુપસંગજી** ને **કેસરજી** નામે ચાર દીકરા હતા, તેમાં રૂપસંગજી અપુત્ર ગુજર્યા તેથી ત્રણ ભાઇઓ રહ્યા તેમણે ઓગણચાળીસ વર્ષ સુધી ભેગી ઠકરાત ચલાવી પણ પછી ભાવસંગજી તથા જેતમાલના ગુજર્યા કેડે પાટવી ભાવસંગજી ને કરણાજી વગેરે મળીને ચાર દીકરા, જેતમાલજી ને શકતાજી વગેરે મળીને ત્રણ દીકરા ને કાકા કેસરજી એ પ્રમાણે મળીને પરિવારમાં વધારો થયો, તેમણે માંહોમાંહે કલેશ જગાવ્યો તેથી સંવત્ ૧૭૬૨માં બધાઓએ મળીને નાપાના રાણા રૂપસંગજી, ભેટાશીના પરમાર સુલતાનજી ને વડોદના મહીડા પુધાજી તથા મેલાજીનું પંચ ઠરાવીને તેમની દ્વારા વહેંચણી કરી, તેની રૂએ પાટવી કરણાજીને ભાગે (સવાઇ) એક હજાર વીસ વીઘાં જમીન, સકતાજીને ભાગે આઠસેં પંદર વીઘાં જમીન, ને કેસરજી કાકાને આઠસેંપંદરવીઘાં જમીન આપીને કાકા ભત્રીજાઓની જારૂ તકરારનો અંત આણ્યો. ત્યારથી એક હથ્થુની નાપાડની ઠકરાતનું ભાઇએ ભાગમાં છેવટ આવ્યું. આ પેટા શાખા હોવાને લીધે તેમનું વંશવૃક્ષ પ્રકરણ અંતે આપવામાં આવ્યું નથી.

# પ્રકરણ ૧૩ મા માંના અલારસા શાખાના ઇતિહાસનું વંશવૃક્ષ.



# स्वस्तिप्रार्थनामन्त्राऽध्यायः

श्रीमत्पंकज विष्टरो हरिहरौ वायुर्मेहेंद्रो नळ
श्चंद्रो भास्कर वित्तपाल वरुण प्रेताधिपादिग्रहा ।
प्रद्युम्नो नलकूबरः सुरगुरुश्चिन्तामणिःकौस्तुभः
स्वामी शक्ति धरश्च लांगल धरःकुर्वंतुनो मंगलम् ॥
गौरी श्री रदिति र्दितिश्च सुभगा कद्रुःसुपर्णा शिवा
सावित्रीच सरस्वती वसुमती सत्यव्रता रूंधती ।
स्वाहा जांबुवती सरुक्म भगिनीदुःस्वप्न विध्वंसनी
वेळा चांबुनिधेः समीन मकरा कुर्वंतुनो मंगलम् ॥
नेत्राणां त्रितयं शिवं पशुपते रग्नि त्रयं पावनम्
तद्वद्विष्णु पदत्रयं सुविमलं ख्यातंच रामत्रयम्
गंगावाह पथत्रयं सुविमलं वेदत्रयी ब्राह्मणं
संध्यानां त्रितयं द्विजै राभि हितं कुर्वंतुनो मंगलम् ॥
वालमीकिः सनकः सनंदनमुनि र्व्यासो वसिष्टोभृगु
र्जाबालि र्जमदग्नि वत्सजनका गर्गो गिरा गौतमः ।
मांधाता ऋतुपर्ण वेन सगरा धन्यो दिलीपो नळः
पूर्णो धर्मसुतो ययाति नहुषौ कुर्वंतुनो मंगलम् ॥
ब्रह्माद्या खिलदेवता ऋषिगणाः सूर्यादि सर्वे ग्रहा
भूपाला वनपाल पन्नगगणा दिक्पाल देवांगनाः ।
मत्स्येंद्रादि समस्त सिद्धक सखा गंगादि नद्यादिका
गायत्र्यादि समस्त वेद सहिताः कुर्वंतुनो मंगलम् ॥

हरिःॐ ॥ स्वस्तिनऽइन्द्रोवृद्धश्रवाः स्वस्तिनः
पूषाविश्ववेदाः ॥ स्वस्तिनस्तार्क्ष्योऽअ-
रिष्टनेमिः स्वस्तिनोबृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

ઇતિશ્રી સોલંકીવંશની ગોધરા શાખાનો ઇતિહાસ
સમાપ્ત:

# વ્યવહાર ધર્મ નિરૂપણ.

**સામાન્ય ધર્મ—** (ઉપજાતિ વૃત્ત.)

પાળો સુશ્રદ્ધા ધરી ધર્મ સારો, તેથી બધો અર્થ સરે તમારો;
છે ધર્મ સામાન્ય તથા વિશેષ, પ્રકાર તેનો કહું કાંઇ લેશ. ૧
પુરૂષ કે જે પ્રમદા ગણાય, તે ધર્મ સૌના સરખા ગણાય;
સામાન્ય ધર્મો શ્રુતિમાં કહ્યા છે, વિશેષ વર્ણાશ્રમ આદિના છે. ૨
સામાન્ય ધર્મો તમને ગણાવું, કથી ગયા નારદ તે બતાવું;
મુમુક્ષુ પ્રાણિ જગમાંહિ જે છે, સદ્ધર્મ તેના હિતકારી તે છે. ૩
સત્યં દયા ને તપ શૌચ જાણો, ક્ષિા તિતિક્ષા સમતા પ્રમાણો;
તથા અહિંસા દમ બ્રહ્મચર્ય, સ્વાધ્યાય ને આર્જવ ત્યાગવર્ય. ૪
સંતોષને સત્પુરૂષોનિ સેવા, ઇંદ્રિયના વિષય જીતિ લેવા;
માનેલ દુઃખે સુખ તે વિચારે, આત્માતણું ચિત્ત ન મૌન ધારે. ૫

(ચોપાઈ છંદ.)

આપે અન્નાદિ દાન સુ રીતે, કથા કૃષ્ણની સાંભળે નીત્યે;
વળી કૃષ્ણનાં કીરતન કરે, ધ્યાન હરીનું હૃદયમાંહી ધરે. ૧
પદ સેવા સજે શુભ રીતે, કરે પૂજન વંદન પ્રીતે;
કરે દાસ્ય સખાપણું જેમ, તથા આત્મસમરપણુ તેમ. ૨
મધ માંસનો ન કરે અહાર, આત્મઘાત નહીં કરનાર;
પારકી ચીજ ચોરી નવ લાવે, કોઇને નવ કલંક ચઢાવે. ૩
કોઇ દેવની નિંદા ન ગાય, અણખપતું પીયે કે ન ખાય;
હરીવિમુખના મુખની કથાય, કદી સાંભળવા ન ચહાય. ૪
જાતિ સર્વ મનુષ્ય છે જેહ, સાધારણ ધર્મ સર્વનો એહ;
વિપ્ર ક્ષત્રી ને વૈશ્ય ગણાય, શૂદ્ર સહિત વર્ણ ચાર થાય. ૫
બ્રહ્મચારી તથા જે ગૃહસ્થ, ત્રીજો આશ્રમ તે વાનપ્રસ્થ;
ચોથા સંન્યાસી સંસારપાર, કહ્યા આશ્રમ એ રીતે ચાર. ૬
ત્રૈણવર્ણ ને છે સંસ્કાર, બીજા જન્મ તણો નિરધાર;
તેથી ત્રૈણ દ્વિજાતી ગણાય, શુદ્ર એક જાતીનો જણાય. ૭
ચાર વર્ણ વિના બીજા જેહ, વર્ણસંકર જાતીના તેહ;
ઘટે વિપ્રને આશ્રમ ચાર, વૈશ્ય ક્ષત્રિને ત્રણ નિરધાર. ૮

તેણે ધરવો ન સંન્યાસ ધર્મ, એવો કોઇ મુનિ કહે મર્મ;
વળી કોઇ લખી ગયા આવું, વૈસ્ય ક્ષત્રિએ સંન્યાસી થાવું. ૯
બીજા સંકર જાતી છે જેય, ગૃહસ્થાશ્રમ યોગ્યજ તેય;
સધવા વિધવા સ્રી તણી જાત, ભજે ભગવાનને દીનરાત. ૧૦
નર જે અતિ હોય વૈરાગી, પ્રભુ તે ભજે સંસાર ત્યાગી;
તે તો સાધુ જનો કહેવાય, નિજનું પરનું સદા હિત ચ્હાય. ૧૧

**બ્રાહ્મણ ધર્મ:—** ચોપાઇ.

શમ દમ તપ શૌચ સંતોષ, શાંતિ આર્જવ યજ્ઞ અદોષ;
હિંસા રહિત જે યજ્ઞ કરાય, યજ્ઞ તે નિરદોષ ગણાય. ૧૨
કોઇ સાથે ન મચ્છર રાખે, મનમાં સૌની પ્રીતિ અભિલાખે;
પાળે ધર્મ તજે અદેખાઇ, દાન અન્નાદિ દે સુખદાઇ. ૧૩
અર્ચે કૃષ્ણ–શિવાદિ હમેશ, મન કોમળ રાખે વિશેષ;
લજ્જા જ્ઞાન વિજ્ઞાન ગણાય, રાખે આસ્તિકતા સ્વાધ્યાય. ૧૪
સદ્‌વિદ્યા તણું રૂપ સ્હાવે, શિષ્ય માત્રને સ્નેહે ભણાવે;
સમદૃષ્ટિપણું સર્વ માંહ્ય, ધર્મ વિપ્રના તે કહેવાય. ૧૫

**ક્ષત્રિના ધર્મ:—** ચોપાઇ.

હવે ક્ષત્રિના ધર્મ વિશેષ, કહું સાંભળો તે ઉપદેશ;
વીર્ય તેજ તથા શૌર્ય ધૈર્ય, ધરે ઉઘમ ઐાદાર્ય સ્થૈર્ય. ૧૬
આત્મજયને ઉત્સાહ આણે, વિપ્રને પાળવા યોગ્ય જાણે;
ધરી ઐશ્વર્ય રક્ષણ કરે, જીતે શત્રુને દિલ નવ ડરે. ૧૭
રાખે ડહાપણને મોજ દેય, યુદ્ધમાં નવ પાછો હઠેય;
શસ્ત્ર વાહન પર ઘણો સ્નેહ, દાન દેવામાં વખણાય જેહ. ૧૮
જેમાં દ્રવ્ય ઘણું ખરચાય, એવા યજ્ઞ કર્યાની ઇચ્છાય;
પૂજે વિપ્રને પૂજે પ્રભૂને, સુત સમ પાળે વસ્તિ સહુને. ૧૯
સાચા ન્યાયમાં સ્થિર સદાય, કરે કુકર્મ તે ન કદાય;
શરણાંગતનું રક્ષણ કરે, ક્ષત્રિધર્મ મુની ઉચ્ચરે. ૨૦

**વૈશ્યના ધર્મ:—** ચોપાઈ.

હવે વૈશ્ય તણા જેહ ધર્મ, કહું સાંભળો તેહનો મર્મ;
રાખે આસ્તિકતા અતિ ઉર, કરે ઉઘમ નિત્ય જરૂર. ૨૧
દીસે દંભ કદાપી ન દીસે, સેવે વિપ્રને સ્નેહ અતીશે;
ત્રણ વર્ણનું પોષણ કરે, ગુરૂદેવની ભક્તિ આદરે. ૨૨

ખેડચ કરવા ઉરે અભિલાખે, ગાયો પાળવાની રૂચી રાખે;
દાન નિષ્ટા ને ડહાપણ જાણું, એ તો વૈશ્યના ધર્મ વખાણું. ૨૩

**શૂદ્રના ધર્મ:—** ચોપાઇ.

હવે શુદ્રના ધર્મ છે જેહ, તમને સંભળાવું છું ધરી સ્નેહ;
દેવ ને દ્વિજ જાતિની સેવા, સેવે સાધુને પણ સુખ લેવા. ૨૪
સેવા ગાયોની સજવાનું ધારે, સદા સર્વથા કપટ વિસારે;
એવું કામ કરી ધન લાવે, તેના વડે નિરવાહ ચલાવે. ૨૫
રાખે જેથા સંતોષ હમેશ, એ તો શુદ્રના ધર્મ વિશેષ;
એવા ચાર વર્ણના છે ધર્મ, કહ્યા સર્વ સહીત સુકર્મ. ૨૬

**અતિશૂદ્રના ધર્મ:—** ચોપાઇ.

કોળી વાઘરી ઢેડ ચમાર, એવી સંકરજાતી અપાર;
તે જો કલ્યાણનો ખપ કરે, પાપકર્મ સકળ પરહરે. ૨૭
નિજ કુળને ઘટીત કરે કામ, હિંસા તો ન કરે કોઇ ઠામ;
મદ્ય માંસ ચોરી વ્યભિચાર, તજે તન મનથી સર્વ પ્રકાર. ૨૮
કળજુગમાં હરી કીરતંન, શ્રેષ્ટ ધર્મ પતિત પાવંન;
તેના ઉપર પ્રીતિ ધરે પર્મ, એ છે સંકરજાતીના ધર્મ. ૨૯

**બ્રહ્મચારીના ધર્મ:—** ચોપાઇ.

બ્રહ્મચારી તણા ધર્મ ભાઇ, કહું પ્રથમ સુણો સુખદાઇ;
કરે સંધ્યા વંદન ત્રણ કાળ, પુજે શીવ કૃષ્ણાદિ કૃપાળ. ૩૦
ગુરૂને સેવે અલ્પ અહારી, નખરોમ તો રાખે વધારી;
કેશ કાંસકીએ ન સમારે, મૌજીબંધ કમંડલુ ધારે. ૩૧
મૃગચર્મ રાખે નિજ પાસ, જોડ કોપીન એ બહીરવાસ;
રાખે કોટે રૂદ્રાક્ષ જનોઇ, સર્વ ભોગની ઇચ્છા તો ખોઇ. ૩૨
સ્ત્રીની વાત તો કાન ન ધરે, પોતે મુખથી ન ચાહીને કરે;
સ્ત્રીનો સ્પર્શ કરે નહીં અંગે, કદી બોલે નહીં નારી સંગે. ૩૩
સ્ત્રીનું રૂપ જુવે ન કદાપી, તજે સંકલ્પ તેનો તથાપ;
હોય સ્ત્રીનું જ્યહાં ક્રીડાસ્થાન, ત્યાં ન જાય કદી વ્રતવાન. ૩૪
કાષ્ટાદિની કે ચિત્રેલી નારી, અડે નિરખે નહીં બ્રહ્મચારી,
પણ મૂર્તિ જો દેવીની હોય, નહીં બાધ જુએ અડે તોય. ૩૫

કરે નારી સ્નાનાદિક જ્યાંય, બ્રહ્મચારી તજે ક્રિયા ત્યાંય;
મદ્ય માંસ આદિક સંસર્ગ, ન કરે કદી વરણીનો વર્ગ. ૩૬
રોગ વણ દીને સુવું ન ભાવે, ધન રાખે નહીં ન રખાવે;
તજે લોભ ને ક્રોધ ન કરે, તજે સ્વાદ ને માન ન ધરે. ૩૭
કામ ક્રોધ લોભ રસ માન, તજે તે પાંચ છે વર્ત્તમાન;
કહ્યું એવું અચળવૃત્ત ધારી, ભાવે વેદ ભણે બ્રહ્મચારી. ૩૮
ભણે વેદ તે શક્તિ પ્રમાણે, મનને સકામી જો પછી જાણે;
તો તે થાય ગૃહસ્થ તે કાળે, નહીં તો વૃત્ત નૈષ્ટિક પાળે. ૩૯
આખી ઉમ્મર રહે ઉર્ધ્વ રેતા, બને નૈષ્ટિક તે બ્રહ્મવેત્તા;
પાળે બ્રહ્મચર્ય અવધિ પ્રમાણ, બ્રહ્મચારી તે ઉપકુર્વાણ. ૪૦
થવા ઇચ્છે ગૃહસ્થ તે જ્યારે, ગુરૂને આપે દક્ષણા ત્યારે;
સમાવર્ત્તન તે પછી કરે, પછી કન્યા સ્વજાતિની વરે. ૪૧
અગ્નિ બ્રાહ્મણ કેરી સમીપ, વેદ વિધિએ વરે કુળદીપ;
બ્રહ્મચારીના એ કહ્યા ધર્મ, હાવે વર્ણવું ગૃહસ્થ કર્મ. ૪૨

**ગૃહસ્થના ધર્મ:—** (પૂર્વછાયો.)

કહું ગૃહસ્થના ધર્મ તે, સહુ સુણો થઇ સાવધાન;
સ્નાન સંધ્યા જપ હોમ કરી, કરે સ્વાધ્યાય સદ્‌ગુણવાન. ૧
પૂજન કરે શીવ વિષ્ણુનું, તથા તર્પણને વૈશ્વદેવ;
અતિથી આવે આંગણે, કરે શક્તિ પ્રમાણે સેવ. ૨
ધર્મ સહિત શુભ ન્યાયથી, કરે ઉદ્યમ દ્રવ્ય કમાય;
પોષણ કરવા યોગ્યનું, કરે પોષણ તેણે સદાય. ૩
શરીરમાં સંબંધીમાં, અતિ આશક્ત તે નવ થાય;
કરે ન કષ્ટ કુટુંબીને, નિત્ય સંત સમાગમ ચ્હાય. ૪
સંગ કરે ન કુસંગીનો, કામભાવે ન જુએ પરનાર;
શ્રાદ્ધ કે પર્વણી વ્રત દીને, નિજ નારીથી તજે સંસાર. ૫
ના સ્પર્શ કરે વિધવા તણો, અને આપતકાળ વિનાય;
માત સુતા ભગનીની સાથે, એકાંતજ નવ સાય. ૬
વ્રત ઉદ્યાપન આદરે, તજે ચોરી ન રમે જુગાર;
આહાર મદ્ય ને માંસનો, તજે તે પણ સર્વ પ્રકાર. ૭
આપતકાળ પડયા વિના, કદી કરજ કરે નહીં લેશ;
સેવા સજી માતતાતની, આજ્ઞામાં વરતે હમેશ. ૮

હોય ગૃહસ્થ શ્રીમંત તે, કરે વિત્તથી વૈષ્ણવયાગ;
ઉચ્છવ મોટા આદરે, હરિમંદીરમાં બડભાગ. ૯
પર્વણીમાં તથા તિર્થમાં, સાધુ વિપ્ર જમાડે સુપ્રીત;
નાના પ્રકારનાં દાન દે, દ્વિજ જાતિની એ રૂડી રીત. ૧૦
ન્યાય થકી ધન મેળવે, અંશ દશમો કે વીસમો જેહ;
ધર્મ નિમિત્તે આદરે, થાય દ્રવ્યની શુદ્ધિ તેહ. ૧૧
દેવ ગુરૂ ને સાધુની, સજે સેવા શક્તિ પ્રમાણ;
કપટ કદીએ નવ કરે, તેઓ આગળ ગૃહસ્થ સુજાણ. ૧૨
દેવ ગુરૂ કે સંતનો, થાય જે થકી દ્રોહ લગાર;
એવું વચન ઉચરે નહીં, જાણે કલ્યાણના દાતાર. ૧૩
સંક્ષેપે ધર્મ ગૃહસ્થના, તમને સુણાવ્યા આજ;
એ હૃદયમાં ધરી રાખજો, તમે ક્ષત્રિય સર્વ સમાજ. ૧૪
હવે હોય શૂદ્ર ગૃહસ્થ તે, ધરે એજ રીતે શુભ ધર્મ;
વષટ્કાર સ્વાહા સ્વાધ્યાયાદિક, મંત્રવિના કરે કર્મ. ૧૫
યજ્ઞાદિક ક્રિયા શૂદ્રને, સારા વિપ્ર કરાવે જેહ;
મંત્ર ભણીને પુરાણના, વિવિધ રીતે કરાવે તેહ. ૧૬
ભારત ને વળી ભાગવત, તેની કથા સુણે ધરી સ્નેહ;
ભક્ત બ્રાહ્મણ ભગવાનનો, હોય તેનાજ મુખથી તેહ. ૧૭

( ઉપજાતિ વૃત્ત. )

કહે ગૃહસ્થાશ્રમ શાસ્ત્ર એવું, અતીથિને અન્ન સદૈવ દેવું;
કદી મહાપુરૂષ કોઇ આવે, તો જન્મ મૃત્યુ થકી તે મુકાવે. ૧
જો વિપ્ર કે કોઇક ભેખધારી, અન્નાર્થી આવી મળે ભિખારી;
ગૃહસ્થને ઘેર નિરાશી જાય, સમર્થને તો અતિ પાપ થાય. ૨
જો સર્વને અન્ન નહીં અપાય, તથાપિ રાખો દીલમાં દયાય;
દીસે ચહીને સત્કાર દેવો, ગૃહસ્થનો ઉત્તમ ધર્મ એવો. ૩

## સુવાસની સ્ત્રીઓના ધર્મ:—(ચોપાઇ.)

હાવે નારીઓના કહું ધર્મ, તમે સાંભળજો તેનો મર્મ;
હોય સત્સંગી સધવા નારી, સ્વામિને તે ઇશ્વર સમ ધારી. ૧
તન મન વચને સજે સેવા, લોક ઉભયતણું સુખ લેવા;
વૃદ્ધ રોગી કે નિરધન હોય, અપમાન કરે નહીં તોય. ૨

ઘર વાસણ આદિ સુધારી, રાખે નિરમળ તે સતી નારી;
પાપીનો સંગ ન કરે ક્યારે, હીત સત્ય વચન ઉચ્ચારે. ૩
કરે તિરથ કે વ્રત દાન, તે તો સ્વામિની આજ્ઞા સમાન;
નવ રાખે ઉદ્ધતપણું અંગ, સદા પરનરનો તજે સંગ. ૪

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥

(દોહરા.)

પરણેલાં સ્ત્રી પુરૂષને, અન્યોઅન્ય આભાવ;
પ્રગટે નવ સ્થીતિ પ્રથકમાં, એજ જન્મનો લ્હાવ. ૧

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातंत्र्येण कर्तव्यं किंचित् कार्यं गृहेष्वपि ॥

બાળ વૃદ્ધ કે તરૂણીએ, સ્વતંત્રાથી કાર્ય;
પુછ્યા વણ પતિ વડીલને, કરવું નહીં અનિવાર્ય. ૨

बाल्ये पितुर्वशे तिष्टेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतंत्रताम् ॥

સ્ત્રી શિશુવયમાં પિતૃવશે, પતિવશ થયે જુવાન;
વિધવા થાતાં પુત્ર વશ, નહીં સ્વતંત્ર નિદાન. ૩

सम्राज्ञि श्वसुरे भव सम्राज्ञि श्वश्र्वां भव ।
ननांदरी सम्राज्ञि भव सम्राज्ञि अधिदेवृषु ॥

સાસુ સસરા દીયરને, નણદલ પ્રતિ સદાય;
ઘટીત આચરણે સપુત સ્ત્રી, વશ કરનારી થાય. ૪

प्रत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विघाय च ।
उत्थाप्य शयानियानी कृत्वा वेश्मविशोधनम् ॥

પતિ પહેલાં પરવારીને, શૌચાદિક સહુ કર્મ;
ગૃહ શુદ્ધિમાં ગતિ કરે, એ સતીનો સદ્ધર્મ. ૫

माहानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ।
मृद्भिस्तु शोधये चुल्लीं तत्राग्निं सेन्धनं न्यसेत् ॥

સાજી પાત્ર રસોઇના, ચુલો લિંપીને સાફ;
પ્રગટાવે અગ્નિ પછી, એ કુળવંતિ આપ. ६

ताभ्यां भंर्त्रा पितृभ्यां वा भ्रातृमातुलबंधुवैः ।
वस्त्रालंकाररत्नानि प्रदत्तान्येव धारयेत् ॥

જે વસ્ત્રાલંકારની, પ્રાપ્તિ પિયરથી થાય;
કે પતિ દે તે પ્હેરીને, પ્રસન્ન તે પ્રમદાય. ७

मनोवाक् कर्मभिः शुद्धा पतिदेशानुवर्तिनी ।
छायेवानुगता स्वच्छा सखेव हीतकर्मसु ॥
दासीव दिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥

પતિ વશ મન વચને કર્મે, અનુસરણિય જ્યમ છાય;
હુકમે દાસી, હિત સખે, ગૃહણિ ગુણ સમુદાય. ८

ततोऽन्नसाधनं कृत्वा पतये विनिवेद्य सा ।
वैश्वदेवोध्धुतैरन्नैर्भोजनियांश्च भोजयेत् ॥

પ્રભુને પ્રાર્થિ પતિ કને, ધરાવરાવી ભોગ;
સસરાદિક સંતોષિને, જમે જુવતિ એ જોગ. ९

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं विधाय च ।
कृतान्नसाधना साध्वि सभृत्यं भोजयेत् पतिम् ॥

પ્રાતઃ સાયં પ્રતિ દીને, સજી ગૃહશુદ્ધિ સદાય;
શ્વસુરપક્ષ સહ સ્વામિને, જમ દે તે મહિલાય. १०

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं विधायच ।
आस्तृत्य साधु शयनं ततः परिचरेत् पतिम् ॥

રૂચી પુરતું રાત્રે જમી, ગૃહકાર્યે ગતકાળ;
પોઢે પછિ પતિ સેવમાં, રાત્રિ એજ રસાળ. ११

सुप्ते पत्यौ तदभ्यास्य स्वयं तद्गत मानसा ।
अनग्ना चाप्रमत्ता च निष्कामा च जितेन्द्रिया ॥

પ્રેરી મન પતિ નિંદમાં, સાવધાન નિષ્કામ;
સવસ્ત્ર સૈયામાં સુવે, ગોરી એ ગુણગ્રામ. १२

मितं ददाति ही पिता मितं भ्राता मितं सुतः ।
अमीतस्य प्रदातारं भर्तारं का न पूजयेत् ॥

પિતા ભ્રાત પરિવાર સૌ, ગણતરિ દાતા ગ્રાત;
સર્વસ દાતા સ્વામિને, કોણ ન ચ્હાય કુજાત. ૧૪

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।
एषां हि विरहेण स्त्री गर्ह्यो कुर्यादुभे कुले ॥

મહિલા જે માબાપ કે, પતિ સુત થકી અશંક;
દુરતા ચ્હાય ડહાપણે, કુળને તોય કલંક. ૧૫

क्रिडां शरिरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत् प्रोषितभर्तृका ॥

પતિવણ પરગૃહમાં ગતી, હાસ્ય ક્રિડોત્સવ સાર;
કે શણગાર સજે નહીં, એજ સુલક્ષણિ નાર. ૧૬

सुस्वभावा सुवचना सुवृत्ता सुखदर्शना ।
अनन्यचित्ता सुमुखी भर्तुः सा धर्मचारिणी ॥

મધુર વચન આચારને, પતિમાં સ્નેહ સમંત;
પ્રસન્ન મુખિ રહે પ્રેમદા, ધર્માચરણિ ધિમંત. ૧૭

परुषाण्यपि चोक्ता या दृष्टा दुष्टेन चक्षुषा ।
सुप्रसन्नमुखी भर्तुर्या नारी सा पतिव्रता ॥

કઠોર વચનો પતિ કહે, ચઢાવિ ક્રોધે ચક્ષ;
છતાં ન જે છેડાય તે, પતિવૃત્તા પ્રત્યક્ષ. ૧૮

शुश्रूषां परिचर्यां च करोत्यविमनाःसदा ।
सुप्रातिता विनीता च सा नारी धर्मभागिनी ॥

મર્યાદા ગ્રહી મર્દની, સજે સેવ ગણી ઇષ્ટ;
પ્રસન્ન વિનયે પગ ભરે, ધરણીએ ધર્મીષ્ટ. ૧૯

पतिर्हि देवो नारीणां पतिर्बन्धुः पतिर्गतिः ।
पत्या समा गतिर्नास्ति दैवतं वा यथा पतिः ॥

પતિને સ્નેહિ ગતી અને, દીલમાં દેવ સમાન;
સમજે એ સદ્ભાગ્યણિ, દારા દૈવતવાન. ૨૦

श्वश्रूश्वशुरयोः पादौ जोषयंती गुणान्विता ।
मातापितृपरानित्यं या नारी सा तपोधना ॥
સાસુ સસરા સ્વજનને, પીયેરીયાં પર પ્યાર;
પરમ તપસ્વિનિ એ પુરી, આદ્યશક્તિ અવતાર. ૨૧

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनमरण्यसदृशं भवेत् ॥
ઘર તે ઘર કહેવાય ના, ગૃહણી ઘર કહેવાય;
સ્ત્રી વિનાનું ઘર સદા, અરણ્ય આલેખાય. ૨૨

वृक्षमूलेऽपि दयिता यस्य तिष्टति तद्गृहम् ।
प्रासादोऽपि तया हीनः कांतार इति निश्चितम् ॥
વૃક્ષ નિચે વસવે નહીં, દંપતિથી ઘર દુર;
મહિલા વણ મ્હેલાત પણ, જંગલ તુલ્ય જરૂર. ૨૩

यावन्न विंदते जायां तावदर्द्धो भवेत्पुमान् ।
नार्द्धं प्रजायते पूर्णः प्रजायेतेत्यपि श्रुतिः ॥
પુરૂષ કુંવારા પૃથવિમાં, અડધા પુરૂષ ગણાય;
પરણી પ્રજા પ્રગટાવતાં, તે સંપૂર્ણ સુહાય. ૨૪

गृहस्थः पालयेद्दारान् विद्यामभ्यासयेत्सुतान् ।
गोपयेत्स्वजनान् बंधूनेष धर्मः सनातनः ॥
રક્ષી બંધુ સ્ત્રી સ્વજન, પુત્રાદિકને પર્મ;
ભણાવવા એ ગૃહસ્થનો, શુદ્ધ સનાતન ધર્મ. ૨૫

अन्योन्यस्याव्यभीचारो भवेदामरणांतिकः ।
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥
મરતાં સુધી સ્ત્રી પુરૂષમાં, વહે પરસ્પર ભાવ;
સંક્ષેપે એ સમજવાં, દંપતિ દિલ દરીઆવ. ૨૬

अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता
तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्या स्वयम् ।
सुप्ते तत्रशयीततत्प्रथमतो जह्याच्च शय्यामिति
प्राच्यैः पुत्रि निवेदितः कुलवधूसिद्धांतधर्मागमः ॥

આવ્યેથી પતિ સન્મુખે જઇ ઉભી, નમ્રાર્થ વેણ્યા વદે,
ચર્ણોમાં ધરિ દૃષ્ટિ આસન દઇ, રાખે હજુરી હદે;
અર્પી ભોજન આપ લે, નવ સુવે, સ્વામી પહેલાં સદા,
ઉઠે વ્હેલિ પતી થકી પ્રતિ દિને, પુર્ણાંગિ એ પ્રેમદા. ૨૭

**વિધવા સ્ત્રીના ધર્મ:— ( ચોપાઇ. )**

વળી હોય જે વિધવા નારી, સેવે કૃષ્ણને નિજપતિ ધારી;
કામ ભાવની તો કદી વાત, નવ કહે કે સુણે સાક્ષાત. ૧
નર સાથે ન ભાષણ કરે, સ્પર્શ પણ તેનો પરહરે;
પડે આપતકાળ જો માથે, અડે બોલે સગા નર સાથે. ૨
પિતા પુત્રની આજ્ઞા ધરવી, કદીએ ન સ્વતંત્રતા કરવી;
ઉપવાસ ને વ્રત આદરવું, દેહ દમન નિરંતર કરવું. ૩
જમે એકજવાર તે નારી, કરે રોગ વિના તો પથારી;
તજે અત્તર તેલ સુગંધી, તેને તાંબુલ ખાવાની બંધી. ૪
વળી કુંકુમ કાજળ તજે, શરીરે શણગાર ન સજે;
વસ્ત્ર ઝીણાં તથા તારવાળાં, ન ધરે અંગે રૂડાં રૂપાળાં. ૫
દીવસે નવ નિદ્રા તે કરે, સંગ વેશ્યાદિનો પરહરે;
કૃષ્ણ ભક્તિમાં નિશદિન રહે, વિધવા ધર્મ મુની એમ કહે. ૬

**સત્સંગની દૃઢતા વિષે:—( ઉપજાતિ વૃત્ત.)**

સર્વે થકી શ્રી હરિ છે સમર્થ, બીજા તણી બીક બધાની વ્યર્થ;
શરીરને સંકટ એ થાય, તથાપિ સત્સંગ નહીં તજાય. ૧
ફણિંદ્રને તો મણિ પ્રીય લાગે, તે જીવતાં ના કદિએય ત્યાગે;
સત્સંગ તેવો નિજશીર સાટે, તજાય ના નાત્યતણે ઉચાટે. ૨
પુર્વે કર્યો છે સત્સંગ જેણે, તજ્યો નથી તે ભય પામિ તેણે;
પ્રલ્હાદને દુઃખ અપાર દીધું, સત્સંગ માટે સહુ સાંખી લીધું. ૩
વિભીષણે જો સત્સંગ કીધો, તો ભ્રાતની બીકથિ તે ન બીધો;
ડર્યો નહીં દૈહિક દુઃખ માટે, સત્સંગ રાખ્યો નિજ શીર સાટે. ૪
નારી સતી જે પતિને વરે છે, શું ત્યાગ તેનો કદિ તે કરે છે;
સંબંધિ સરવે પ્રતિકૂળ થાય, તથાપિ સત્સંગ નહીં તજાય. ૫
જેને જણાયો વ્યવહાર ખોટો, સત્સંગમાં માલ ગણેજ મોટો;
તે જ્ઞાતિ માટે નહિ કંઠી તોડે, બદામ માટે મણિ કોણ છોડે. ૬
જેણે સુધાપાન કર્યુંજ લેશ, તે થાય પ્રત્યેક રગે પ્રવેશ;
પાછી ભલે મસ્તક જો કપાય, તથાપી પીધું ન પિધું ન થાય. ૭

જો દૈવિ માયા દિલને ડગાવે, તથાપિ ડોલાય ન પ્રાણુ જાયે;
સતી પતી સંગ બળે જઇને, નાસે નહીં દુઃખિત તે થઇને. ૮
રાજા પરોવે શુળિયે કદાય, તથાપિ સત્સંગ નહીં તજાય;
સત્સંગિનું તો પણ એ સદાય, પ્રાણાંતથીએ નવ ફેર થાય. ૯
મેરૂ ચળે ભૂમિ ફણિંદ્ર મૂકે, કે વેદવાણી વિધિદેવ ચૂકે;
ભાનૂ ઉદે પશ્ચિમ પાસ થાય, તથાપિ સત્સંગ નહીં તજાય. ૧૦
સારૂં ચણાવે ઘર શ્રેષ્ટ ઘાટે, તજાય શું મચ્છર દુઃખ માટે;
તેવી રીતે કેમ મુકાય સારો, સત્સંગ કેરો મહિમા વિચારો. ૧૧

## જગતની નાશવંત સ્થીતિ વિષ:—(વૈતાલીય છંદ.)

જગ આ જળનો પ્રવાહ છે, વહિ જાતો અતિશે અથાહ છે;
અચળ સ્થિતિ તો ન કોઇને, કરવું શું અતિશેજ રોઇને. ૧
બહુ રે બહુ કલ્પ થઇ ગયા, પણ કોઇ નથિ કોઇના થયા;
ન સગો સુત તૂજ દેહનો, નહિ તું કોઇ સપિંડ તેહનો. ૨
ધરીને ધન જેમ હાથમાં, મુજનું છે કહિ સર્વ સાથમાં;
પણ આપણુ એ ન ધારવું, વિચરે સર્વ સ્થળે વિચારવું. ૩
જનનું તન માટિનો ઘડો, નથિ તે કાળ અખંડ આપડો;
રજથી ઉપજેજ મૂળમાં, વળિ અંતે મળિ જાય ધૂળ્યમાં. ૪
તન છે જળ ઝાંજવાં તણું, સ્થિર તેતો નવ રૈ' કદી ઘણું;
નહિ મોહિત થાવું જોઇને, નહિ કલ્પાંત કરોજ રોઇને. ૫
જગ સ્વપ્ન સમાન જાણવું, ગણિ સાચું ઉરમાં ન આણવું;
ભવમાં પ્રભુ ભક્તિ સત્ય છે, સઘળી અન્ય ક્રિયા અસત્ય છે. ૬
સ્વપ્ને મળિ રિદ્ધિ સિદ્ધિ તે, સ્વપનામાં પછિ ખોઇ દીધિ તે;
થઇ જાગ્રત જો રૂવે કુટે, જન તેની વડિ મુર્ખતા જુએ. ૭
ગત વિક્રમ ભોજ ભુપતી, ન રહ્યો લંકપુરી તણો પતી;
પૃથવી પણ નાશ પામશે, શશિ સુર્યાદિ વિનાશ થૈ જશે. ૮
ન રહે અજ ઇંદ્ર કોઇએ, ન રહે જ વિરાટ જોઇએ;
બહુવાર થયા અને ગયા, સ્થિર તો કોઇ સદૈવ ના રહ્યા. ૯
હતિ આયુષ લક્ષ વર્ષની, નહિ સીમા હતિ ઉર હર્ષની;
પણ તે પલમાં વહી ગયા, નવ જાણે જન કોઇ ક્યાં થયા. ૧૧
જનની જનકાદિ જેહ છે, તનના જન્મ થકીજ તેહ છે;
તન તો અગણીત તેં ધર્યાં, પણ તે સત્ય સપિંડ ક્યાં ઠર્યાં. ૧૨

ચતુરે ચિત્તમાં વિચારવું, સત તો આત્મ સ્વરૂપ ધારવું;
તન તત્વ તણુંજ થાય છે, ઉપજે ને લય પામિ જાય છે. ૧૩
જળ બુદ બુદ જેમ ઉપજે, ક્ષણમાં આકૃતિ તેહ તો તજે;
તન તેમજ થાય જાય છે, મન મિથ્યા સત તે મનાય છે. ૧૪
રજ નીર પ્રવાહની વડે, મળિ જાયે વળિ તે જુદી પડે;
સુતને જનકાદિ તે રિતે, મળિ જાએ વળિ જોગ તે વિતે. ૧૫
જગમાં જન ભૂમિ ઉપરે, પલમાં તો બહુ ઉપજે મરે;
તવિ ઉપર ધાણિ ફુટતી, બહુ દિસે તનુ તેમ છૂટતી. ૧૬
ફુલ વાડિ વિષે જણાય છે, ફુલડાં નિત્ય નવાં ફુલાય છે;
કળિયો ખિલિને ખરી પડે, પછિ તે તો નહિં દૃષ્ટિએ પડે. ૧૭
નભ ઇંદ્ર ધનુષ્ય દેખિયે, પળ વિત્યા પછિ તે ન પેખિયે;
વળિ વાદળ કેરિ છાંયડી, પળમાં જાય ટકે નહીં ઘડી. ૧૮
નિજનું તન એવું જોઇને, શીદ રોવું પછિ અન્ય કોઇને;
વર પાછળ જેમ જાન છે, નિજ કાયા પછિ સૌ નિદાન છે. ૧૯
જન ઉદ્ભવ નાશ થાય છે, રૂચિ જેવી પ્રભુની જણાય છે;
પ્રભુની રૂચિમાં ખુશી થવું, પ્રભુ સામું નહિ વેર બાંધવું. ૨૦
ફળ કર્મનું આપશે હરી, નહીં ઓછું અદકું કરે જરી;
જન જો મહનેજ વાવશે, શુભ ચોખા પછિ ક્યાંથિ ચાવશે. ૨૧
તન ઉદ્ભવ પૂર્વ ક્યાં હતું, વળિ અંતે નહિ તે રહે છતું;
વચલે વખતે જણાય છે, સ્વપ્ના તુલ્ય અદર્શ થાય છે. ૨૨
ઘટને કથરોટ કોડિયાં, મૃતિકાનાં ઘડિ નામ જોડિયાં;
ફુટતાં સહુ નામ તે ટળે, પરિણામે મૃતિકા વિષે મળે. ૨૩
તનની ગતિ એવી જાણવી, સ્થિરતાની નહિ આશ આણવી;
જનનું તન આ અનિત્ય છે, અસલી એજ અનાદિ રીત છે. ૨૪
શિશુ જાય જુવાન જાય છે, ઘરડાનું પણ મૃત્યુ થાય છે;
બળિ કોઇક ગર્ભથી ગળે, પણ નક્કી કશી રીત ના મળે. ૨૫
જગ સર્વ ચવાણુ કાળનું, નહિ તેને દુઃખ વૃદ્ધ બાળનું;
સ્થુળ ભક્ષણ સર્વનું કરે, દિલમાં ક્લેશ નહીં દયા ધરે. ૨૬
અવની નભ બેય જાણવાં, પડ ઘંટી સમ તે પ્રમાણવાં;
કણ તુલ્ય જીવો જણાય છે, વળિ ઓરાય વળી દળાય છે. ૨૭
સગરાખ્ય નરેશના છતા, સુત તો સાઠ હજાર જે હતા;
સઘળા મૃત એક કાળમાં, ઉગર્યો કોઇ ન કાળ ઝાળમાં. ૨૮

વિકરાળજ કાળ ઝાળ છે, સઘળે વ્યાપિ રહી વિશાળ છે;
જન દેવ અદેવ જોઇએ, પણ અંતે ઉગરે ન કોઇએ. ૨૯
નિજનું કરિ જે મનાય છે, ક્ષણ થાતાં દુખ દીલ થાય છે;
મમતા મનમાં ન હોય તો, દિલમાં દુઃખ ધરે ન કોઇ તો. ૩૦
સુત જન્મ સમે સુજોશીયે, ગ્રહ જોયા હરિભટ્ટ હોંશિયે;
ગ્રહનું ફળ જાણીયું અરે, મુખ જોતાં સુત કે પિતા મરે. ૩૧
પછી તે દ્વિજ કાશિયે જઇ, લિધ સન્યાસ ઉદાસ તો થઇ;
સુત સોડષ વર્ષનો થયો, રમવા બાળક મંડળે ગયો. ૩૨
રમતાં દંડિ વાગિ ડોશિને, દિધિ ગાળો રમનાર જોશિને;
કહ્યું કે ઉન્મત્ત તું થયો, પણ જે જો તુજ બાપ ક્યાં ગયો. ૩૩
ન રહ્યું સુણિ ચિત્ત ધારણે, સુત ચાલ્યો પિતુ શોધ કારણે;
જનનિ કલ્પાન્ત આદર્યો, સુતની સાથ પડોશિ સંચર્યો. ૩૪
સત પંચક કોષ જ્યાં ગયા, રજની વાસ સુગામમાં રહ્યા;
ઉતર્યા ભય ભ્રાંતિ ટાળિને, મઠ સંન્યાસિ તણો નિહાળિને. ૩૫
સુતને ટુટિયુંજ આવિયું, મન સન્યાસિતણું ડરાવિયું;
લઇ લૈ જતિ ત્યાંજ ઉઠીયો, જણ બે શીશપરેજ રૂઠીઓ. ૩૬
મઠ બાહર મારિ કાઢિયો, સુખથી વાસિ કમાડ પોઢિયો;
પછિ તે સુત ત્યાં ગયો મરી, નહિ સન્યાસિ દયા દિલે ધરી. ૩૭
જળ રે જળ બોલતાં મુવો, નહીં પાસે નદિ કે નહીં કુવો;
જતિએ નહિ નીર આપિયું, મન કીધું અતિ ક્રૂર પાપિયું. ૩૮
નભમાં રવિદેવ ઉગિયો, દ્વિજ રોવા અતિશેજ લાગિયો;
મળિને જન જૂથ પૂછિયું, પછિ વૃતાન્ત દ્વિજેજ ભાખિયું. ૩૯
નિજ પુત્રનું નામ સાંભળ્યું, જતિનું ધૈર્ય બધું પછિ ટળ્યું;
કુટિ છાતિ વિશેષ રોઇને, જન આશ્ચર્ય ધરેજ જોઇને. ૪૦
નિજનો ન ગણ્યો જહાં સુધી, દિલમાં દુઃખ થયું ન ત્યાં સુધી;
નિજનો સુત જ્યાંથિ જાણિયો, પ્રજળ્યો પૂરણ આપ પ્રાણિયો. ૪૧
મમતા મનમાંથિ જો તજે, સુખશાંતિ જન તે સદા સજે;
મમતા દુખ કેરૂ મુળ છે, મમતામાંજ સહસ્ર શૂળ છે. ૪૨
નિતિ વાત બીજી કહું વળી, કરજો ચિત્ત વિચાર સાંભળી;
કદિ ભૂષણ કોઇનું ભલું, ધરવા માગિ લિધા થકી મળ્યું. ૪૩
પછિ પાછું જરૂર માગશે, સમજીને નહિ દુઃખ લાગશે;
પ્રભુએ સુત ઉછિનો દિધો, વળિ પાછો મરજી થકી લિધો. ૪૪

દિલમાં નહિ દુઃખ આણવું, પરન્તુ દ્રવ્ય હતું પ્રમાણવું;
હતું જેહનું તેહને ગયું, નથિ તો કાંઇ અયોગ્ય એ થયું. ૪૫
મનના ઠિક એ ઠરાવથી, બિરૂતા તોડિજ ભક્તિભાવથી;
વદવું નહિ દુઃખ વાણિએ, પ્રભુ ઇચ્છા સમ રે'વું પ્રાણિએ. ૪૬

**સન્માન દેવા વિષે— (ઉપજાતિવૃત્ત).**

છે સ્વાદ તો આદરભાવ માંહી, ઘી ગોળ કે સાકરમાં ન ક્યાંહી;
દે સૂખડી જ્યાં શુળિયે ચઢાવે, મિઠી છતાં તે જરીએ ન ભાવે. ૧
પ્રેમે કરીને જળ કોઇ પાય, મિષ્ટાન્નથી સ્વાદ ઘણો જણાય;
અભાવથી જો જન દુધ આપે, તે દુધમાં સ્વાદ કશો ન વ્યાપે. ૨
માગ્યા વિના દે પય તે પ્રમાણો, માગી લિધું તે જળ તુલ્ય જાણો;
અત્યાગ્રહે ખેંચિ લીધું નિદાન, તે જાણવું શોણિતની સમાન. ૩
જો ભાવથી દાન ભલું કરાય, તે દાનનું તો ફળ શ્રેષ્ટ થાય;
આપે અપાવે વળિ લોક લાજે, તે દાન તો નિષ્ફળતાજ કાજે. ૪
જે દાન દે કામ કશું કરાવી, કે દાન દે વસ્તુ સડેલિ લાવી;
કે દાન દૈ આપ ફુલાઇ ગાજે, તે દાન તો નિષ્ફળતાજ કાજે. ૫

**ધન્યજીવન વિષે:— (ઉપજાતિવૃત્ત).**

જેને દયા છે દિલમાં અપાર, ઘણા જનોનો જન પાળનાર;
જે કામ સારાં કરતા હમેશ, એવા જનો તો જીવજો વિશેષ. ૧
જે કોઇનું દીલ નહીં દુખાવે, કુકર્મથી અંતર લાજ લાવે;
જેનાથિ થાયે કુળમાં ઉજેશ, એવા જનો તો જીવજો વિશેષ. ૨
જ્યાં કાંઇએ ઉત્તમ કાર્ય થાય, ત્યાં લોક જેને સમરે સદાય;
સુકામમાં જેમ સ્મરે ગણેશ, એવા જનો તો જીવજો વિશેષ. ૩
કલ્યાણ સૌનું ચિત્તમાં ચહાય, કોઇ તણા શત્રુ કદિ ન થાય;
જેને અદેખાઇ દિસે ન લેશ, એવા જનો તો જીવજો વિશેષ. ૪

**તિર્થયાત્રા વિષે:— (ઉપજાતિવૃત્ત).**

જ્યાં જ્યાં ફર્યા કૃષ્ણ કૃપાળુ નાથ, જ્યાં જ્યાં ફર્યા સંત મહંત સાથ;
તે સ્થાન તો ઉત્તમ તિર્થ થાય, પવિત્ર તે તિર્થે વિષે થવાય. ૧
રજે જળે થાય પવિત્ર તંન, મહાત્મથી થાય પવિત્ર મંન;
તે 'તિર્થજાત્રા કરવાજ જાવું, મહાત્મ તેનું સુણવા ચહાવું. ૨
મહાત્મ મધ્યે શુભ હોય જ્ઞાન, અનિત્ય ને નિત્ય તણું નિદાન;
તે જ્ઞાનથી તો પ્રભુભક્તિ પાવે, વૈરાગ્ય તો અંતર માહિ આવે. ૩

તો વાસના અંતરમાંથી તૂટે, તેથીજ બારે ભવબંધ છૂટે;
તિર્થે જઈ જ્ઞાન લીધું ન લેશ, તો ગંગમાં ગર્ધવનો પ્રદેશ. ૪
જો તિર્થ માટે ઘર છોડિ ચાલે, તો બ્રહ્મચર્યાદિક વ્રત્ત પાળે;
જો તે ન પાળે ફ્ળ તો ન પામે, તિર્થે કર્યા તે દ્રઢ પાપ જામે. ૫
જે અન્યક્ષેત્રે કૃત પાપ હોય, તે તિર્થ કીધાથી રહે ન કોય;
જો તિર્થમાં પાપ કદી કરાય, કદાપિ કાળે નહિં તે છુટાય. ૬
તિર્થે જઇને પર અન્ન ખાય, તો તિર્થનું તે થકિ પુન્ય જાય;
તિર્થે જવું તો જમી એકવારે, ભોંયે પથારી કરવીજ ત્યારે. ૭
તિર્થે જવું ત્યાં સુણવી કથાય, જવા ન દેવી ઘડિયે વૃથાય;
જઇ વળી તીરથભૂમિ માંહી, ધંધો બીજો તો કરવો ન કાંઇ. ૮
જમ્યા પ્રસાદી વણુ જેહ હોય, જાવું ન જોવા શુભ હોય તોય;
નટાદિના ખેલ ત્યહાં ન જોવા, જો તિર્થ જૈયે નિજ પાપ ખોવા. ૯
તિર્થે જવું સદ્દગુરૂ ગોતવાને, તિર્થે જવું તે પ્રભુ પામવાને;
ત્યાં મોજ કે શોખ કરે જઇને, તે આવશે પાપ પુરૂ લઇને. ૧૦
તિર્થે જઇને નહિ જ્ઞાન પામ્યો, તેણે બધો કાળ વ્યથાજ વામ્યો;
પ્રભુતણું જ્ઞાન ત્યહાં પમાય, ત્યારેજ જાત્રા પરિપૂર્ણ થાય. ૧૧

## ધૈર્ય રાખવા વિષે:— (માલિની વૃત્ત).

સમજુ પુરૂષ નારી, ચિત્તમાં લ્યો વિચારી,
વિલપિ વિલપિ રોયે, નાજ પિડયા જનારી;
ચતુર જન વિવેકી, ચિત્ત માંહે વિચારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૧
સુખ દુઃખ દુનિયામાં, સર્વને શીષ આવે,
સ્થિતિ સરખી સદા તો, કોઇની ના રહાવે;
વધઘટ દિનમાંને, સૂર્ય જો માસ બારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૨
શશિ પણ નભમાંહી, જો વધે ને ઘટે છે,
કરમ લખિત લેખો, ક્યાં મટાડયા મટે છે;
રૂદન થકિ ન લાગે, કઇ ઓછું લગારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૩
હિમત તજી દીધાથી, દુઃખ ઝાઝું જણાય,
દુખિત અધિક દેખી, શત્રુઓ રાજી થાય;

સુરનર દુખ શોખે, જો પુરાણો અઢારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૪
રઘુપતિ વનવાસે, જો વશ્યા રાજ છોડી,
હરણુ થયું સિતાનું, આપદા એ શું થોડી;
અધિક ધિરજ રામે, તનમાં ધારિ ત્યારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૫
વળી નળ દમયંતી, પામિયાં પૂર્ણ કષ્ટ,
ઉજડ વન વશ્યાં જે, આપ થૈ રાજ્યભ્રષ્ટ;
નરપતિ નૃપ નારી, ભોગવ્યાં દુઃખ ભારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૬
વળી દુખ બહુ વેઠયાં, દ્રૌપદી પાંડવોએ,
પણુ રૂદન ન કીધું, તેમણે કાંઇ ત્યાંએ;
રૂદન બહુ કર્યાથી, કોણ કષ્ટો નિવારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૭
સુર નર મુનિ સર્વે, સુખ્ખ દુઃખો સહે છે,
વિધિ કૃત વિધિ જાણી, રાજી રાજી રહે છે;
પ્રભુજી થકી પમાયું, ભોગવી લેવું પ્યારે,
વિષમ સમય જાણી, સુજ્ઞ તો ધૈર્ય ધારે. ૮

(ઉપજાતિવૃત્ત.)

રામે સિતા એક સમે ગુમાવી, લંકાં લિધી તે પળ પાછી આવી;
જે પાંડવોએ વનવાસ કીધો, તેણે વળી દુર્ગમ દુર્ગ લીધો. ૧
એવીજ રીતે સુખદુઃખ કેરા, આવે અને જાય દિનો ઘણેરા;
સંધ્યા સમે સૂરજ અસ્ત થાય, થતે પ્રભાતે વળિ તે જણાય ૨
આનંદમાં ગર્વ ઉરે ન થાય, વિપત્તીમાં ધીરજતા ધરાય;
જે મુક્તિનો હેતુ મનેથિ માગે, તે ધૈર્યતા અંતરથી ન ત્યાગે. ૩

**મુર્ખનાં લક્ષણ વિષે:—** (ઇંદ્રવજ્રા વૃત્ત.)

આ કામનો શો પરિણામ થાશે, પૂર્વેથિ તે કામ નહીં તપાસે;
દૃે છે ગમે ત્યાં દગબિંચિ દોટગો, તેનેજ જાણો જનમુર્ખ મોટો. ૧
પોતા તણી શક્તિ નહીં વિચારે, ખર્ચે ઘણું ફોગટ કુસ્ય ધારે;
તોટો ઘણો લે લઇ લાભ છોટો, તેનેજ જાણો જનમુર્ખ મોટો ૨
વેરી તણો જે વિશ્વાસ રાખે, બેઠા તણી ડાળ વિદારિ નાંખે;
વાળે બધી વાત વિષેજ ગોટો, તેનેજ જાણો જન મુર્ખ મોટો ૩

જ્યાં જીવિકા તો ન મળેજ લેશ, જ્યાં પોતિકા શત્રુ વસે વિશેષ;
તે વાસ છોડે નહિં જાણી ખોટો, તેનેજ જાણો જનમુર્ખ મોટો. ૪

**વિદ્યાભ્યાસ કરવા વિષે:—( ઉપજાતિ વૃત્ત. )**

વિદ્યા સહુએ ભણવી વિચારી, વિદ્યા ભણ્યાથી સુખ થાય ભારી;
પશુ મનુષ્યો મહિ ભેદ એ છે, વિદ્યા ભલી માણસ તો ભણે છે. ૧
ભણે ગણે પંડિત તે ગણાય, ભણે નહીં તે જન મુર્ખ થાય;
બાળાપણે જે ન ભણે જઇને, જરૂર પસ્તાય જુવાન થૈને. ૨
જે પત્ર નિર્જીવ દિસે જણાય, વિદ્વાનની પાસ સજીવ થાય;
આકાશ પાતાળ ભવિષ્ય વાત, કહી બતાવે જડ પત્ર જાત. ૩
જે પુત્રને તાત નહીં ભણાવે, બાળાપણે લાડ ઘણાં લડાવે;
તે પુત્રનો શત્રુ પિતા ગણાય, જુવાન થાતાં સુતને જણાય. ૪
આંખો વિનાનો જન હોય જેવો; પાંખો વિનાનો વળિ પંખી કેવો;
પાણી વિના કેવું સર પ્રમાણે, વિદ્યા વિનાનો જન એમ જાણે. ૫
વિદ્યા ભણે જો નર દ્રવ્યવાન, તો ભાગ્યશાળી નહીં તે સમાન;
પાંખો તથા બે પગ દોડવાના, કયાંથી મળે ભૂતળ બેઉ વાના. ૬
પક્ષી છતાં પોપટ જો ભણે છે, તો ભૂપ તેને સન્માન દે છે;
ત્યારે ભણેલો જન જેહ થાશે, તો તે કહો કેમ નહીં મનાશે. ૭
વિદ્યા ભણીને વિનયા ન થાય, તો તેનિ વિદ્યા સહુ વ્યર્થ જાય;
જો ઝેર પંચામૃતમાં જણાય, તો કોઇ તેને ચિત્તથી ન ચ્હાય. ૮
અપુર્વ વિદ્યા તણિ ખાણ એ છે, વિશેષ તે વાપરતાં વધે છે;
ખર્ચે નહીં સંઘરવા ચહાય, ખચીત તો તે ઝટ ખુટિ જાય. ૯
છે શસ્ત્રવિદ્યા વળિ શાસ્ત્રવિદ્યા, એ બેઉની કીર્તિ દિસે અછેદ્યા;
તથાપિ આદ્યાવય થાય ત્રીજી, ત્યારે નકામી સુખદાઇ બીજી. ૧૦
છે ચાર વેદો ષડઅંગ ગાય, વિદ્યા મિમાંસા વળિ જાણ ન્યાય;
સદ્ધર્મ શાસ્ત્રો પછિ છે પુરાણ, એ ચૌદ વિદ્યા સમજે સુજાણ. ૧૧
શિક્ષા તથા કલ્પ નિરૂક્ત છંદ, જ્યોતિષને વ્યાકરણ પ્રબંધ;
ષડંગ તે વેદ તણાં ગણાય, એવી રીતે સર્વ મુનીશ ગાય. ૧૨
ન ચોર ચોરે નૃપતી ન લુંટે, ન ભાગ ભાઇ ખરચ્યું ન ખૂટે;
ન ભાર લાગે ન પડેજ ખોટું, છે સત્ય વિદ્યા ધન સૌથિ મોટું. ૧૩

**( શાર્દુલ વિક્રીડિત. )**

માતા તુલ્ય સદાય પોષણ કરે, પાળે પિતાની પેઠે,
કાન્તાતુલ્ય વિનોદકારિ વળિને, ના આપદામાં હઠે;

વિસ્તારે જશ દ્રવ્યદાન બહુ દે, સન્માન આપે ઘણું,
વિદ્યા છે શુભ કલ્પવૃક્ષ સરખી, શા ગુણ તેના ગણું.

મૃત્યુ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)

સંતાઇ પેઠે નહિં મોત મૂકે, ચુકાવવાથી નહિ મોત ચૂકે;
અનેક દોરા દાશ હાથ બાંધે, તુટેલ આયુષ્ય ન કોઇ સાંધે. ૧
રાજા જુઓ વૈદ્ય અનેક રાખે, આરોગ્ય થાવા બહુ ચીજ ચાખે;
જીવાડવા યત્ન ઘણો કરે છે, તે તો ઘણા બાળપણે મરે છે. ૨
મુર્ખા જનો મોત થકી ડરે છે, તે શું ડર્યાથી કદિ ઉગરે છે;
મોડું વહેલું મરવાનું જાણે, તો તે મુવાનો ભય શીદ આણે. ૩
જ્યાં મોત આવિ ગ્રહશે જરૂર, જવા નહીં દે ડગ એક દુર;
એવું વિચારી દ્રઢ ચિત્ત થાવું, મલેથિ તતક્ષણુ ઊઠી જાવું. ૪
વાટગે મળે કે કદિ નીર ઘાટે, નહીં મુઝાવું મન મોત માટે;
તૈયાર થૈ નિત્ય જને રહેવું, ખમો ઘડી એમ નહીં કહેવું. ૫
આત્મા કદીગે મરતો નથીજ, સદા શરીરે ઠરતો નથીજ;
ગ્નાની મુવાથી ડરતો નથીજ, તે હર્ષ શોકો કરતો નથીજ. ૬
જેને મરીને હરિ ધામ જાવું, તો શીદ શોકાતુર ચિત્ત થાવું;
જેને નથી નિશ્ચય ત્યાં જવાનો, તેને સદા શોક ઘણો થવાનો. ૭

વૈરાગ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)

સંસાર છોડી જન ભેખ ધારે, તે તો દિસે છે ત્રિવિધી પ્રકારે;
સુણો હવે ભાખું હું ભેદ ભાઇ, કરો સુબોધે ન કરો મુઝાઈ. ૧
સંસાર છોડે કરિ જેહ ક્રોધ, તે ત્યાગિ થૈને કરશે વિરોધ;
સત્સંગ કેરો મહિમા ન જાણે, નિમિત્ત અલ્પે અતિ ક્રોધ આણે. ૨
સુઝે નહીં ઉદ્યમ દેવું થાય, મુઝાઇ જોગી થૈ માગિ ખાય;
તે તેહનાં લક્ષણુથી જણાશે, પદાર્થે કે સ્વાદ સદા ચહાશે. ૩
સંસાર તો સર્વ અસાર જાણી, ગ્નાની તજે તેહ વિરાગ આણી;
જો અંતરેથી ઉલટી કરાય, તે ચિત્ત ખાવા ફરિ કેમ ચ્હાય. ૪
સયોગિ સૌને નમતો રહે છે, તે શ્રીહરીને ગમતો રહે છે;
દશેન્દ્રિયોને દમતો રહે છે, માનાપમાનો ખમતો રહે છે. ૫
જે જોગી ઇંદ્રાસન તુચ્છ જાણે, તે દ્રવ્ય ઇચ્છા ઉર કેમ આણે;
સ્વાત્માથકી ભિન્ન શરીર ધારે, ઇચ્છે ન તે દૈહિક સૂખ ક્યારે. ૬

**ત્યાગ ધર્મ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)**

જે મોત જાણી ડરી જાય જોગી, જોગી નહીં ભૂતળ તેહ ભોગી;
જે દેહને તો તૃણ તુલ્ય જાણે, તે મોતનો ત્રાસ ઉરે ન આણે. ૧
દુખે ડરે તે ઘર શીદ છોડે, જોગી મરે તો નહીં રાંડ રાંડે;
જેને મરીને હરિધામ જાવું, તેને નહીં મોત થકી મુઝાવું. ૨
જ્યાં ખાનને પાન મળે વિશેષ, જોગી રહે જો જઇ તે પ્રદેશ;
તો વાસના તેનિ નથી જવાની, અંતે વળી મુક્તિ નથી થવાની. ૩
સંસાર છોડયો તપ કાજ જેણે, ન ઇચ્છવું દૈહિક સુખ તેણે;
વસ્તુ હરે કે અપમાન થાય, જોગી તણી કીંમત ત્યાં જણાય. ૪
રામા તથા દ્રવ્ય રસાસવાદ, તેથી ભુંડો માન વડો નિષાદ;
માને ઘણા પંડિત પ્રૌઢ માર્યા, જોગી જનોને વનમાં વિદાર્યા. ૫
જો આપણું ત્યાં અપમાન થાશે, તો આપણું શું જર જોખમાશે;
જો આપણા તે તનને તજાવે, તથાપિ આત્મા નહિ હાથ આવે. ૬
માટે સીધો મારગ શીદ મેલો, ચાલો ત્યહાં ત્રાસ નથી રહેતો;
થવાનુ જે નિર્મિત તેજ થાશે, જવાનું તે યત્ન કર્યેય જાશે. ૭

**પ્રારબ્ધ કર્મનાં ફળ વિષે:—(ઉપજાતિ વૃત્ત.)**

જે કર્મ તો પૂર્વ ભવે કર્યું છે, પ્રારબ્ધ તે આ તનનું ઠર્યું છે;
અભક્ત કે ભક્ત ભલે ભણાય, કર્મો પ્રમાણે સુખ દુઃખ થાય. ૧
ભક્તિ કર્યે કષ્ટ હરી ઘટાડે, શુળી તણું સોય વડે મટાડે;
હઠે કરી જે પ્રભુ પાસ માગે, તેનું કદી કષ્ટ પ્રભુ ન ભાગે. ૨
ત્રાગુ કર્યાથી નહીં તેહ આવે, ડરે નહીં તે જન જો ડરાવે;
પોતે મરે કે પરને વિદારે, હરી ન તેથી દુઃખથી ઉગારે. ૩
જો આત્મહત્યા કરી કોઇ માગે, કે સંતને સંકટ દેણુ લાગે;
તેથી હરી સંકટ જો હરેજ, કરે જનો સર્વ ઉપાય એજ. ૪
હરી સમીપે છરિ કંઠ ઘાલે, હરી કદાપી નહી હાથ ઝાલે;
નથી બિતો તે કદિ બીવરાવ્યે, નથી બિતો તે અપકીર્તિ આવ્યે. ૫
તથાપિ જે હું કહું તે પ્રમાણે, સ્વતંત્ર છે ઇશ્વર એમ જાણે;
કરે કર્યાનું ન કર્યાનું કામ, પ્રારબ્ધ ને શ્રી પ્રભુ પુર્ણકામ. ૬

**સંત અસંતનાં લક્ષણ વિષે:—(ઉપજાતિ વૃત્ત.)**

જે ઢોંગધારી જન ધૂતિ ખાશે, અંતે ફજેતી અતિ તેની થાશે;
તેનાં ફળો ભોગવશે જરૂર, આ લોકમાં કે જમની હજુર. ૧

જેણે તજી અષ્ટ પ્રકાર નારી, જેણે તજ્યાં છે વ્યસનો વિચારી;
ન દ્રવ્ય રાખે નહિ ગાળ ભાખે, એવા ગુરૂ સેવન શાસ્ત્ર દાખે. ૨
અસંતને સંત સમાન જાણે, શ્રીકાર વસ્તુ પરખી વખાણે;
અજ્ઞાનિને તો સર્વે સમાન, શ્રીકાર કે હોય વિકારવાન. ૩
શાસ્ત્રો વિષે સંત અસંત કેરાં, લખ્યાં દિસે લક્ષણ તો ઘણેરાં;
તથાપિ દીવો કર મધ્ય લૈને, પડે કુવામાં જડ બુદ્ધિ જેને. ૪
સાધુ તણાં લક્ષણ હોય કેવાં, તે સાંભળીને દિલ ધારિ લેવાં;
વૈરાગ્ય સાચા થકિ સાધુ થાય, તેના થકી સાધુપણું પળાય. ૫
વૈરાગ્ય સાચો ઉર હોય જેને, કદી રજોગુણ ગમે ન તેને;
ત્યાગી ઝીણાં વસ્ત્ર ધરે ન અંગે, ધરે ન રંગેલ વિચિત્ર રંગે. ૬
દીવો મુકે ફાનસ મધ્ય જ્યારે, દેખાય બાહેર પ્રકાશ ત્યારે;
ઇચ્છા ઉરે એમજ જે વસે છે, તે તે રજોગુણ દીસે દીસે છે. ૭
પૂજા વિષે વસ્ત્ર અમુલ્ય વાળુ, રાખે નહીં રેશમનું રૂપાળુ;
આજ્ઞા કરી છે હરિએજ એમ, સાધુ રહે આર્ષભ વિપ્ર જેમ. ૮
કલ્યાણ કાજે જન સાધુ થાય, આજ્ઞા પ્રમાણે વરતે સદાય;
વૈરાગિને તો તપશા ગમે છે, તે એક ટાણું દિનમાં જમે છે. ૯
જે ભૂખના દુઃખથી સાધુ થાય, તે પુષ્ટ થાવા બહુ વાર ખાય;
દૈહિક દુઃખે દુખિયા ન થાય, તે સાધુ સાચા સત્શાસ્ત્ર ગાય. ૧૦
શરીર સાજું નિજનું નકી છે, તે અંતરે વાહન તો ન ઇચ્છે;
જો ચ્હાય સંસારિક સૂખ ત્યાગી, સંસાર તો શીદ તજ્યો અભાગી. ૧૧
સ્ત્રી પુત્ર ત્યાગી વિતરાગી થાય, ચેલા વિષે વૃત્તિ વળી જડાય;
મમત્વ તેનો મન રે' ધરીને, તો શીદ ભાગ્યો ભગવાં કરીને. ૧૨
ત્યાગી થયાને ઘરબાર છોડ્યું, શરીર સૂખે વળી ચિત્ત જોડ્યું;
ગમ્યું ન તિર્થે ધરતો લગાડ્યું, બન્ને પ્રકારે નિજનું બગાડ્યું. ૧૩
જતી થયા વિશ્વ અસત્ય જાણી, દેહાંત શ્રદ્ધા નહીં તે રખાણી;
ધિમે ધિમે વસ્ત્ર ધર્યાં રૂપાળાં, રાખ્યાં ગૃહસ્થો સમ પેટિતાળાં. ૧૪
અતીત તો વિશ્વવ્યતીત થૈને, વસ્યા હતા તે વનમાં જઇને;
ધિમ ધિમ ત્યાગપણું સમેટ્યું, ગૃહસ્થ માથે ભગવું લપેટ્યું. ૧૫
માયા મહા પાપ લગાડનારી, ધિમે ધિમે ધર્મ બગાડનારી;
જોગીજને જાગ્રત થૈ રહેવું, ચેતાય તો અંતર ચેતિ લેવું. ૧૬

કૃતઘ્નતા વિષે:— (ઉપજાતિવૃત્ત.)

કૃતઘ્નિને તો ગુણ જે કરાય, તે સર્વ તેનો શ્રમ વ્યર્થ જાય;
કૃતઘ્નિ તો ગુણ કશો ન જાણે, અંતે વળી તે ઉર દ્વેષ આણે. ૧

છો ભક્તનો વેપ ધર્યો તથાપી, કૃતઘ્નિ તો પૂરણ આપ પાપી;
કૃતઘ્નિ લેશે જળ અન્ન જેનું, અંતે બગાડે અતિ કામ એનું. ૨
કૃતઘ્નિનું દીલ દિસે દગાળુ, કૃતઘ્નિનું મોં કરીએજ કાળું;
કૃતઘ્નિ જેવો જન જે જણાય, પ્રસંગ તેનો તજીએ સદાય. ૩
જે અન્નદાતાનિ અકિર્તિ ગાશે, કલ્યાણ તેનું કદીએ ન થાશે;
કરે કૃતઘ્નિ તપ જાપ જેહ, તિર્થાદિ યાત્રા સહુ બ્યર્થ તેહ. ૪
કૃતઘ્નિને જો પ્રભુભક્ત જાણો, તથાપિ તે પાપિ પુરો પ્રમાણે;
એવો કૃતઘ્નિ જન જેહ થાશે, જરૂર તેથી હરિ દૂર જાશે. ૫

દુઃસંગ વિષે:— (ઉપજાતિવૃત્ત.)

કુસંગિનો સજ્જન કોઇ સંગ, કરે ચઢે અંગ કુસંગ રંગ;
જો ઉજળું વસ્ત્ર વિશેષ હોય, કાળુ થશે કાજળ સંગ તોય. ૧
પવિત્ર જાશે અપવિત્ર પાસે, જરૂર તો તે અપવિત્ર થાશે;
જો કુંભ ગંગાજળનો જણાય, તે જેમ મદ્યેથી અશુદ્ધ થાય. ૨
કુસંગિ સંગે સુજનો પિડાય, તે સંગનો દોપ સદા ગણાય;
લોહી પિને માંકડ નાશી જાય, તે સંગથી ખાટયજ માર ખાય. ૩
સારો છતાં સ્વલ્પ કુસંગ થાય, તો રૂપ તેનું પલટાઇ જાય;
જો દુધમાં સ્વલ્પ પડેજ છાશ, મિઠાશ જૈને પ્રગટે ખટાશ. ૪
કુપાત્ર જે સંગ સુપાત્ર જાય, કુપાત્રમાં તો ગણના ગણાય;
જો અંધમાં દેખાક એક હોય, તે અંધ ટોળીજ ગણાય તોય. ૫
ચોખાતણું છે નરજાતિ નામ, જો દાળમાં જૈ કરશે વિરામ;
તો તેહનું સૌ પુરૂષત્વ જાશે, ખરેખરી તે ખિચડી ગણાશે. ૬
કુસંગનો અંગ કરે પ્રવેશ, ધર્મીતણો ધર્મ રહે ન લેશ;
જો ધર્મરાજા બહુ જાણનાર, જુગારી સંગે રમિયા જુગાર. ૭

(શાર્દુલ વિક્રડીત.)

વારી વારિદ એકથી વરસિયું. જે છીપમાં જૈ પડયું,
તેનું મોતિ થયું થઇ સરકરા, જે સેલડીમાં ચઢયું;
પેઠું વાંસ વિષે થયું કપુર તે, સર્પાસ્ય ઝેરી થયું,
જેવો સંગ જણાય તેવું જગમાં, જે નીર જ્યાં જ્યાં ગયું.

પ્રધાનના ધર્મ વિષે:— (ઉપજાતિવૃત્ત.)

આ લોકનું ને પરલોક કેરૂં, નરેશનું હિત વધે ઘણેરૂં;
આપે સુબુદ્ધિ નૃપને નિદાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૧

અનીતિ માર્ગે નરનાથ જાય, જુક્તિથી તેનો અટકાવ થાય;
નૌકાગતી જેમ કરે સુકાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૨
જનાનખાને બહુધા ન જાય, દાસીતણી દૃસ્તિ દિસે ન ચ્હાય;
પરસ્ત્રી જાણે જનિતા સમાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૩
પોતાતણો અર્થ કદી વિસારે, રાજાતણું શ્રેય સદૈવ ધારે;
જાણે બધાં નીતિતણાં વિધાન, તે ધન્ય પૃથ્વીપાતના પ્રધાન. ૪
સદા સુખી રાજ્ય સુધારવામાં, રાજી નહીં વેર વધારવામાં;
કરે નહીં માદક વસ્તુ પાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૫
કદી ન લે કોઇની લાંચ લેશ, કરે નહીં પાપપથે પ્રવેશ;
ધરે ન ઉરે મિથ્યાભિમાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૬
જો ભુપતીની અપકીર્તિ થાય, તો મંત્રિ તેનો દિલમાં દુભાય;
સદૈવ રાજા પર પ્રેમવાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૭
આલસ્ય દીસે નહિ લેશ અંગ, કરે નહીં જે કદિયે કુસંગ;
વધારવા કોષ સદૈવ તાન, તે ધન્ય પૃથ્વીપતિના પ્રધાન. ૮

## સુગ્રામ કુગ્રામ વિષ:— (ઉપજાતિવૃત્ત.)

જે ગામમાં લોક વસે ઉદાર, વ્હેપાર ધંધો વળી જ્યાં અપાર;
ત્યહાં રહેવું સુખ જો ચહીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૧
જે ગામમાં નિર્દય લોક હોય, સુણે નહીં કૃષ્ણકથાજ કોય;
ત્યહાં વસ્યાથી કદિ કષ્ટ લીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૨
જે ગામમાં પુષ્કળ હોય પાણી, પાળે પ્રજા ભૂપતિ પ્રેમ આણી;
વિચારિને વાસ ત્યહાં વસીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૩
જ્યાં આપણા વેરી વિશેષ હોય, સગો નહીં કે નહિ મિત્ર કોય;
તો તે તજીને જવું ગામ બીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૪
જે ગામમાં વૈદ્ય વસે ન કોઇ, વિદ્યાની શાળા પણ જ્યાં ન હોય;
ત્યહાં રહીને સુખ શું લહીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૫
જડે ન જ્યાં સજ્જનનો પ્રસંગ, જ્યહાં રહ્યાથી નિજધર્મ ભંગ;
વસ્યાથકી જ્યાં વ્યસની બનીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૬
જ્યાં આપણો ઉદ્યમ તો ન થાય, કરે ન કો સંકટમાં સહાય;
નાણું છતાં જ્યાં નહિ વસ્તુ લીજે, કુગ્રામમાં વાસ કદી ન કીજે. ૭
કુગ્રામમાં વાસ કુપાત્ર સેવા, કુટુંબમાં ક્લેશ કુમિત્ર એવા;
પત્ની કુભાર્યા સુત દ્વેષ જાણું, એ સંગથી મર્ણ સદૈવ સારૂં. ૮

**લોભ વિષે:—** (ઉપજાતિવૃત્ત.)

લોભી પુરૂ પેટ ભરી ન ખાય, લોભી થકી પુન્ય નહીં કરાય;
માંદો પડ્યાથી કદિ જીવ જાય, પૈસો નહીં ઓષડનો અપાય. ૧
લોભી કને જો બહુ દ્રવ્ય હોય, ફરેજ થૈને અતિ રંક તોય;
ચિંત્યા ધરે તે નિજ મૃત્યુ કાળે, રખે ચિતામાં બહુ કાષ્ટ બાળે. ૨
લોભી ન જાણે મન પુન્ય પાપ, જાણે મહીમા ધનનો અમાપ;
માખીતણો સંગ્રહ જેમ જાય, લોભી તણું દ્રવ્ય પછી લુંટાય. ૩
લોભી ન રાખે દિલમાં દયાય, તે ક્રોધિ કામી સરખો ગણાય;
છે પાપનું મૂળ સદૈવ લોભ, છે છાપરૂં ધારક જેમ મોભ. ૪
લોભીતણું દ્રવ્ય કુમાર્ગે જાય, ચોરાગ્નિ કે ભૂપ લુંટાવિ ખાય;
માતાપિતાને નહિ લોભિ પાળે, લોભી પ્રજાનું પણ પેટ બાળે. ૫
જોગીજતીને જન લોભિ સેવે, જાણે મને તે જડિબુટ્ટી દેવે;
જ્યાં લોભિયા લોક વસે ઘણાય, ત્યહાં ધુતાને અતિશે મઝાય. ૬

**દ્રવ્યની મહત્તા વિષે:—** ( ઉપજાતિ વૃત્ત. )

નાણાં થકી યજ્ઞ ઘણા કરાય, નાણાંવડે સ્વર્ગ વિષે જવાય;
નાણાં થકી સંકટતો ટળે છે, નાણાંવડે વસ્તુ બધી મળે છે. ૧
મહત્વ કેવું કનકે રહે છે, જો ધંતુરાનું પણ નામ તે છે;
આશ્ચર્ય મોટું અતિ એક છે, નામ પ્રમાણે મદ તે કરે છે. ૨
ન કોઇનો કીંકર કોઇ જાણે, પૈસાતણા કીંકર સૌ પ્રમાણે;
ગરીબ શ્રીમંતજનો જણાય, એવી સ્થીતિ સૌ ધનથી ગણાય. ૩
જેને ઘણું દ્રવ્ય કુલિન એહ, ડાહ્યો તથા સર્વ ગુણજ્ઞ તેહ;
તેનેજ સૌકો નમવા ધસે છે, સર્વે ગુણો કાન્ચનમાં વસે છે. ૪
બનેવિ કો નિર્ધનનો ન થાય, સાળો થવાને ધનિનો ચહાય;
જો ગાંડું ઘેલું ધનવંત બોલે, સર્વે વખાણે શ્રુતિવાક્ય તોલે. ૫
પુત્રો સખા પત્નિ તથા પિતા છે, આ લોકમાં સૌ ધનના સગા છે;
પૈસા વડે છે જનની વડાઇ, ભાખે મુખે સૌ જન ભાઇ ભાઇ. ૬
વિદેશ જાયે જન દ્રવ્ય માટે, માથું કપાવે વળિ વિત્ત સાટે;
ઉંડે સમુદ્રે જન જે પડે છે, જાણે મને મોતિ મહીં જડે છે. ૭
પૈસો પ્રભૂતા જગમાં ધરે છે, જે જંગલે મંગળ તે કરે છે;
પૈસો વસે પુષ્કળ જેનિ પાસ, દેખાય તેના જન સર્વ દાસ. ૮
વિદ્યા તણીતો ન રસોઇ થાય, શું ગુણને લૈ બચકાં ભરાય;
કીર્તિ સુણી ભૂખ કદી ન જાય, સર્વોપરી છે ધનતો સદાય. ૯

જો માનતા દેવ તણી કરે છે; રોગાદિ પિડયા જનની હરે છે;
દેવો રીઝે છે બહુ દ્રવ્ય દાને, છે દ્રવ્યતો દુર્લભ દેવતાને. ૧૦
વિના પગે જે જગમધ્ય ચાલે, વિના કરે ઇચ્છિત લાવિ આલે;
નિર્જીવ છે તોય બલિષ્ટ જે છે, આ વિશ્વનું જીવન દ્રવ્ય એછે. ૧૧
જો લક્ષ્મિદાતા કદિ લાત મારે, લાગે નહીં દુઃખ દિસે લગારે;
મારી ભૃગૂએ હરિનેજ લાત, ન કોપીયો તે થકિ લક્ષ્મિદાત. ૧૨

(વસંતતિલકા વૃત્ત.)

લક્ષ્મીવિના જગતમાં જન હોય જ્યારે, બોલાવશે જન બધા મુખથી હુંકારે;
જે કાનુડો વ્રજ વિષે મહિ ચોરી ખાતો, લક્ષ્મી મળ્યે પ્રભુ બની નિરખ્યો પુજાતો.૧

વિષાદક દ્રવ્ય વિષ:— (ઉપજાતિ વૃત્ત.)

જ્ઞાને દિસે દ્રવ્ય ઘણું નઠારૂં, કુબુદ્ધિને ક્લેશ વધારનારૂં;
જો દ્રવ્યનો કાંઇ રહ્યો ન પાર, તો ધર્મરાજા રમિયા જુગાર. ૧
લડાવિ મારે ધન ભાઇ ભાઇ, લડાવિ મારે સસરા જમાઇ;
અધર્મ અન્યાય અનેક થાય, જો દ્રવ્યમાં દોષ ઘણા જણાય ૨
જ્યાં દ્રવ્ય છે ત્યાં રિપુ હોય ઝાઝા, જુના મટે તો વળિ થાય તાજા;
જે માનવીનો ન સરેજ અર્થ, નિંદા કરે મૂકિ કલંક વ્યર્થ. ૩
ઘણું શરીરે મધ ચોપડાય, માખી મકોડા કરડીજ ખાય;
શ્રીમંતને તેમજ દુઃખ છેક, સ્વાર્થી મળીને કરડે અનેક. ૪
જો દ્રવ્ય મધ્યે સુખ શાંતિ હોય, તો તુચ્છ જાણી ન તજેજ કોય;
ભૃતુહરી આદિ ભૂપો થયા છે, તે દ્રવ્ય ત્યાગી વનમાં ગયા છે. ૫
સંભાળ્ય વિશ્વંભર સૌનિ લે છે, તે અન્ન વસ્ત્રો પરિપૂર્ણ દે છે;
કોઇ થકી ઝાઝુ નહીં ખવાય, શ્રીમંત સ્વાદુ જમી રોગિ થાય. ૬
પેદા કર્યામાં શ્રમ છે અપાર, ને સાચવ્યામાં ભય છે હજાર;
કદી મળેલું ધન નાશ થાય, મૃત્યુ સમું સંકટ તો જણાય. ૭
જો કોઇ અંતે ધન મૂકિ જાય, જેને મળે તે જન રાજી થાય;
શ્રીમંત ચિંતા દિન રાત્ર રાખે, રખે મને કોઇક મારિ નાખે. ૮
જેને હશે વૈભવ જો વિશેષ, તેને દિસે થાય વિશેષ ક્લેશ,
શ્રીમંતને ઉંઘ સુખે ન આવે, તે દ્રવ્ય ઇચ્છા જનમુર્ખ લાવે. ૯
જો પંથ ચાલે સવળે રમા છે, જો ઉલટયે માર દિસે સદા છે;
તે માટ લક્ષ્મીતણી આશ છોડો, પ્રીતિ પ્રભૂના પદમાંહિ જોડો. ૧૦

**ત્યાગી તાજ્ય સ્ત્રી પ્રસંગ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)**

વૈરાગ્ય લીધા પછી આ વિચાર, ડગાવવો ના દિલથી લગાર;
સ્ત્રીયોતણો કોઇ પ્રસંગ જે છે, ત્યાગીજનોને ભયકારિ તે છે. ૧
જે સ્કંધ એકદશમાં કહ્યું છે, તેમાં ખરૂં તત્ત્વ ઘણું રહ્યું છે;
ત્યાગી કરે નારીતણો પ્રસંગ, જરૂર તેનું વ્રત થાય ભંગ. ૨
પ્રત્યક્ષ છે કામનિ દેવ માયા, જોનાર તે સાથ દીસે જડાયા;
દીવે પડે અંધ પતંગ જેમ, સ્ત્રીમાં નરોની મનવૃત્તિ તેમ. ૩

સુરા પીવાથી મદ થાય ચિત્ત, સ્ત્રીને નિહાળ્યાથકિ એજ રીત;
તે માટ નારીથકિ દૂર થાવું, સ્ત્રીપાસ ત્યાગી જનને ન જાવું. ૪
જુઓ નહીં ચિત્રની કામનીને, અડો નહીં પૂતળિ કાષ્ટનીને;
ત્યાગી તણો છે શુભ એજ ધર્મ, સંતો વિચારો સુણિ શાસ્ત્રમર્મ. ૫
છે અષ્ટધા ઉત્તમ બ્રહ્મચર્ય, જાણો તમે તો સહુ જ્ઞાનવર્ય;
નારીનિ સાથે સુણતાં કથાય, નૈષ્ટિકતાનું વ્રત ભંગ થાય. ૬

સ્ત્રી દેહ છે પાવક હોય જેવો, ઘીનો ઘડો છે નર દેહ તેવો;
પાસે રહ્યાથી પિગળીજ જાય, ત્યાગીતણો ધર્મ વિનાશ થાય. ૭
રહે મળીને દવ દારૂ કેમ, રહે ન નારી નરધર્મ તેમ;
લોઢું ચળે ચુંબક લોહ સંગે, ત્યાગીચળે નારિતણા પ્રસંગે. ૮
મયૂર જાગે સુણિ મેઘનાદ, મનોજ જાગે સુણિ નારિસાદ;
ભિત્યંતરે નારી તણો નિવાસ, ત્યાગી વસેતો વ્રતનો વિનાશ. ૯

નારીતણો દેહ અરણ્ય જાણો, મનોજ તેમાં સિંહ છે પ્રમાણો;
તેતો નરોને મૃગ તુલ્ય જાણે, જરૂર મારે નિજ નેત્ર બાણે. ૧૦
વિશ્વાશ નારી તનનો ન થાય, ખતા ઘણા તે કરનાર ખાય;
જેણે વગોવ્યા અજ ચંદ્ર ઇંદ્ર, નચાવિયા નારદ શા મુનિંદ્ર. ૧૧
જીત્યા નહીં જે ત્રિપુરારિ જેવા, જીત્યા કહે તે જનમુર્ખ કે'વા;
દારા થકી દૂર રહે ડરીને, તે ઉગરે જૈ શરણે હરીને. ૧૨
તપસ્વિને તે તપમાંથિ પાડે, સમાધિમાંથી સિદ્ધને જગાડે;
છે કામની તો અતિ કષ્ટકારી, શરીરનું શોણિત શોષનારી. ૧૩
છે નારિતો નિર્લજ રૂપ જાણો, પ્રત્યક્ષ દંભી મુરતી પ્રમાણો;
છેદાવિયું નાક સુવર્ણ કાજ, તેને પછી શી રહિ લોક લાજ. ૧૪
છે ચોટલો કે શીર સાપ કાળો, છે રાક્ષસીના સમ નેત્ર ચાળો;
જો જીવવાની ઉર આશ હોય, તો કામની પાસ જશો ન કોય. ૧૫

જેને પગે નેવળ નાંખીયાં છે, બે હાથમાં બંધન રાખિયાં છે;
છે નાકમાં તો દઢ નાથ ઘાલી, તથાપિ તે જાય સ્વતંત્ર ચાલી, ૧૬
જ્યાં સુંદરીના સબને બળાવ્યું, તે સ્થાનમાં ત્યાગિ જને ન જાવું;
જો રાખ ઉડી નિજ અંગ લાગે, તેથી કદી મન્મથ જ્વાળ જાગે. ૧૭
હાથી જતાં ઘંટ ધ્વની સુણાય, નારી જતાં નેપુર નાદ થાય;
ચેતવવાની જુગતી પ્રકાશી, અરે રહો સૌજન દુર નાશી. ૧૮
સમુદ્રમાં ચુંબક શૈલ જ્યાં છે, સિકંદરે પૂતળિ રાખિ ત્યાં છે;
તેના થકી દૂર જવું ડરીને, શ્યામા થકી તેમજ સંચરીને. ૧૯
બળિષ્ટ છે તે અબળા ગણાય, જેના કટાક્ષે નર વશ્ય થાય;
છે લાજહીણી પણ લાજ તાણે, જો થાય ભુંડી હરી જાય પ્રાણે. ૨૦
જે ઉંદરોથી ડરિ દૂર ચાલે, તે કેસરીના પણ કાન ઝાલે;
જે દોરડો દેખિ દિલે ડરે છે, ભોરંગ માથે પગ તે ધરે છે. ૨૧
કોદાળિ ઝાલી કદિ જે ન જાણે, તે છાટ તોડી ધન ઘેર આણે;
દીઠું નહીં ભોંયરૂં કોઇ દા'ડે, પાતાળમાં એજ સુરંગ પાડે. ૨૨
જીવે કદી કૈં સરપે ડસેલા, જીવે કદી કૈં દવમાં ધસેલા;
જેને સ્ત્રી એ અંતર દંશ દીધા, તેને ચુશી ચર્વણ ચૂર્ણ કીધા. ૨૩
જે બ્રહ્મચર્યાદિક વ્રત પાળે, સુશાસ્ત્રનો માર્ગ સદૈવ પાળે;
હરીકથા કીર્તન થાતું હોય, સ્ત્રીનીસભામાં નવ જાય તોય. ૨૪
હરીકથા કીર્તન ગાય બાવા, જો ચાહિને સુંદરિને રીઝાવા;
તો ત્યાગનો તર્તજ ધર્મ જાય. પ્રસન્ન તેને પ્રભુ તો ન થાય. ૨૫

દુષ્કરકાર્ય વિષેઃ— (ઉપજાતિ વૃત્ત.)

આકાશ માર્ગે વિચરી શકાય, કદાપિ પાતાળ વિષે જવાય;
સંસાર સાચા મનથી તજાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૧
પાસે જઇ પર્વતને ઉપાડે, કે સિંહને પુચ્છગ્રહી પછાડે;
દશેન્દ્રિ તેણે વશ ના કરાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૨
જીતે જઇને રણમાંહિ શૂર, કરે રિપુનું દળ સર્વ ચૂર;
તથાપિ કામાદિક ના કપાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૩
ઘણા દ્વિજોને જુગતે જમાડે, સંતોષ પ્રાણી સહુને પમાડે;
તથાપિ સંસાર વિરક્ત થાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૪
યજ્ઞો કરે ને બહુ દાન દેય, પૃથ્વી વિષે તિર્થ બધાં ફરેય;
તથાપિ તૃષ્ણા મનથી મુકાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૫

પંચાગ્નિ તાપે બહુ જાપ જાપે, પોતાતણો પ્રાણ સુદ્ધાંત આપે;
તથાપિ નૈષ્ટિકપણું ધરાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૬
જો વેદ કે શાસ્ત્ર ભણે વિશેષ, ગ્યાની થઇ ગ્યાન કરે હમેશ;
તથાપિ પાંચે વિષયો જીતાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૭
સભા જીતે વાદ વિવાદ ધારી, ભૂમધ્ય વિદ્વાન ગણાય ભારી;
ત્યાગીતણા શુદ્ધ પથે ચલાય, એ કામ તો દુષ્કર છે સદાય. ૮

**ઉત્સાહ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)**

ઉત્સાહથી કાર્ય ઘણું કરાય, આલસ્ય અંગે જરિયે ન થાય;
ઉત્સાહવાળો જન હોય જેહ, ક્ષુધા તૃષાને ન ગણેજ તેહ. ૧
જો માનવી નિર્બળ હોય અંગે, બળિષ્ટ થૈ કામ કરે ઉમંગે;
જોશાવરે જે ન કરી શકાય, તે કામ ઉત્સાહ થકી કરાય, ૨
ઉત્સાહથી જે રણમાં ચઢે છે, માથુ પડે તો ધડ ત્યાં લઢે છે;
સતી કરે પાવકમાં પ્રવેશ, ઉત્સાહથી કષ્ટ ગણે ન લેશ. ૩
કષ્ટે કરી જે જનમૂડિ જોડે, ન પ્રાણ જાતાં પણ પાઇ તોડે;
ઉત્સાહ એના ઉર માંહિ આવે, તો દ્રવ્ય તે એક દીને ઉરાડે. ૪
ઉત્સાહથી જાય ઉપાડિ ભાર, ઉત્સાહથી જાય સમુદ્ર પાર;
ઉત્સાહ જો અંતરમાં ન હોય, કરી શકે કામ કશું ન કોય. ૫
ઉત્સાહવાળું મન હોય જેવું, તેના થકી કામ કરાય તેવું;
જે કામ ઉત્સાહ વિના કરાય, તે વેઠયું કામ નજીવું થાય. ૬
એકાદશીનો ઉપવાસ હોય, ઉત્સાહથી સંત ભુખ્યા ન કોય;
ઉત્સાહ જેને ઉર એમ આપ, જાણે ન વૃષ્ટી તન ટાઢય તાપ. ૭
મહા પ્રભુનો મહિમા વિચારે, તે પ્રાપ્તિ જો જીવ અમુલ્ય ધારે;
ઉત્સાહ તેનો ઉરમાં ઉંજાય, તેના થકી શું ન કરી શકાય. ૮

**કોઠારીઓના ગુણ વિષે:— (ઉપજાતિ વૃત્ત.)**

જો વસ્તુનો લેશ બગાડ થાય, કે વાપરેલું કદિ વ્યર્થ જાય;
કોઠારિના તો પ્રજળેજ પ્રાણ, કોઠારિ તે તો કહિએ સુજાણ. ૧
ધણી ઘણું ખર્ચ કરે કદાપી, કોઠારિ સંકોચ કરે તથાપી;
પૈસો ગણે કંચનના સમાન, કોઠારિ તે તો કહિએ સુજાણ. ૨
વિશ્વાસને યોગ્ય ધણી જણાય, તેનેજ કોઠારિપણું અપાય;
થવા ન દે જે દમડીનિ હાણ, કોઠારિ તે તો કહીએ સુજાણ. ૩
ઘણા જનો વસ્તુ અનેક માગે, ન પાડતાં તો દિલ દુઃખ લાગે;
ગણે ન નિંદા ન ગણે વખાણ, કોઠારિ તે તો કહીએ સુજાણ. ૪

## ( વૈતાલિય છંદ. )

કરશે છળ કે કશો દગો, નથિ તો કોઇ તણો દગો સગો;
જમના પુરમાંજ લૈ જશે, અતિષે તેનિં દુર્ગતિ તો થશે. ૧
અતિ ઉત્તમ વસ્તુ હોય તે, દંઇ દેવી પ્રભુ અર્થ તોય તે;
ધૃત આદિક કોઇ કાળમાં, બગડેલું નવ દેવું થાળમાં. ૨
પ્રભુજીનિ પ્રસાદિ લીજીયે, સહુને તેહ વહેંચિ દીજીયે;
કરશે કદિ પક્ષપાત તો, અઘ લાગે બહુ પક્ષઘાતતો. ૩
કદિ કાંઇક ચોરિ ખાય છે, અતિ પાપી જન એહ થાય છે;
ધન ધર્મ તણું પ્રમાણવું, ઉપરીએ જીવ તુલ્ય જાણવું. ૪
દમડી નહિ વ્યર્થ વાવરે, પરમાર્થે પ્રભુ માલ સંઘરે;
પણુ પાપ થકી દિલે ડરે, પ્રભુ અર્થે પણુ પાપ ના કરે. ૫
પર થાપણુ તો ન રાખવી, નહિ કોઇ નિજ માનિ દાખવી;
રૂણુ દેવ શિરે ન કીજીયે, નહિ વ્યાજે સુર દ્રવ્ય દિજીયે. ૬
સુરમાલ અયોગ્ય ખાય છે, મરિને તે જન ભૂત થાય છે;
પુરવે મુનિયે કથી હતી, તમને તેહ કથા કહી છતી. ૭

**માતૃપ્રેમ વિષેઃ—** ( ઉપજાતિ વૃત્ત. )

માતાતણો પ્રેમ અપુર્વ હોય, તે તુલ્ય સ્નેહી જગમાં ન કોય;
સંસારમાં અન્ય ઘણી સગાઇ, માતાનિ તુલ્યે નહિ કોઇ ભાઇ. ૧
જે આપનું સત્વ શરીર કેરૂં, તે પુત્રને પાય અહો ઘણેરૂં;
એવી રીતે પોષણકારિ કોય, માતાનિ તુલ્યે જગમાં ન જોય. ૨
જુઓ તપાસી પશુપક્ષિ માંય, માતા તણો સ્નેહ ઘણો ગણાય;
પોતે સહે સંકટ સર્વ કાળે, તથાપિ સ્નેહે સુતનેજ પાળે. ૩
ભાઇ તથા મિત્ર કલત્ર પુત્ર, જેજે સગાં સ્નેહિ જણાય અત્ર;
તે સર્વને સ્વારથની સગાઇ, નિઃસ્વાર્થે માતાનિ સગાઇ ભાઇ. ૪
કરે તિરસ્કાર કુપુત્ર માનો, માનો નહીં સ્નેહ તદા જવાનો;
જો પુત્ર ગાંડો નબળો નઠારો, તથાપિ માને મન તેહ પ્યારો. ૫
ચકોરને છે પ્રિય ચંદ્ર જેવો, ભુજંગને તો મણિ હોય એવો;
દૃષ્ટાંત મિત્રાદિક જગ્ત જોય, તેનાથિ માની વધુ પ્રીતિ હોય. ૬
માતાનિ પ્રીતિ પ્રભુએ રચેલી, બીજાનિ તો કૃત્રીમ છે થયેલી;
પ્રત્યક્ષ ને ચિત્રિત હોય જેવું, માનું તથા અન્યનું હેત એવું. ૭
પ્રવાસથી પુરૂષ ઘેર આવે, માતા તથા પત્નિ પ્રહર્ષ લાવે;
માતા કહે પુત્ર ભલેજ આવ્યા, પત્ની પુછે શુંય કમાઇ લાવ્યા. ૮

**અનુગ્રહ કરવા વિષ:— ( ઉપજાતિ વૃત્ત. )**

અજાણથી જે અપરાધ થાય, મોટા જનો માફ કરે સદાય;
અજ્ઞાનિ જો બાળ કુવાક્ય ભાખે, માતપિતા ક્રોધ કદી ન રાખે. ૧
રાજા ઝીણા દોષ જુએ પ્રજાના, જનો ગુનેગાર સહુ થવાના;
રાખેજ મોટા જન ગંભિરાઇ, ત્યારેજ સંસાર નભે સદાઇ. ૨
ગાળો ઘણા ઇશ્વરનેય દે છે, તથાપિ વૃષ્ટી પ્રભુતો કરે છે;
તે જો જનોના અપરાધ જોય, જીવી શકે કેમ જગેજ કોય. ૩
ધણી જુએ ચાકર કેરિ ચૂક, અપાર ચૂકોજ જડે અચૂક;
ધણી ચુકો માફ ધણી કરે છે, ત્યારેજ તે ચાકર તો નભે છે. ૪
સદા કરે જે ઘર કામ નારી, તેની જુવો ચૂક સદા વિચારી;
તો પેખતાં પાર કદી ન આવે, શી રીત નારી ઘર તો ચલાવે. ૫
જો કાઇ પાણી શીર વાટ્ય પાડે, તથાપિ તે પાણિ નહીં ખુરાડે;
જેનું કરે પોષણ જે ખચીત, તેને નભાવ્યાનિ વડાનિ રીત. ૬

**ચોસઠ કળાઓ વિષ:— ( ચોપાઈ છંદ )**

પ્રભુ અનંત કળાનું છે પાત્ર, કળા ચોસઠ તે કોણ માત્ર;
જન જાતિને જાણવા કામ, કળા ચોસઠનાં કહું નામ. ૧
જ્યારે એવિ કળાને જાણે, તેને વિશ્વના લોક વખાણે;
મોટા માણસ દે સનમાન, સુખે પામે સદા ધનધાન્ય. ૨
૧ પેલી 'ગાનકળા' તે ગણાય, જેથી જન મંન રંજન થાય;
જન ગાઇ જાણે રૂડો રાગ, ઉપજે સર્વેને મન અનૂરાગ. ૩
રાગે બાળક પણ રહે છાનું, રાગે રીઝે છે મન દેવતાનું;
કળા ગાનની ક્લેશ હરે છે, અતિ આનંદ અંગ ભરે છે. ૪
૨ બીજી 'વાદ્યકળા' કહેવાય, શીખે તે જન ચતૂર થાય;
નરઘાં ને સારંગિ સતાર, શીખે એવાં વાજીંત્ર અપાર. ૫
૩ ત્રીજીનું 'નૃત્યકળા' છે નામ, એ પણ ચતુરપણાંનું છે કામ;
પ્રભુ આગળ નાચવું ગાવું, ગમે ઇશ્વરને પણ આવું. ૬
૪ ચોથી 'નાટ્યકળા' ભલીભાઇ, રહી એમાં ઘણી ચતુરાઇ;
જેમ દોર ઉપર નટ ચાલે, વળી વિવિધ રીતે અંગ વાળે. ૭
૫ કળા પાંચમી 'આલેખ્ય' કહીએ, તે તો સ્નેહ સહિત શીખી લેયે;
સારા અક્ષર લખવાનું કામ, ઉપયોગિ છે જનને તમામ. ૮
ભાળ તીલક રૂડું કરી જાણે, વળિ તેમા વિચિત્રતા આણે;
૬ તે તો છઠ્ઠી કળા કહેવાય, 'વિશેષકછેદ્ય' નામ લખાય. ૯

७ કળા 'તાંદુલકુસુમ' જે છે, બળીદાન તણું સ્થળ તે છે;
સારા સાથિયા આંગણે કરે, પાડી બુટ્ટા ભલા રંગ ભરે. ૧૦

૮ કળા આઠમિ 'પુષ્પાસ્તર્ણ', તે તો છે રૂડી જનમન હર્ણ;
ભલી પાડિને શોભતિ ભાત, જાણે પાથરિ પુષ્પની જાત. ૧૧

૯ કરી જાણે ઉત્તમ અંગ રાગ, કળા નવમી કહે 'સદ્દભાગ્ય',
દાંતે વસ્ત્રે ચઢાવે જે રંગ, કરી લેપ ને શોભાવે અંગ. ૧૨

૧૦ 'મણિભુમિકા' નામ ગણાય, ભલી કળા તે દશમી ભણાય;
તે તો કામ હિરા જડવાનું, ચતુરાઇ એમાં ધણી માનું. ૧૩

૧૧ કળા 'શયન રચન' છે ઉતંગ, ચતુરાઇથી ભરવો પલંગ;
તેમાં મોર પુતળિયો પાડે, મનોરંજક કરીને દેખાડે. ૧૪

૧૨ 'જળવાદ્ય' કળા જન જાણે, કળા બારમિ તે તો વખાણે;
કાચ પ્યાલા જળેભર્યા જેહ, જળતરંગ વાજીંત્ર તેહ. ૧૫

૧૩ કળા તેરમિ તો 'જળઘાત', જળમાં તરવું તે સાક્ષાત;
ઉંડા પાણી તણો લાવે તાગ, ચતુરાઇ છે એ તો અથાગ. ૧૬

૧૪ કળા ચૌદમી છે 'ચીત્રયોગ', ચિત્ર ચિતરવાનો ઉદ્યોગ;
એમાં છે અતિશે ચતુરાઇ, શીખે ચતુર મનુષ્ય તે ત્હાઇ. ૧૭

૧૫ 'પુષ્પગુંથન વિકલ્પા'જાણો, કળા પંદરમી તે પ્રમાણો;
પુષ્પ ટોપી પછેડી કરે છે, ફુલ મંડળિ સારી ભરે છે. ૧૮

૧૬ 'શેખરાપિડિયો' જન જેહ, કળા શોળમી કહીયે તેહ;
ગુંથે તોરાને કાનના ગુચ્છ, પાઘઆંધી જાણે વળી સ્વચ્છ. ૧૯

૧૭ કળા સત્તરમી 'નેપથ્ય' નામ, જાણે શણુગાર સજવાનું કામ;
ચક્રઆદિક પડદા રચાય, તેમાં પણ ચતુરાઇ જણાય. ૨૦

૧૮ 'કર્ણપત્ર' તણી ચતુરાઇ, કળા એતો અરાઢમી ભાઇ;
ફુલ પાખંડી પત્ર પ્રમાણે, કાગળ આદિક કોતરી જાણે. ૨૧

૧૯ 'કળાયુક્તિ' સુગંધની કરવી, ઓગણીસમી એ તો ઉચરવી;
ભાતભાતનાં અત્તર બનાવે, પડો પાંદડી પણ રચી લાવે. ૨૨

૨૦ કળા વિસમી 'ભૂષણ ઘડવાં', સૌને મન ગમતાં થઇ પડવાં:
એમાં ઓછી નથી ચતુરાઇ, ભલું ડહાપણુ છે એ તો ભાઇ. ૨૩

૨૧ એકવીસમી તો 'ઇંદ્રજાળ', કળા ન કળે તે વૃદ્ધ કે બાળ;
હોય કાંઇને કાંઇ દેખાડે, જન મનને તો મોહ પમાડે. ૨૪

૨૨ કળા બાવીસમી 'કૌતુમાર', ક્રિયા તે તો રસાયન સાર;
મારી જાણે બિલામો ને પારો, મારે ધાતુને હિંગળોક સારો. ૨૫

૨૩ '**હસ્તલાઘવ**' જે કહેવાય, કળા તેવિસમી તે ગણાય;
હાથ ચાલવણી એવી હોય, દેખીને ન કળી શકે કોય. ૨૭
૨૪ રૂડી રીતે '**રસોઈ**' બનાવે, કળા ચોવીસમી એ કહાવે;
કરે વિવિધ પ્રકારના પાક, રચે સારા મશાલા ને શાક. ૨૭
૨૫ ભેદ પચીસમી સુકળાના, કરી જાણે પદાર્થ પિવાના;
સારો સરબત તે કરી ધરશે, કાવો બુંદ કે ચાહનો કરશે. ૨૮
૨૬ કળા છવીસમી '**શીવવાની**', સારી રીતે શીખી રાખવાની;
સારા ચાકળા સુજાનિ રજાઇ, શીવે પોષાક જનસુખદાઇ. ૨૯
૨૭ '**સુત્રક્રિડા**' કળા કહેવાય, સત્તાવીશમી એતો ગણાય;
સુત્ર કરમાં ધરે સુત્રધાર, નાચે પુતળાં તેને આધાર. ૩૦
૨૮ અઠાવિસમી '**પ્રેહેલીકા**' કહીએ, અર્થ સમજી ગુઢાર્થજ લહીએ;
જેમ ષટપદ સત્તર નેણ, કહો કોણ તે શીત્રસુખ દેણ. ૩૧
૨૯ કળા ઓગણત્રીસમી જાણો, '**પ્રતિમાળા**' તે નામ પ્રમાણો;
મોતિઆદિક પ્રત્યેક માળા, તેનાં ગાંઠણ ગાંઠે રૂપાળા. ૩૨
૩૦ '**દુરવચક**' તણો જોગ જે છે, કળા જાણવી ત્રીસમી તે છે;
વદે જો કોઇ મર્મની વાણી, તે તો તેનાથીરે' ન અજાણી. ૩૩
૩૧ એકત્રીસમી '**વાચન**' કળા, ગ્રંથો વાંચી જાણે ભલભલા;
અક્ષર વાંચતાં નવ અટકાય, સદ્ય અર્થ તેનો સમજાય. ૩૪
૩૨ '**નાટ્યકાખ્યાયિકા દર્શન**', કળા બત્રીસમી તે પાવન;
હોય નાટકનાં આખ્યાન. દેખાડે તે પ્રત્યક્ષ સમાન. ૩૫
કળા કાવ્યની શમસ્યા પૂર્ણ, આવે અંતર માંહી સ્કુર્ણ;
૩૩ અણમળતાં ચરણ રચી આપે, તેને '**જેમલ**' તો કહી સ્થાપે. ૩૬
૩૪ '**પટિકા વેત્રબાણ વિકલ્પ**', કળા તે પણ કંઇ નથી અલ્પ;
ગુંથે નેતરના ઘણા ઘાટ, તથા તીર રચે યુદ્ધ માટ. ૩૭
૩૫ કળા પાંત્રીસમી '**તર્કકર્મ**', તેનો જાણે ચતુર જન મર્મ;
કરે તાર્કિક કામ અનેક, જેનો છેડો આદી નહીં છેક. ૩૮
૩૬ કળા છત્રીસ '**તક્ષણ**' કામ, કાઠ કોતરી જાણે તમામ;
બુદ્દા પૂતળાં બેશ બનાવે, જોતાં જોનારને મન ભાવે. ૩૯
૩૭ '**વાસ્તુ વિદ્યા**' કળા સાડત્રીસ, તે તો જાણવી સર્વને શીશ;
રચે મંદિર, મેડી હવેલી, છજાં જાળિયાં સુંદર મેલી. ૪૦
૩૮ '**રૂપ્પ રત્નનિ પરિક્ષા**' જેહ, કળા આડત્રીસમી છે તેહ;
તે તો પરખી જાણે રૂપાંનાણું, અશ્વઆદિક રત્ન પ્રમાણું. ૪૧

૩૯ 'ધાતુવાદ કળા' જે કીછે, એતો ઓગણચાળીસમી છે;
સર્વે ધાતુનિ કરવા પરિક્ષા, શીખિ રાખે તેની બધિ શિક્ષા. ૪૨
૪૦ કળા ચાળીસમી 'અભિધાન' રૂડુ જે મણિ રત્નનું જ્ઞાન;
પરિક્ષા મણિ માણેક કેરી, કરી જાણે તે કહીયે ઝવેરી. ૪૩
૪૧ એકતાળીસે 'આકર જ્ઞાન'. એતો જાણે મહા બુદ્ધિ માન;
ખાણ ધાતુનિ કે પથરાની, કરી જાણે પરિક્ષા ધરાની. ૪૪
૪૨ 'વૃક્ષાયુર્વે જોગ' છે જેહ, કળા બેતાળીશમી તેહ;
ખેતીવાડીનું કામ ખચીત; જાણે ઝાડ ઉછેર્યાની રીત. ૪૫
૪૩ ' મેષકુકુકલલાવકયુદ્ધ ', તેની રીત જાણે જન શુદ્ધ;
લઢે જયમ અજ કુકડાંને શ્વાન, દાવ પેચે લઢે તે સમાન. ૪૬
૪૪ 'શુકસારિકાનું પ્રલાપન', જાણે કળા તે ચતુર સુજંન;
મેનાં પોપટને તે પઢાવે, શબ્દોચ્ચાર તે સારા શિખાવે. ૪૭
૪૫ 'ઉસ્તાદનની' કળા કહેવાય, પિસ્તાળીસમી તે પેખાય;
કરી સાંગડા કેરો પ્રકાશ, ભાર ઉંચકી જાણે અપાર. ૪૮
૪૬ 'કેશમાર્જન કૌશલ્ય' તેહ, છેંતાળીસમી કળા છે એહ;
ચોળી હોળી માથાતણા કેશ, ગુંથી જાણે વધારી વિશેષ. ૫૦
૪૭ કળા 'અક્ષર મુષ્ટિ' કથંન, જન જાણે કરીને જતંન;
વર્ણ ક્રમવિના કોઈ બતાવે, આખો શ્લોક તે કહી સંભળાવે. ૫૧
મ્લેછિતટ જે છે તર્કવિતર્ક, તે તો જાણે જે જોશીનો અર્ક;
૪૮ કળા 'રમળની' એ કહેવાય, વળી તાજક તેમાં ગણાય. ૫૨
૪૯ 'દેશભાષાતણો અભિયાસ' કળા તે તો ઓગણપચાસ;
ઘણા દેશની ભાષાઓ જાણે; વસુધાપતિ તેને વખાણે. ૫૩
૫૦ 'પુષ્પસકટીનિમિત્તનુંજ્ઞાન' જાણે તે તો કળા ગુણવાન;
પુષ્પ લોબાન આદિક કેરાં, માંડી સગડીને પાડે ઘણેરાં. ૫૪
૫૧ 'યંત્ર માંત્રિકા ધારણ' નામ. એકાવનમી કળા બુદ્ધિધામ;
વર્ણ યંત્ર વિષે ગોઠવાય; ચિત્રકાવ્ય તેને કહેવાય. ૫૫
૫૨ કળા 'સંવાચ્ય' છે બાવનમી, જાણી તેણેજ જાણ્યું છે જન્મી;
ભલું ભાષણ લાંબુ ઉચારે, સુણનારા સદાય સંભાળે. ૫૬
૫૩ 'કાવ્ય કરી જાણે' માનસીક, કળા ત્રેપનમી તે તો ઠીક;
નવ દીઠું સુણ્યું કોઇ દીન, કરે વર્ણન એવું નવીન. ૫૭
૫૪ કળા ચોપન 'અભિધાનકોષ', જાણે પાણી થવા નિરદોષ;
જેમાં સ્થિર ચર નામ અનેક, એવા ગ્રંથ જાણે સુવિવેક. ૫૮

૫૫ કળા 'પિંગળ' પંચાવનમી, જાણે તેને નમે નૃપ અનમી;
જાણે છંદ અનેકની જાત, ભણે પિંગળ જો ભલિભાત. ૫૮
૫૬ કળા છપ્પને 'ક્રિયાવિકલ્પા', સુખદાઇ એ જાણિયે સ્વલ્પા;
ક્રિયામાંહી કુશળતા હોય, કારીગર કહે જન સોય. ૫૯
૫૭ કળા 'છળિત યોગ' કહેવાય, જાણે તે છેતરાયો ન જાય;
કેવી રીતે ઠગે છે ઠગારા, તે તો જાણે કપટ કરનારા. ૬૦
૫૮ કળા 'વસ્ત્રગોપન' છે નામ, વસ્ત્ર સંકેલવાનું તે કામ;
ગેડગેડ તે એવી બેસારે, બીજો થાકી તે કામથી હારે. ૬૧
૫૯ વળી 'દ્યુતકળા' કહેવાય, એ તો ઓગણસાઠમી થાય;
સેતરંજ બાજી રમી જાણે, તેમાં હારે નહીં કોઇ ટાણે. ૬૨
૬૦ કળા સાઠમી 'આકર્ષ ક્રીડા', જેથી હર્ષ વધે મટે પિડયા;
ખેંચે પકડે પરસ્પર મિત્ર, રમી જાણે રમત વિચિત્ર. ૬૩
૬૧ 'બાળક્રિડન'ની કળા જેહ, એકસઠમી ગણાય છે તેહ;
મોઇ દંડો દડી ને ભમરડી, રમી જાણી ભમાવે ચકરડી. ૬૪
૬૨ વિદ્યા 'વૈનાયિકી' જેહ જાણે, કળા બાસઠમી તે પ્રમાણે;
વસ્તુ દુરનિ ગુપ્ત મંગાવે, જાણે વીર કાંઇ લઇ આવે. ૬૫
૬૩ વિદ્યા 'વૈજયકી' કહેવાય, કળા ત્રેસઠમી તે લખાય;
સર્વ કામે તે વિજય પામે, વળી વિજય કરે સંગ્રામે. ૬૬
૬૪ કળા 'વૈતાલિકા' છેલી કહું, તેમાં છે ચમત્કાર બહુ;
અકસ્માત દે કામ બનાવી, જાણે હોય ભુતે કર્યું આવી. ૬૭
એક રાતમાં દેવળ ચણે, જે ન બની શકે બહુ જણે;
કળા ચોસઠ એ તો ઉચારી, સર્વ સંસારીને સુખકારી. ૬૮

## જીવની અનિશ્વરતા વિષે:—(ઉપજાતિ વૃત્ત).

શાસ્ત્રો કહે છે સમજો સુજાણ, વિચારિને વાત કરો પ્રમાણ;
અછેદ્ય છે ઇશ્વર એક જેહ, જીવ સ્વરૂપે નવ થાય તેહ. ૧
જો થાય તે ગર્ધવ ઘૂડ શ્વાન, અજ્ઞાન આદિક વિકારવાન;
તો કેમ તેને કહીએ સમર્થ, એ તો દિસે છે અતિવાદ વ્યર્થ. ૨
ઇચ્છાથી જો રૂપ અનેક ધારે, સર્વજ્ઞતા તોય તજે ન ક્યારે;
જો નાટકી નારિ બને કદાપી, ભુલે નહીં પુરૂષતા તથાપી. ૩
સ્વતંત્ર છે ઇશ્વર એક સ્વામી, જીવો બિચારા પરતંત્ર ગામી;
સર્વજ્ઞ સર્વેશ્વર છે સદાય, અલ્પજ્ઞ જીવો પ્રભુ કેમ થાય. ૪

સિજ્ઞાન પામી પ્રભુ જો થવાય, તેનાથિ તો સૃષ્ટિ નવી સ્રજાય;
હું ભૂપ છું નિશ્ચય એમ જાણે, પ્રજા ન તેને નૃપતી પ્રમાણે. ૫
પાષાણુનો પ્રારસ જો મનાય, તેના થકી કાંચન કેમ થાય;
જો જીવને ઇશ્વિર રૂપ જાણે, ઐશ્વર્ય એવું પણ ક્યાંથી આણે. ૬
હું છું પ્રભુ લે મન એમ માની, તેને કદાપી કહીએ ન જ્ઞાની;
હું દાસ છું ને પ્રભુ દેવ મારો, સુજાણ તો એમજ જાણનારો. ૭
છે જીવ બ્રહ્માંશ શ્રુતી કહે છે, તેમાં ઉંડો અર્થ ખરો રહે છે;
રાજા તણો હાથ પ્રધાન જેમ, છે બ્રહ્મનો અંશજ જીવ એમ. ૮
અંતે જીવો બ્રહ્મ વિષે સમાય, તે વાત સાચી શ્રુતિ એમ ગાય;
જળે સમાયા જળજંતુ જેમ, તે બ્રહ્મમાં લીન થશેજ તેમ. ૯
જો નીરમાં ક્ષીર મળ્યું જણાય, તથાપિ તે એક કદી ન થાય;
આત્મા તથા છે પરમાત્મ તેય, મળ્યા દિસે તોપણ ભિન્ન છેય. ૧૦
આ દેહમાં જે સુખ દુઃખ આવે, એ જીવ છે ઇશ્વિર તો ન દાવે;
આત્મા વિષે અંતરયામિ રૂપ, પ્રકાશદાતા પ્રભુ છે અનુપ. ૧૧
નિરાકૃતિને સર્વત્ર હોય, તેનું પ્રતિબિંબ કહે ન કોય;
અછેદ્ય આદિક ગુણોથી એમ, છે જીવરૂપે, પરમાત્મ જેમ. ૧૨
પોતે ગુરૂને વળિ શિષ્ય પોતે, એવું કહે મુર્ખ ગણાય તો તે;
શિક્ષા વદે સ્વપ્રતિબિંબ પાસે, ગાંડો હશે બાળક કાં ગણાશે. ૧૩

## જીવસ્વરૂપ વર્ણન:— (વસંતતિલકા વૃત્ત).

જે જ્ઞાનશક્તિ ધરનાર જીવ પ્રમાણો, દિસે ન જ્ઞાન લવ તે જડવસ્તુ જાણો;
આત્મા અદર્શ અણુથી અતિ છેક છોટો, વ્યાપે સમગ્ર તન જો કદિ દેહ મોટો. ૧
છે કાષ્ટમાં અનળ તે નજરે ન ભાસે, તે તુલ્ય જીવ તનમાં સઘળે પ્રકાશે;
જન્મ્યો નથી ન મરિ જાય અનાદિ એ છે, માયા વિષે પ્રલયકાળ સમે રહે છે. ૨
જે ઇન્દ્રિયો મનવડેજ ક્રિયા કરે છે, ભોક્તા કર્યા કરમનો પણ તે ઠરે છે;
છે તે અછેદ્ય અણભેદ્ય નિરંશ એવો, સૂકાય કે ન બળિ શકે ન સડે ન તેવો. ૩
છે ક્ષેત્ર આ શરિર તે નિજ જીવ જાણે, ક્ષેત્રજ્ઞ નામ જીવનું શ્રુતિયો પ્રમાણે;
ચૈતન્ય રૂપ હૃદયે રહિને સ્વદેહ, વ્યાપે શિખા નખસુધી સર્વત્ર તેહ. ૪
દેખાય વાયુ નહિ ને તરૂને હલાવે, તે દેખિને જન કહે ત્યહિં વાયુ આવે;
દેખાય તેમ નહિં જીવ ક્રિયા જણાય, છે આત્મ એથી જનને મનમાં મનાય. ૫
એ છે અનાદિ વળિ સંચિત કર્મવાળો, છે જ્ઞાનરૂપ પણ તે પરિણામ બાળો;
ઓછું વિશેષ જીવમાં કદિ જ્ઞાન જાણો, અલ્પજ્ઞ જીવ સર્વજ્ઞ પ્રભુ પ્રમાણો. ૬

આત્મા સદૈવ પરતંત્ર જુઓ જણાય, જે છે સ્વતંત્ર પરમાત્મ પ્રભુ ગણાય;
ભક્તિ કર્યાથી ભવબંધન છૂટી જાય, આત્મા તથાપિ પરમાત્મ કદી ન થાય. ૭
આત્મા સદૈવ શુભ ઈશ્વરનું શરીર, ચૈતન્ય શક્તિ પ્રભુની પણ એજ ધીર;
સર્વેન્દ્રિથી મન થકી પણ જેહ ન્યારો, એ શાસ્ત્ર સાર ઇતિ આત્મતણુંજ ધારો. ૮

**ઈશ્વરસ્વરૂપ વર્ણન:—(શાર્દુલ વિક્રિડીત વૃત્ત).**

ભાખું ઈશ્વરનું સ્વરૂપ સુણજો, દેવત્વ કેવું દિસે,
ચૌદે લોક મળી વિરાટ મુરતી, આ વિશ્વ તેમાં વસે;
તે તો સ્થૂળ શરીર ઈશ્વર તણું, વેદાદિ શાસ્ત્રો કહે,
તેમાં સૂક્ષ્મ શરીર રૂપ સઘળે, સુત્રાત્મ વ્યાપી રહે. ૧
ને જે કારણ દેહ ઇશ્વર તણો, અવ્યાકૃતાખ્યા કહે,
ઉત્પત્તિ સ્થિતિ નાશ ઇશ્વર કરે, તે મધ્ય વ્યાપી રહે;
આ બ્રહ્માંડતણું સદૈવ અણુવું, વૈરાટ એ નામ છે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ આદિ સુરનાં, તેમાં રૂડાં ધામ છે. ૨
તે સર્વોપરિ એકને ભજી ભજી, એવા સમર્થો થયા,
એવા ઈશ્વર કોટિએ સ્થિર થઇ, બ્રહ્માંડ પ્રત્યે રહ્યા;
જાણે જે નિજ વિશ્વની ગતિ બધી, સર્વજ્ઞ તે જાણીયે,
નિયંતા નિજ વિશ્વના પણ ખરા, એવા ઉરે આણીયે. ૩

**માયાસ્વરૂપ વર્ણન:— (માલીની વૃત્ત.)**

અકળ ત્રિગુણ આત્મા, જાણરી એવિ માયા,
જડ ચિદમય છે તે, છાય અજ્ઞાન છાયા;
નિગમ પણ કહે છે, શક્તિ શ્રીકૃષ્ણ કેરી,
જનમ મરણ હેતું, જીવની એજ હેરી. ૧
જનમ નથિજ લેતી, નામ એનું અજા છે,
મન સમજવિ માયા, જેહ અજ્ઞાનતા છે;
શરિર શરિર કેરાં, સર્વ સંબંધિયો માં,
અસત મમત કારી, એજ છે પ્રાણિયોમાં. ૨
સદ અસદ વિષે તો, મોહ માયા કરે છે,
અમિત તિમર રૂપી, એજ આપે ઠરે છે;
પ્રગટ સકળ માયા, કાર્ય હેતૂ જણાય,
ભજન વિધનકારી, એજ ભારે ગણાય. ૩
ઉપર ઉપર જોતાં, સઘ દેખાય સારી,
ગ્રહણ કરિ જુવે ત્યાં, તે દિસે કષ્ટકારી;

ભ્રમિત મતિ કરે છે, જીવની એજ માયા,
સુરનર મુનિ મોટા, હાર્ય પામ્યા ગણાયા. ૪
હરિ શરણુ થકી તે, મોહ માયા જીતાય.
જપ તપ વ્રત કીધે, તેહ જીતિ ન જાય;
નૃપ પદ તજી કોઇ, જંગલે જૈ વસે છે,
વડિ સરપણિ માયા, ત્યાં જઇને ડસે છે. ૫
જળ મહિ દવ આણી, ભૂત છે પાંચ જેહ;
ત્રણુ વિધિ અહંકારો, તેમ મહત્વ તેહ;
સમળ સકળ માયા, શાસ્ત્રનો એજ સાર,
વળી વિવિધ પ્રકારે, તે કરે છે વિકાર. ૬
સતત અચળ એ છે, નાશ પ્રાપ્તિ ન તેને,
પરમ પુરૂષ પ્રેરે, અક્ષરેથીજ એને;
જગત જનનિ વાન્છા, ધેનુ રૂપે પુરે છે,
સ્થિર ચર ઉતપત્તી, એજ માયા કરે છે. ૭
રજ તમ સત રૂપે, એજ માયા રહે છે,
નહિ લવ હરિ ગ્નાની, તે જીવો ભોગવે છે;
પછિથિ અધિક પ્રાણી, બંધને તે પડે છે,
વડી દુખમય માયા, જીવને તે નડે છે. ૮
તજી હરિ પદ માયા, વશ્ય જે જીવ થાય,
પ્રભુ પણુ તજી તેને, દૃષ્ટિથી દૂર જાય;
દિનકર જયમ દેખી, જાય છે અંધકાર,
પરમ પ્રભુ નિહાળી, તેમ માયા વિકાર. ૯

**બ્રહ્મસ્વરૂપ વર્ણન:— (વૈતાલિય વૃત્ત.)**

શુભ લક્ષણુ બ્રહ્મનું કહું, શ્રુતિ શાસ્ત્ર થકી સર્વ તે લહું;
ચિદ છે પરિપૂર્ણ સત્ય છે, અવિકારિ સુઅનંત નિત્ય છે. ૧
મુરતી વણુ મુર્તિમાન છે, હરિ કેરૂં વસવાનું સ્થાન છે;
અવિનાશી અને અખંડ છે, સઉ તેમાં સ્થિતિ બ્રહ્મઅંડ છે. ૨
મુરતી વિણુ વ્યાપિ તે ઠરે, ધરિ મુરતી હરિ સેવના કરે;
શુભ અક્ષર ધામ નામ છે, નહિ સીમાસ્થિતિ સર્વ ઠામ છે. ૩
સહુ તેનિજ શક્તિથી ધરે, વળિ માયાદિ પ્રકાશ તે કરે;
રવિ કિર્ણુ જણાય શું જયહાં, શશિ અગ્નિ પણુ શું કરે ત્યહાં. ૪

શ્રુતિ બ્રહ્મપુરી સદા કહે, જઈ જ્યાં જન્મ જરા નહીં લહે;
અજરામર ધામ એવું તો, નથિ જાણ્યું પુરબ્રહ્મ જેવું તો. ૫
નથિ ત્યાં દુખ કે ક્ષુધા તૃષા, નથિ ત્યાં સ્થૂળ તથા નથિ કૃષા;
નથિ ત્યાં વિષયાદિ વાસના, નથિ ત્યાં પાપ તથાન ત્રાસના. ૬
ગુણમાયિક ત્યાં નથી કશ્યો, નથિ ત્યાં લેશ કલેશ જે વશ્યો;
નથિ ત્યાં દિવસો તથા નિશા, નથિ ત્યાં પુર્વ તથોત્તરા દિશા, ૭
વળિ તે કહું બ્રહ્મના ગુણો, સદભાગી શુરરાજ સૌ સુણો;
અતિ અદ્દભુત એનું કૃત્ય છે, નિજના સર્વ મનોર્થ સત્ય છે. ૮
પરમેશ્વરની રજા થકી, સઘળે ઠામ પ્રકાશ દે નકી;
પ્રભુની ચિદરૂપ શક્તિ તે, પ્રભુની નિત્ય કરે સુભક્તિ તે. ૯
નથિ ત્યાં બળ કાળ કર્મનું, નથિ ત્યાં કૃત્ય કશું અધર્મનું;
સુખ વૈભવ કૃષ્ણ તુલ્ય છે, મણિ માણિકય ત્યહાં અમુલ્ય છે. ૧૦

## પરબ્રહ્મ સ્વરૂપ વર્ણન:— ( રથોદ્ધતા વૃત્ત. )

જે ગણાય પ્રભુ સર્વ ઉપરી, સર્વ શક્તિ નિજમાં રહ્યા ધરી;
રૂપ રાશિ ગુણ સર્વથી ઘણા, બ્રહ્મઆદિ સહુ દાસ તે તણા. ૧
મુર્તિમાન પ્રભુ પુર્ણ કામ છે, બ્રહ્મ એજ નિજ કેરૂ ધામ છે;
લેશ માત્ર નહિ કોઇની સ્પૃહા, છે સમર્થ પ્રભુ સર્વથી મહા. ૨
બ્રહ્મ આદિ સહુના સુઆત્મા, સેવનારિ બહુ રાધિકા રમા;
જ્ઞાન તેજ બળતો અનંત છે, જેહનો ન કદિ આદિ અંત છે. ૩
સેવનાર બહુ મુક્ત સંત છે, કિર્તિ ગાય શ્રુતિયો અનંત છે;
કૃષ્ણ દેવ કરૂણા નિધાન છે, કોઇ બીજું નહિ તે સમાન છે. ૪
શેષનાગ ગુણ પારના લહે, નેતિ નેતિ નિગમાગમો કહે;
ધામકેરૂ 'નર' નામ જાણવું, 'નાર' તત્ર સ્થિતનું પ્રમાણવું. ૫
તે વિષે વળિ નિવાસ જે કરે. નાર ને અયન નામ તે ઠરે;
સર્વ ઠામ સ્થિત તેજ જેહનું, વાસુદેવ પણ નામ તેહનું. ૬
સ્વપ્રકાશ વળિ તે સ્વતંત્ર છે, એજ નાથ સહુના નિયંત્ર છે.
સર્વ સદગુણ તણા નિદાન છે, અક્ષરાદિ સહુના નિધાન છે. ૭
દિવ્ય મુર્તિ પરબ્રહ્મ એજ છે, કૃષ્ણદેવ પરમાત્મ તેજ છે;
અક્ષરેશ હરિવિષ્ણુ નામ છે, શ્રીમુકુંદ પ્રભુ મેઘ સ્યામ છે. ૮
અચ્યુતાખ્ય તે અનંત છે, માધવાખ્ય બહુ શક્તિમંત છે;
જે પરમેશ પુરૂષોત્તમાખ્ય છે, સત્ય સંકલ્પ અત્યાશયાખ્ય છે. ૯

સર્વે જાણુ શુદ્ધ રૂપ છે સદા, કાળ કર્મ વળગે નહીં કદા;
સર્વે કર્મ ફળદાઇ એહ છે, આત્મનાય પણુ આત્મ તેહ છે. ૧૦
મચ્છ આદિ અવતાર જે ઘણુા, એજ કારણુ ગણુાય તે તણુા;
જેહનો ઉપરી કોઇયે નથી, એજ એક પ્રભુ શ્રેષ્ટ સર્વથી. ૧૧
મંદમંદ મુખ જેનું હાસ્ય છે, જીવ ઇશ સહુના ઉપાસ્ય છે;
કાળ જેહનિ ભ્રગુટિથી ડરે, સર્વ દેવ શિર આગન્યા ધરે. ૧૨
આદ્ય સૃષ્ટિ રચવા ઇચ્છા ધરે, કાળકર્મ તણિ પ્રેરણા કરે;
તેથિ વિશ્વકરતા ગણાય છે, કલ્પનાથિ જગકોટિ થાય છે. ૧૩
કાળકર્મ નિજભાવને અજા, તે વડે પ્રગટ તે કરે પ્રજા;
તોય નિત્ય નિરલેપ તે રહે, તે થકી અકરતા શ્રુતી કહે. ૧૪
જેહના ડરથિ વાયુ સંચરે, શેષનાગ શિર પૃથ્વિ તે ધરે;
સાગરો ન હદ છોડિને ખસે, સુર્ય ચંદ્ર નભમાં સદા વસે. ૧૫
એ પ્રભુજી શુભ ધર્મ થાપવા, ભુમિભાર હરિ કષ્ટ કાપવા;
દેહ ધારિ જગમાં કદી ફરે, મુક્ત કોટિજનને તદા કરે. ૧૬
રૂપ એમ પરબ્રહ્મનું કહ્યું, જેમ શાસ્ત્ર શ્રુતિઓ વિષે રહ્યું;
મૂર્ખ ભૂલિ પથ ઉલટે ચઢે, સૂમતિ ઇશ કૃપાથિ સાંપડે. ૧૭

## દેવ આરાધનો અપરાધ શુદ્ધિ વિષેઃ— (શાર્દુલ વિક્રિડિત વૃત્ત.)

જાશે દેવ સમીપ ચાખડિ ચઢી, કે વાહને જો ચઢી,
તો જાણો અપરાધ એજ સુરનો, તેણે કર્યો તે ઘડી;
જો જન્મોત્સવ દેવનો ન કરશે, તે દોષ બીજો ગણો,
પેખી મુર્તિ પ્રણામ જે નહિ કરે, તે દોષ ત્રીજો ઘણો. ૧
બેસે મંદિરમાં મનુષ્ય જઇને, જો કોઇ ઉચ્ચાસને,
એકાંતે નરનારિ ત્યાં ગતિ કરે, કાં તો કરે હાસ્યને;
કે ઉચ્છિષ્ટ અશૌચ આપ તનથી, જે દેવને જો અડે,
કાં તો થાય પ્રણામ એક કરથી, તે પ્રૌઢ પાપે પડે. ૨
કાંતો એક પ્રદક્ષણાજ કરશે, દુઃશબ્દ ઉચ્ચારશે,
કે બેશી પ્રભુ પાસ નિજના, લાંબા પગો ધારશે;
બેસે ઢિંચણુ બાંધિ વસ્ત્ર વતિને, કાં તો સુવે તે કણે,
કે કાંઇ પણુ ખાય મંદિર વિષે, વા જીભ જુઠું ભણે. ૩
ઉંચા શબ્દ થકી મુખેથિ ઉચરે, કે કાંઇ કષ્ટે રુવે,
સ્ત્રીનો સ્પર્શ કરે સ્ત્રિયો પુરૂષનો, કે ખોટિ દૃષ્ટે જુવે;

મોટાઇ ધરિ કોઇને વચન ત્યાં, આપે કદી રીઝિને,
કે કોઇ જનને પ્રભૂ સદનમાં, શિક્ષા કરે ખીજીને. ૪
ટંટો કોઇ કરે નિવેદિત વિના, જે કોઇ વસ્તુ જમે,
બોલે ગ્રામ્ય કથા તથા રમતજો, ત્યાં કોઇ રીતે રમે;
દેવસ્થાન વિષે અધોપવનનો, સંચાર કોઇ કરે,
બેસે દેવનિ સામિ પૂઠય કરી કે, કીર્તિ સ્વની ઉચ્ચરે. ૫
જંઘા જાનુ ઉપરીપરી પગધરે, તે થાય પ્રૌઢાસન,
બેસે મંદિર માંહિ મુર્ખ જનજે, એવું કરી આસન;
વાણી ક્રૂર વદે તથા પરતણી, નિંદા સ્તુતી ઉચ્ચરે,
બોલે બોલ કઠોર લોભિ થઇને, સેવા ન સારી કરે, ૬
જે પોતે લઇ માનતા પણ પછી, પૂરી કરે તે નહી,
ઉછીતું લઇ દેવનું પછિ થકી, પાછું કદી દે નહી;
જે અર્પે ન ફુલો રતે રત તણાં, વંદે બિજાને ત્યહીં;
જે ભાવે બહુ આપને સુરસ તે, નૈવેદ્ય ધારે નહી. ૭
ઇત્યાદી અપરાધ તે ન કરવા, ભક્તી ભલી ચ્હાય તો,
પ્રાયશ્ચિત કરે કદિ અસમજે, એવું થઇ જાય તો;
ઉભા એક સ્થળે રહી હરિતણી, સૌ આરતી કીજીયે,
બીજી વાત બધી તજી પ્રભુ પદે, વૃત્તી તદા દીજીયે. ૮
પોઢયે દેવ પ્રદક્ષણા ન કરવી, મર્યાદ ના મૂકિયે,
જે જે સેવનનો સમો સુસજીએ, ટાણું નહીં ચૂકીયે;
વ્યારાહાખ્ય પુરાણમાં વચન છે, વ્યારાહ દેવે ભણ્યાં,
પૃથ્વી પાસ પ્રસિદ્ધ છે ઉચરિયાં, સર્વોપયોગી ઘણાં. ૯
મુર્તીનો અપરાધ જે જન કરે, શું તેહને થાય છે,
તે આજે હું તમો સમીપ ઉચરૂં, સત્શાસ્ત્રનો ન્યાય છે;
જે પૂજે જમિને પ્રભૂનિ પ્રતિમા, તે કુંભિ પાકે પડે,
નાહ્યા તોય ન દંત ધાવન કર્યું, જે મુર્તિને જો અડે. ૧૦
તેનાં સુકિત નાશ થાય સઘળાં, સંદેહ તેમાં નહીં,
માટે સર્વ પવિત્ર થૈ મુરતિને, સ્નેહથિ સેવો સહી;
સ્ત્રીસંભોગ કરી નિમંજનવિના, મુર્તી સમીપે ધસે,
તે તો ચૌદહજાર વર્ષજ લગી, વિર્યેજ વાસો વસે. ૧૧
જોઇને સબ જેન ન્હાય અથવા, સત્શાસ્ત્ર નિંદા સુણે,
તે જો સ્પર્શ કરે પ્રભૂનિ છબિને, બંધાય પાપે ઘણે;

પોતે પૂર્વજ સૌ સમેત વનમાં, જાંબુક થૈ ને રહે,
જેને નિત્ય મશાણુમાંજ સમતું, તે માંસ ખાવા ચહે. ૧૨
કામે મોહિત થૈ રજો પતિ તણો, જે સ્પર્શ ક્યાંરે કરે,
તે જો સ્પર્શ કરે પ્રભૂનિ છબીને, તો પાપિ પૂરો ઠરે;
જે સંપૂર્ણ સહસ્ત્ર વર્ષ સુધિ તે, સ્ત્રી પુષ્પ વારી પિયે,
જન્મે ત્યાં જડબુદ્ધિ થાય જન તે, દારિદ્ર મોટું લિયે. ૧૩
જો પોતે સબને કદાપિ અડિને, દેવાલયે જે જશે,
તેને ગર્ભ થકીજ જન્મિ મરવું, તે લક્ષ વારે થશે;
ને ચંડાળપણું પછીથિ ધરશે, સો સેંકડો વર્ષનાં,
જ્યાં ત્યાં શોક કલેશ દુઃખ નડશે, સ્વમાં નહીં હર્ષનાં. ૧૪
મુર્તિ સ્પર્શ મનુષ્ય કોઇ કરતાં, વાયુ અધો સંચરે,
તે સંવત્સર સપ્ત ઉંદર તણો, જે દેહ નિશ્ચે ધરે;
ત્યાંથી તે ત્રણ વર્ષ શ્વાન થઇને, પંચાબ્દ માખી હશે,
ને વર્ષો નવ કાચબો પછિ થઇ, દુર્ગંધ ભક્ષી થશે. ૧૫
જો સેવા કરતાં પુરિષ તજશે, તે રૌરવે જૈ પડે,
દેવોના દસ સોય વર્ષ વસિને, જીવેજ વિષ્ટા વડે;
સત્શાસ્ત્રોથિ વિરૂદ્ધ શાસ્ત્રમતનો, જો પક્ષ લે મંદિરે,
તેતો સાતભવો સુધી વિચરશે, થૈ કાચબોને નિરે. ૧૬
જે અત્યંત મલીન વસ્ત્ર ધરિને, મુર્તિની પૂજા કરે;
તે સંવત્સર પાંચસેં સુધિ સદા, કીડાની કાયા ધરે;
મુર્તિને અડવાજ યોગ્ય નહિ જે, તે જો જઇને અડે,
તે પાપી મતિમંદતો નરકના, જૈ કુંડ માંહે પડે. ૧૭
વિષ્ણું પૂજન અધ્યઅન્ય સુરની, પૂજા કદી આદરે,
તે વર્ષો સતસો સુધી મરિમરી, કાયા કિડાની ધરે;
ક્રોધી ચંચળ ચિત્તવંત જનજે, જો મુર્તિ પાસે જશે,
તો તે ઉંદરનીજ દેહ ધરિને, સો વર્ષ સુધી વસે. ૧૮
સો વર્ષો વળિ સર્પ થૈ પછિ વસે, તેના પછી દેડકો,
થાશે વત્સર ત્રીસ તે પછિ થશે, જાંબુક જાતે પકો;
વિષ્ણું પૂજનમાં નિષેધ કુસુમો, જે જે કહેવાય છે,
તે પુષ્પે હરિ પૂજનાર નરકે, તે રૌરવે જાય છે. ૧૯
સુકાં પુષ્પ તથા પડયાં અવનિમાં, નિર્ગંધ કાં તો હશે,
કે દુર્ગંધ વિશે સ્મશાન સમીપે, ત્યાં ઉગિયાં જે હશે;

સુંઘેલાં જન કોઇએ, સુર શિરે, જો એક વારે ચઢયાં,
ખોટેલા કદિ વસ્ત્રમાં જનધરે, કે લિંટય થુંકે અડયા. ૨૦
પુષ્પો અર્ક કરેણુ શીમળતણાં, ભોરિંગણીનાં તથા,
કે વાસી પુષ્પોથિ વિષ્ણુ અરચે, પૂજા બધી તે વૃથા;
માળાકાર ગૃહે રહે સુકુસુમો, વાશી ન તે થાય છે,
સ્થાપેલી છબિને કરેણુ કુસુમે, પ્રીતીથિ પૂજાય છે. ૨૧
અંધારે વણુ દીપકે પ્રભુ તણી, જે મુર્તિ પાસે જશે,
તો આખોભવ આંધળો રહિ અને, તે સર્વ ભક્ષી થશે;
કાંકાદી અપવિત્ર પ્રાણિ અડકે, તે વસ્ત્ર અંગુ ધરી,
પૂજે જો પ્રભુને જરૂર જનમે, તે કાગડામાં મરી. ૨૨
શ્વાનોચ્છીષ્ટ ધરે નવેદ હરિને, તે જન્મશે શ્વાનમાં,
વર્ષો સાત પછી વળી શશક થૈ, વાસો વસે રાનમાં;
સંકોરી કદિ દીપ હસ્ત ન ધુવે, તે મુર્તિને જે અડે,
સૈકા વર્ષ સુધી શરિર ગળતે, તે કોઢિયો થૈ પડે. ૨૩
જેને કોઇ મશાણુ સ્નાન કરિને, પંડે છતાં સૂતકી,
મુર્તી સ્પર્શિ શિયાળ થાય વર્ષો, એકોન સષ્ટી નકી;
પક્ષી ગીધ પછિ થઇ વરસતો, તે સાત સુધી રહે,
માટે સૂતક કેટલું સ્વજનનું, તે ભક્ત જાણી લહે. ૨૪
મધ સ્પર્શ કરી પછી પ્રભુ તણા, જો મંદિરે જાય છે,
તો તે સોસતવર્ષ સુધિ દુખિયો, દારિદ્રથી થાય છે;
ધારેલું જન કાંઇએ વસન કે, મેલું ચઢાવે મને,
તેતો થૈ મૃગ એકવીશ વરસો, વાસો વસે છે વને. ૨૫
પાકે અન્ન નવીન તે પ્રભુજીને, અર્પ્યા વિના ખાય છે,
તેના પૂર્વજ વર્ષ પંદર સુધી, આશા તજી જાય છે;
પૂર્વે ચંદન પુષ્પ પૂજન વિના, જે ધૂપ લાવી ધરે,
તો તે રાક્ષસ થાય અન્ય જનમે, જ્યારે અહીંથી મરે. ૨૬
પેસે મંદિરમાં ઉપાન ધરિને, તે ચર્મકારી બને,
વર્ષો તેર પછી જ તે સુકર થૈ, વાસો વસે છે વને;
ઘંટા ભેરિ બજાવિયા વણુ પ્રભૂ, જેને જગાડે સહી,
તે આખો ભવ ભોગવે બધિરતા, તે માંહિ શંસે નહિ. ૨૭
ઝાઝુ ખાઈ અજીર્ણ અંગ ધરિને, ઉદ્દગાર ખાતાં ખરો,
મુર્તી પાસ જનાર શ્વાન જનમી, જન્મે પછી વાંદરો;

જે કાંઇ કરિ માનતા પ્રભુ તણી, તે પૂરિ પાડે નહી,
ઉછીતું લઇ દેવનું વળતિ તે, પાછૂ ન આપે સહી. ૨૮
તેને કષ્ટ અનેક છેક પડશે, ખાવાતું તો ખૂટશે,
જે કાંઇ અપરાધ થાય સુરના, દેહે વહી છૂટશે;
કે અજ્ઞાનપણાથિ થાય કદિ તો, જાણ્યા પછીથી ડરી,
પ્રાયાશ્રીત નિવારણાર્થ કરવું, દેહે અવશ્યે કરી. ૨૯
સાચી આશિષ સંગ્રહી જનસુખા, સત્યશાસ્ત્રથી શોધિને,
પાપીને જમ પીડશે નરકના, કુંડો વિષે રોધિને;
તે માટે અપરાધ કોઇ વખતે, ક્યારે ન થાયે જરી,
એવી રીત ખચિત ચિત્ત ધરીને, રે'જો દિલે સૌ ડરી. ૩૦

## અંતમ લેખક વિજ્ઞપ્તિ.

(શાર્દૂલ વિક્રિડિત.)

એ આદી વ્યવહાર ધર્મ ઉમદા, કોટયાદિ શાસ્ત્રે કળા,
જેમાંના જન માત્રને જરૂરના, સંક્ષેપ આ સંગ્રહ્યા;
તે વાંચી ત્યમ વર્તતાં વિર ઉરે, ના આણશો અણગમો,
જેથી ભારતવર્ષના ભવિષ્યમાં, મોટા મનાશો તમો. ૧

શ્રદ્ધામુર્તિ શ્રીગોડ દ્વીજ સુતના, આ બ્રહ્મવાકયે ભલા,
દીર્ઘાયૂ બનિ દિવ્ય તેજ દિપવો, **સોલંકિ** સોળે કળા;
સ્થાપી સ્વર્ગ સમાન સૌખ્યસદને, ગુણગ્ર હોજો ઘણા,
એ દે આશિષ **માઇશંકર કવિ**, [1]**શ્રી કૃષ્ણપૂરી** તણા. ૨




૧–કૃષ્ણપૂરી એટલે કાવિઠા, કે જે હાલ પેટલાદ મહાલ તાબાનું ગામ છે.